# સંપાદકીય

ગુજરાતના અનેકાનેક સમર્થ સાહિત્યસ્વામીઓમાંના એક તે શ્રી પૂજાલાલ. ગુજરાતને ગૌરવાન્વિત કરનાર, ગુજરાતની શાન વધારનાર, ગુજરાતની અસ્મિતાની પ્રગટેલી જ્યોતને જલતી રાખનાર અનેક ગુર્જરી સાહિત્યકારો, યોગીઓ અને સંતોમાંના એક તે પણ ભાઈશ્રી પૂજાલાલ. યુગપૂર્વથી ચાલી આવતી પ્રભુપરાયણતાને જીવનમાં ઉતારનાર, પ્રભુ પ્રત્યેના પ્રેમને કાવ્યદેહ આપનાર, પ્રભુપ્રાપ્તિની તીવ્ર ઝંખના સેવનાર, અને નરસિંહ નેમજ મીરાએ ચીંધેલા માર્ગે શ્રદ્ધાપૂર્વક દોટ મૂકનાર અનેક ગુર્જરી બાળોમાંના એક તે પણ ભાઈશ્રી પૂજાલાલ. આજે એવી એક વિભૂતિને તેના છાસઠમા જન્મદિને સન્માનતાં અમને અત્યંત હર્ષ થાય છે.

શ્રી. પૂજાલાલ દલવાડી પ્રજાપતિ જ્ઞાતિના છે અને એટલે જ તેઓનુ સન્માન કરવું એવો એકાંગી આશય આ સન્માન પાછળ છે એવુ કોઈ રખે માને. સન્માન પાછળ વિવિધ ભાવના કાર્ય કરી રહી છે. એક તો સમગ્ર ગુજરાતને આધ્યાત્મિકતાની લહાણ આપનાર શ્રી પૂજાલાલ જેવા જ્ઞાતિબંધુને સન્માનવાની અને બીજી, ગુજરાતના લગભગ પ્રથમ કક્ષાના કવિઓની જોડાજોડ આસનના અધિકારી એવા એક કવિને – તેના જીવન અને સાહિત્યને – તેના ખરા સ્વરૂપમાં ગુજરાતી સાહિત્યરસિકો, અભ્યાસીઓ અને વિદ્વાનો સમક્ષ રજૂ કરવાની ૧૯૫૫–૫૬માં ગુજરાત યુનિવર્સિટીએ અને હમણાં જ જાણવા મળ્યું તેમ છેલ્લાં કેટલાંક વર્ષ દરમિયાન એસ એન. ડી. ટી. વિમેન્સ યુનિવર્સિટીએ શ્રી. પૂજાલાલની એક કૃતિ 'પારિજાત'ને તેના અભ્યાસક્રમમાં સ્થાન આપ્યું હતું. તે સમયે વિદ્યાર્થીઓને ઈનિ, મીન ને સાડેતીનની કહેવત મુજબ ગણ્યા ગાંઠયા ત્રણ લેખ (જેમાં એક તો શ્રી. બ. ક. ઠાકોરનો લખેલો 'પારિજાત'નો પ્રવેશક જ હતો) જેમનો પ્રસ્તુત અંકમાં

સમાવેશ કરવામાં આવ્યો છે, તે જ મળતા હતા અલબત્ત, શ્રી. પૂંજલાલની તે કૃતિના અભ્યાસ માટે તે ત્રણ લેખ પૂરતા ન હતા એમ તો ન જ કહી શકાય છતાં, તેમના જીવનવિષયક તેમજ તેમની અન્ય કૃતિઓ વિષેની બીજી કોઈપણ માહિતી પ્રાપ્ય નહોતી જ એમ કહો કે પુસ્તકાકારે સંગ્રહાઈ નહોતી ત્યારે જ એમ થતું હતું કે જો તેમના સંબંધી પ્રાપ્ય સઘળી માહિતી ને એક જ પુસ્તકમાં સમાવી લઈ પ્રસિદ્ધ કરવામાં આવે તો કવિના જીવન અને સાહિત્યના અભ્યાસીઓને તે ખૂબ મદદરૂપ નીવડે અલબત્ત, આ સત્ય તો ઈ સ ૧૯૨૫ પછીના આપણા બધા જ કવિ–લેખકોને લાગુ પડે છે તેમને વિષે, તેમની કૃતિઓ વિષે વેરવિખેર પડેલી સર્વ માહિતી એકત્ર કરવામાં આવે તો ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓની અર્ધી મહેનત ટળી જાય પણ આવું આર્થિક દૃષ્ટિએ જવાબદારીભર્યું કાર્ય કરે કોણ? ત્યાં તો 'પ્રજાપતિ પત્રિકા'ના તંત્રીઓએ જ્ઞાતિના સંતો, ભગવદ્‌પરાયણ પુરુષો અને કવિ–લેખકોનું સન્માન કરવાની એક યોજના ઘડી કાઢી એ યોજનાનું પ્રથમ અને નક્કર સ્વરૂપ તે આ 'ભક્તકવિ શ્રી પૂંજાલાલ સન્માન અંક' આમ, 'એક પંથ ને દો કાજ' કરી શક્યા છીએ એક જ્ઞાતિકવિનું સન્માન કરવાનો લ્હાવો પણ લૂંટી શક્યા છીએ અને સાથે સાથે ગુજરાતના એક અર્વાચીન ભક્તકવિના જીવનને અને સાહિત્યને ગુજરાતની રસિક અને કદરદાન પ્રજા સમક્ષ રજૂ કરી શક્યા છીએ અને તે બદલ આજે અમે ખૂબ આનંદ અનુભવીએ છીએ

શ્રી પૂંજાલાલને સન્માનવાને 'સન્માન અંક' પ્રસિદ્ધ કરવાની યોજના વિચારાઈ ત્યારે તે કાર્ય આટલું બધું વિશાળ થશે એવી અમને કલ્પના સુદ્ધાં યે નહોતી પરંતુ અમારા નિમંત્રણને માન આપી ગુજરાતના સૌજન્યપૂર્ણ કવિ–લેખકોએ જે અમૂલ્ય સહાય કરી તેને પરિણામે જ અમે આ કાર્યમાં સફળ થયા છીએ એ સૌ સહકાર આપનારાઓનો આભાર માનવાની તક જતી કરવા જેટલી મૂર્ખતા અમે નહીં જ આચ-

રીએ. પ્રસ્તુત અંકમાં ૧૮ – ૨૦ વર્ષ પૂર્વે એક યા બીજા સામયિકમાં પ્રસિદ્ધ થઇ ગયેલા કવિશ્રીના જીવન અને સાહિત્યને સ્પર્શતા સૌ લેખોનો સમાવેશ કરવામાં આવ્યો છે. તે લેખોની પ્રસિદ્ધિની વિગત નીચે મુજબ છે.

| | | |
|---|---|---|
| ૧. 'પારિજાત' નો પ્રવેશક | સ્વ. બ. ક. ઠાકોર | 'પારિજાત' |
| ૨. 'પારિજાત' એક વિવેચના | પ્રા. વિ. ર. ત્રિવેદી | 'વિવેચના' |
| ૩. 'પારિજાત'ની સૌરભ | પ્રા. ડૉ. રં. માંકડ | 'કાવ્ય વિવેચન' |
| ૪. 'પારિજાત' ના ભકત કવિ | સ્વ. ઝવેરચંદ મેઘાણી | 'જન્મભૂમિ' કલમ અને કિતાબ, ૧૩-૧૦-૧૯૩૮ |
| ૫. 'પારિજાત' – એક સૌગન્ધ્ય લહરી | શ્રી. શન્તિલાલ ઠાકર | સ્ફુલિંગ મંડળ ૧ |
| ૬. 'પારિજાત' નો પ્રસાદ | શ્રી. બચુભાઇ રાવત | પ્રજાબંધુ, મહાસભા અંક ૫–૩–૧૯૩૯ |
| ૭. 'પારિજાત' એક દૃષ્ટિપાત | ...... ... | પ્રજાબંધુ, ગ્રંથાવલોકન |
| ૮. સ્વતંત્ર અને સર્જક ભકિતફુવારો | શ્રી. મોહિનીચંદ્ર | 'પ્રજાપતિ' વર્ષ ૧૯૩૯ |
| ૯. પારિજાતની કાવ્યકલા | મધુસૂદન પારેખ | બુદ્ધિપ્રકાશ ડિસે. '૫૭ |
| ૧૦. 'પારિજાત' એક સમાલોચના | ......... | 'ગુજરાતી' તા. ૧૦-૯-૧૯૩૯ |
| ૧૧. 'પારિજાત' એક અવલોકન | પ્રા. ચંદ્રકાન્ત મહેતા | પ્રસ્થાન |

| | | | |
|---|---|---|---|
| ૧૨ | 'આગધિમ' | શ્રી શાન્તિલાલ 'ઃ..' | સ્ફુર્લિંગ મંડળ - એક અવલોકન |
| ૧૩ | 'પારિજાત' | શ્રી વિવિત્સુ | 'પુસ્તકાલય' ગ્રંથાવલોકન |

આ બધા જ લેખોને પુનઃમુદ્રિત કરવા માટે પ્રેમાળ અનુમતિ આપનાર સર્વ લેખકોનો અને વિવિધ સામયિકોના તંત્રીઓનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ

સંપાદન કાર્યમાં જરૂરી માર્ગદર્શન આપવા બદલ શ્રી મળજીભાઈ નનાણી અને શ્રી મધુભાઈ ગારનનો તેમજ શ્રી નાથિરામ નાથાભાઈ પ્રજાપતિ (મોગર) નો આભાર ન માનીએ તો નગુણા જ કહેવાઈએ ને !

પ્રસ્તુત અંકમાં શ્રી પૂજાનાનના જીવન અને સાહિત્ય સંબંધી પ્રાપ્ય બધી જ માહિતીને સમાવી લેવાની તીવ્ર ઇચ્છા હતી એટલે વિગતોના પુનરાવર્તનનો ભય હોવા છતાં, અમુક અપવાદોને બાદ કરતાં પ્રાપ્ય બધા જ લેખોને આમાં સ્થાન આપ્યું છે આશા છે કે ગુણદર્શી વાચકો આવા પુનરાવર્તનો પાછળ રહેલા દૃષ્ટિબિંદુની યોગ્ય કદર કરશે અને પુનરાવર્તન થવા દેવા બદલ અમને ક્ષમા કરશે મુદ્રણ કાર્યમાં બને એટલી ચીવટ રાખી છે પ્રૂફ વાચનના કાર્યમાં પણ શક્ય એટલી જ કાળજી લીધી છે છતાંય, ક્યાંક ક્યાંક મુદ્રણદોષ રહી ગયા છે તેમાંથી અલ્પ સમયમાં પણ જે કાંઈ નજરે પડ્યા તેને પ્રસ્તુત અંકમાં મૂકેલા 'શુદ્ધિ – વૃદ્ધિ' માં સુધારી લેવામાં આવ્યા છે તેને નભાવી લેવા જેટલી ઉદારતા વાચક રાખશે એવી અમે આશા રાખીએ છીએ

અંતમાં જ્ઞાતિકવિને સન્માનવાના અમારા આ પ્રયાસને અન્ય જ્ઞાતિઓ એક ઉદાહરણ રૂપે લેખશે જે તે જ્ઞાતિના કવિ – લેખકોને સન્માનશે તો અત્યારસુધી અપરિચિત એવા કેટલાય કવિ – લેખકો અને ગુર્જરી પ્રજાથી અજાણ્યુ એવી કેટલીક વિગતો ગુર્જરી પ્રજા સમક્ષ મૂકાશે અને પરિણામે આપણા સાહિત્યની ગંગા ઝરણાનો અમૂલ્ય ખજાનો પણ મેળવી શકાશે

સંપાદક

# સન્માન સુમનો



## સ્તબક ૧: જીવનયાત્રા



## સ્તબક ૨: અક્ષરઆરાધના

## સ્તબક ૩ઃ પત્રવ્યક્તિત્વ





શ્રી અરવિંદ અને શ્રી માતાજીના આશીર્વચનની
તસ્વીર સાથે કવિ શ્રી. પૂજાલાલની
વિવિધ અવસ્થાઓની અન્ય
તસ્વીરો પ્રસ્તુત સન્માન
અંકમાં યથાસ્થાને
ગોઠવવામાં
આવી
છે.

*

17th June 1957

To the Mother's Poet

blessings from Sri Aurobindo

and myself

[signature]

કવિશ્રી પૂજાલાલના ગુરુઓ



શ્રી અરવિંદ



શ્રી માતાજી

•

# પ્રજાપતિ પત્રિકા

પ્રજાપતિ સમાજની સર્વાંગીણ ઉન્નતિની ચર્ચા ચલાવતું માસિક

## ભક્તકવિ શ્રી. પૂજાલાલ સન્માન અંક

સંપાદકો

પિનાકિન્, 'પુરંદર'

વર્ષ : ૨૬ મે, જુન : ૧૯૫૭ અંક : ૧૦-૧૧

## સુખ સકલ તારા ચરણમાં

સુણ્યું મેં જ્યારે કે સુખ સકલ તારા ચરણમાં
ઘડી તો મારું આ મગજ હસવાના ચકરમા
ચડ્યું : આ તે કેવી કચકચ થતી ધૂળ સરણી,
ખરે, શું હોયે કે પગમહીં વિના ધૂળ કંઈ યે ?
અમે તો જોયું છે સુખ પ્રિયતમાના વદનમાં.
સુકેશે વા હૈયે, સઘનતમ આશ્લેષમહીં વા,
યશે વા સૌંદર્યે, સ્ફટિક-રચિયાં રમ્ય ભવને,
મહા વા મિષ્ટાન્ને, ખટ રસભર્યા થાળ મહીં વા
ન બીજે ક્યાં યે ને, બસ ચરણ આ એકજ વિષે

કુખો નો દેખાતા ! અહ મગજની કેવીક દશા !
મને હુ ઉદ્દ - િ જગતમા એમ ભમતો
જ્યા ત્યા ઊંચા કા પથર મહ માથુ મદભર્યું
ટાયુ, આખોને ચક્ર ચડિયા, ભો હુ ઢળિયો,
ગડારા એકકેયે મદદ ન બન્યા ચોગમતણા
મને જાગ્યો જ્યારે, અખિલ જગમાથી મન્જ કને
ખડુ ના કોઇ ત્યા બમ મગજ મારુ જ્યહીં ઢળ્યુ
ઘવાયેલુ, ધૂળે મલિન, ત્યહી હા કેવળ હતા
બહુ મે નિંદેલા ચરણ અહ
મને જાણ્યુ શાને સુખ સકલ તારા ચરણમા
હવે જ્યારે જ્યારે ઉદ્ધત જનો આમ કઈ કે,
—સ સકલ તારા ચરણમા,
—બલ સકલ તારા ચરણમા,
—ક્ષત સકલ તારા ચરણમા,
—સુદ સકલ તારા ચરણમા,
મને ત્યા તેથી લવ પણ ન તકલીફ બનતી
તો મૂગો મૂગો મુજ મન મહી માત્ર ઉચરુ
બાધા જાણે તેથી અધિક ઈ હુ જાણુ અધુના

સુન્દરમ્ .

# જીવનયાત્રા

........



*

# ભાઈ પૂજાલાલ

શ્રી. મૂળજીભાઈ તલાટી

'ભાઈ પૂજાલાલ' કેવા બે મીઠા શબ્દો! એ શબ્દોની સ્મૃતિ ઉપર એકાગ્ર થાઉં છું ત્યારે સ્મૃતિપટ પર ત્રણ ચિત્રો એક પછી એક અંકિત થાય છે. પ્રથમ ચિત્ર છે ૩૦–૩૫ વર્ષ પહેલાંનું. ફૂટતી દાઢીમૂછના ચહેરાવાળા, શ્રી. અંબુભાઈ પુરાણીની સાથે ધસતા, એમના વ્યાયામના કાર્યને ભાવિમાં ચાલુ રાખનાર આજીવન સભ્ય. મોં ઉપર વિષાદની છાયા છે. અંતરમાં અનેક ભાવનાઓનું તોફાન ચાલુ છે, છતાં શાન્ત, સ્નેહાળ નીડર, માદકપ્રિય, પ્રેમપિપાસુ, સ્વદેશપ્રેમી ભાઈ પૂજાલાલ, બીજું ચિત્ર ખડું થાય છે ૧૫–૨૦ વર્ષ પહેલાંનું. લાંબા કેશ અને લાંબી દાઢીમૂછવાળા શાન્ત, ભવ્ય, ધીરગંભીર, મૃદુહાસ્યવાળા મા ભગવતીની અંગત સેવામા ગરકાઈ ગયેલા, તેઓશ્રીના પ્રેમમાં સતત ડૂબી રહેતા, સાધનામાં રત, આંતરનાં ભાવનાયુદ્ધોને જીતતા, ભાવકેન્દ્રને વિશુદ્ધ કરતા પ્રેમ નિતરતા ભાવકેન્દ્રવાળા ભાઈ પૂજાલાલ. અને ત્રીજું અને છેલ્લું છે દાઢીમૂછ વિનાના—Clean Shave ચહેરાવાળા, વિશુદ્ધ ચિત્તવાળા, પ્રેમભક્તિ અને શ્રદ્ધાથી ઘણાંને શ્રી અરવિંદના માર્ગનો મર્મ સમજાવતા, સૌને ઉપયોગી થવા તત્પર, શ્રી માતાજીના લાડીલા ભાઈ પૂજાલાલ.

શ્રી. અંબુભાઈ ભરૂચ કેળવણી મંડળમાં સક્રિય કાર્ય કરવા માટે ભરૂચ આવીને વસ્યા. એમનું ઘર અમારા ઘરને અડીને જ રાખ્યું હતું. એમની સાથે ઊગતી જુવાનીવાળા શ્રી. પૂજાલાલ પણ આવ્યા અને એ બૃહદ્–ઘરમાં સામેલ થયા. તેઓ ક્યાંના વતની, તેમના કુટુંબનો શો ધંધો છે, કયી નાતિના છે, શું કરવા માગે છે વગેરે સ્થૂળજીવનને લગતા પ્રશ્નો મનમા વઠી ઊઠ્યા ન હતા. છતાં ધીમે ધીમે તેમની સાથે સંબંધ બંધાયો હતો. તેમનાં કુટુંબીજનો પૈકી તેમનો નાનો ભાઈ મોહન અને તેમનાં તે વખતનાં ધર્મપત્ની સ્વ. કાશી પણ ત્યાં આવીને થોડો સમય રહેલાં એટલે તેમના

પરિચયમાં આવવાનું પણ બન્યું હતું. પછી તો શ્રી. પૂજાલાલ કોડિન્ડી ગયા અને ત્યાંથી જ આશ્રમે ગયા. અમારો સંબંધ ચાલુ રહ્યો, ગાઢ થયો અને શાન્તસ્નેહમાં — પ્રભુપ્રાપ્તિ માટેના પ્રયત્નમાં રત એવા અમે પ્રભુપ્રેમના સત સંબંધની ગાંઠથી બંધાયા. આજે અમારો આ સંબંધ કેટલો મધુર અને સ્નિગ્ધ છે!

'પ્રજાપતિ પત્રિકા'ના તંત્રીઓએ 'ભક્તકવિ શ્રી. પૂજાલાલ સન્માન અંક' પ્રસિદ્ધ કરવાનું નક્કી કર્યું. મને એમના જીવન અને એમની અક્ષરની આરાધના વિષે લખવાનું આમંત્રણ આપ્યું. ભાઈ પૂજાલાલનું આ રીતે તેમની જ્ઞાતિ સન્માન કરે તે સહજ રીતે જ મને ગમે. એટલે મેં એમના વિષે લખવાનું સ્વીકાર્યું. પરંતુ વિચાર કરતો ગયો, તૈયારી કરતો ગયો તેમ જણાયું કે કામ સહેલું ન હતું.

માનવ પોતાના વિષે પણ ઝાઝું જાણતો નથી હોતો તો પછી બીજાના વિષે— તેના આંતરજીવન વિષે, આંતરના પ્રવાહો વિષે શું કહી શકે? આપણે જેને માનવનું જીવન કહી સમજવા પ્રયત્ન કરીએ છીએ તે તો માત્ર સપાટી પરનું જ જીવન હોય છે. માનવનું સાચું જીવન તો તેનાં અંતરનાં ઊંડાણો અને આત્માનાં ઉડ્ડયનોમાં વહેતું હોય છે. તેને કોઈ વીરલા જ કળી શકે છે. માનવજીવનના આ આંતર પ્રવાહોના ત્રણ મુખ્ય પ્રવાહો હોય છે. એક પ્રવાહ મન-બુદ્ધિના વિચારો અને બુદ્ધિથી પર જવાનો હોય છે. બીજો પ્રવાહ ભાવકેન્દ્રમાં ઊઠતી લાગણીઓ, ઊર્મિઓ, ભાવનાઓ, ભાવાવેશોનો હોય છે. ત્રીજો પ્રવાહ પ્રાણના આવેગો, સતત જાગતી નાની મોટી વાસનાઓ અને તે પૂર્ણ કરવા માટેની સંકલ્પ-શક્તિનો હોય છે.

જીવનને અનંતતા તરફ વિકસાવવાનો અભ્યાસ કરનાર માનવ આ બધા પ્રવાહોમાંથી કોઇ એકને પ્રાધાન્ય આપે છે. તેના સ્વભાવનું બંધારણ જ એવું હોય છે કે તે તેને તેમ કરવા પ્રેરે છે. જ્ઞાન, ભક્તિ અને કર્મના ત્રણ માર્ગો આપણે ત્યાં પ્રચલિત છે. ભાઇ પૂજાલાલ એમના સ્વભાવના

અખ્યારણને લઇને, સહજ રીતે જ લાગણીઓ, ઊર્મિઓ, ભાવનાઓના માર્ગે ધીમે ધીમે છતાં મક્કમપણે શરૂ કરી ભાવના, શ્રદ્ધા, ભક્તિના માર્ગે જીવન-યાત્રા કરતા કરતા પ્રભુના અંતિમધામે પહોંચવાનો અભ્યાસ કરી રહ્યા છે તેઓએ કેટલી મજલ વટાવી, માર્ગમાં કયાં કયાં મુકામ કર્યો, કેવી કેવી મુસીબતો વેઠી તેનું યથાર્થ નિરૂપણ તો ફક્ત તે પોતે જ કરી શકે. છતાં તેમનો સંગી હોઇ, અમે અરસપરસ લખેલા પત્રો, તેમણે શ્રી અંબુભાઇને લખેલા પત્રો અને એમના તરફથી મળેલા જવાબો તથા બીજી કેટલીક પત્ર અને લેખન સામગ્રીને આધારે તેમના આંતરજીવનનું આછું પાતળું રેખા-ચિત્ર આલેખવા મિત્રભાવે અહીં પ્રયત્ન કરું છુ.

એમના સદ્ગત પિતા શ્રી. રણછોડદાસનો મુખ્ય ધંધો ખેતી હોય એમ લાગે છે. તેમનાં મોટાં દીકરી–પૂજાલાલનાં મોટી બહેન નડીઆદ પર-ણાવ્યાં છે. પૂજાલાલનાં કોઈ ધર્મજ રહે છે. એમના કૂવાની સ્થિતિ સારી છે. ત્યાં પોતાનું છીંકણીનું કારખાનું છે. પૂજાલાલ ભરૂચ હતા ત્યારે એમના નાનાભાઇ મોહનલાલ ત્યાં આવી કેટલોક વખત રહેલા. પછીથી ગોધરા રહેવા ગયા. તેમનું ઘર શહેરા ભાગોળે આવેલું છે. ઘર મોટું હશે એમ લાગે છે કારણ કે તેમાં ભાડઆત પણ રહે છે.

નાનપણમાં પૂજાલાલ ધર્મજ રહેતા અને ગુજરાતી નિશાળમાં ભણવા જતા ત્યારબાદ એમણે અંગ્રેજી પાંચમા ધોરણ સુધીનો અભ્યાસ ગોધરાની ન્યૂ ઇંગ્લિશ સ્કૂલમાં કરેલો. ત્યાં વધુ અભ્યાસની સગવડ ન હોવાને કારણે તેઓ તેમની મોટી બહેનને ઘેર નડીઆદ આવ્યા અને ઘરની લગભગ અડોઅડ આવેલી કોરોનેશન હાઈસ્કૂલમાં છઠ્ઠા ધોરણમાં દાખલ થયા અને ત્યાં જ મેટ્રિક પસાર કરી. તે વખતે નડીઆદમાં અત્યારની જેમ ઉચ્ચ શિક્ષણની સગવડ નહોતી. પરિણામે તેમને અમદાવાદની ગુજરાત કૉલેજમાં દાખલ થવું પડ્યું. ઇન્ટર સાયન્સ સુધી અભ્યાસ કરી સત્યાગ્રહના સમયમાં અભ્યાસને તિલાંજલિ આપી

તેઓ અંગ્રેજીનાં ઉપલાં ધોરણોનો અભ્યાસ કરવા નડીઆદ આવ્યા ત્યારપછી થોડાજ સમયમાં વ. બં. અંબુભાઈના પરિચયમાં આવ્યા અને છેવટે એમના ઘરના જ માણસ બની ગયા. આ બાબતમાં પોતે લખે છે : "ઈ. સ. ૧૯૧૭–૧૮ નો સમય હશે. ત્યાં એક દિવસ કોઈ વિદ્યાર્થી મિત્ર પાસેથી સાંભળ્યું કે કોઈ કેળવાયેલા ગ્રેજ્યુએટે અખાડો શરૂ કર્યો છે. કંઈક કુતૂહલવૃત્તિ અને કંઈક મારી વ્યાયામપ્રિયતા મને ત્યાં લઇ ગઈ.

જઇને જોયું તો ત્યાં એક બાંધી દડીનો, સ્નાયુબદ્ધ અને મર્દાનગીના ભંડારવાળો, સ્વપ્નસેવી તેજસ્વી આંખોથી આકર્ષતો, સંસ્કારી પુરુષ, યૌવનની ઉલટ અને ઉત્સાહિત કરતા ઉત્સાહથી ઉભરાતે હૃદયે, ત્યાં જમા થયેલા ૪૦–૫૦ વિદ્યાર્થીઓને દંડ બેઠક, દોડ અને કૂદવાની કસરત કરાવી રહ્યો હતો. એને જોયો ને બાલ આત્મા એની તરફ આપોઆપ આકર્ષાયો. પલવારમાં જ પ્રાણે પસંદગી કરી લીધી. સંકલ્પ નિશ્ચયાત્મક બની ગયો. કોઈ ગૂઢ ઋણાનુબંધથી પ્રેરાઈ હું એમના વિદ્યાર્થીઓના બંધુમંડળમાં તરતજ સામેલ થઈ ગયો તે થઈ ગયો.

દિવસે દિવસે અમે વધારે ને વધારે નિકટ આવતા ગયા. એમની પ્રેરક અને પ્રેમાળ દૃષ્ટિએ જેમ બને તેમ મારી ભાવિક દૃષ્ટિએ એમને ઓળખ અપનાવી લીધા ને પોતાના કરી સ્થાપ્યા. આ અંતરંગ સંબંધને લીધે મારામાં જાણે એમનાજ પ્રાણોનો પ્રવાહ રેલાવા લાગ્યો, એમની ધગશે ધગશ જગાવવા માંડી, એમનાં ઊર્ધ્વગામી આત્માનાં આંદોલનોએ મારા આત્મામાંય એવાં જ ઊર્ધ્વગામી આંદોલનો ઊભાં કરવા માંડ્યાં. માતા પિતા અને ઘરના સ્નેહાળ વાતાવરણથી વિખૂટા પડેલા એવા મને જે હૂંફની ઉણપ પહેલાં મને મૂંઝવતી હતી તે એમના હેતાળ હૈયાએ પૂરી પાડી અને મારા અભીપ્સુ અંતઃકરણને ઉચ્ચોચ્ચ આદર્શો ઉપરની પ્રીતિનો પ્રોજ્જ્વલ પ્રસાદ આરોગાવી પુષ્ણ પુષ્ટીઓ આપવા માંડી. × × × અમે વિદ્યાશાળાઓમાં ભણતા તો હતા; પણ ભણ્યાં ભૂલી જવાના ભણતર સિવાય ભાગ્યે જ બીજું કાંઈ એમણે અમને આપ્યું હશે અમારી ત્યાંની વિદ્યાશાળાઓ તો

હતા અખાડાઓ અને એ અખાડાઓના કુલપતિ સ્થાને હતા અંબુભાઈ."

આમ પોતે વ. બં. અંબુભાઈના પરિચયમાં નડિઆદમાં આવ્યા. તેમની સાથેજ અમદાવાદ ગયા અને ત્યાંથી ભરૂચ પણ તેમની સાથેજ આવ્યા બ્ર. અંબુભાઇના નિકટ સહવાસમાંથી તેમણે શું મેળવ્યું ને ખીલવ્યું તેની ઝાંખી ઉપરનાં અવતરણોમાંથી આપણને જોવા મળે છે. ઉન્નત જીવન ગાળવા માટેની ઉચ્ચ ચારિત્રશીલ દેશસેવકને જરૂરની બધી જ તૈયારી તેમણે ત્યા કરવા માંડી અને તેમના સાન્નિધ્યમાં તેમનીજ છાયામાં રહીને પ્રભુપ્રેમ માટે ઝંખના જાગી અને તેને પૂર્ણ કરવા રસ્તો તથા બધી જાતની મદદ પણ તેમની પાસેથીજ ભાઇ પૂજાલાલ કેવી રીતે મેળવી શક્યા તે આપણે આગળ જોઇશું.

તેમનુ પ્રથમ લગ્ન બાલવયમાં મહુધા મુકામે થયેલું. સાતેક વર્ષના લગ્નજીવન બાદ તેમનાં ધર્મપત્ની પ્લેગના હુમલાને કારણે ગુજરી ગયાં. દુઃખી અને નિરાશમને ફરી ન પરણવાનો તેમણે નિશ્ચય કર્યો. આ સમયે કોઈક કામ પ્રસંગે હું શ્રી. અંબુભાઈને મળવા નડીઆદ ગયો હતો. ત્યાં મેં નાના અને ઉત્સાહી પૂજાલાલને જોયેલા. ત્યારબાદ તેઓ ભરૂચ આવ્યા ત્યાં તેમના પરિચયમાં આવવાનું બન્યું. તે સમયે તેમના અંતઃકરણમાં ત્રણેક બાબતોની ગડમથલ ચાલતી હતી. અને તેનો નિકાલ લાવવા તેઓ મથી રહ્યા હતા. તેમણે ઉકેલવાના પ્રશ્નોમાં સૌથી મોખરાનો પ્રશ્ન તેમના લગ્નજીવન વિષેનો હતો. કારણ કે ભાઈ પૂજાલાલે આ સમયે પણ કેટલાક દૃઢ નિર્ણયો લઈ લીધા હતા અને અખંડ નૈષ્ઠિક બ્રહ્મચર્યનું પાલન કરવુ એ તેમાંનો એક અને ખાસ હતો. શ્રી. હનુમાન તેમનો આદર્શ હતો, પરંતુ તેઓ સદ્દગત ડાહીબહેન સાથે પુનર્લગ્નથી જોડાયેલા હતા. એટલે આ પ્રશ્ન કેમ ઉકેલવો તે સંબંધી તેઓ કશો નિર્ણય કરી શકતા ન હતા. પ્રભુતામાં પગલાં માંડવા તેમને આગ્રહ થતો હતો. અને પત્નીના સહવાસમાં રહેવા તેમના પર દબાણ થતું. તેમના કોઈ સંબંધીએ તેમને આ બાબતમાં એક લાંબો પત્ર લખ્યો છે.

શિક્ષણનું શું ? અંબુભાઈના આશ્રમે ગયા પછી નિર્વાહ માટે શું કરવું ? આ પ્રશ્નોએ તેમના ચિત્તને ઠીક ઠીક સમય રોકી રાખેલું જણાય છે

શરૂઆતમાં અમદાવાદથી ભરૂચ ચંપલો વગેરે લાવી અનાથના વિદ્યાર્થીઓમાં વેચવાનું તેમણે શરૂ કરેલું પરંતુ એ ઝાઝો સમય ચાલી શક્યું નહિ પછીથી પોતે હાથશાળો નાખી કપડું વણવાનો ધંધો સ્વીકારવાનું વિચારી રહ્યા હતા આ રહ્યા તેમના ઉદ્‌ગારો " શાળ શરૂ કરવા બાબત જો કાંઈ લખ્યું નથી મારો તથા મુકુન્દલાલનો શાળ માટે વિચાર થયો છે અને તેને ખાતર મારે ૧૫-૨૦ દિવસ રાજોદ જવાનું પણ થશે લગભગ ૩૫૦થી ૪૦૦ રૂા રોકવા પડશે જોશી ભાઈની સાથે તે બાબતની વાતચીત કરી તેમનો અભિપ્રાય મેળવ્યો છે બરોબર તૈયારી સાથે જ શરૂ કરવાની જરૂર જણાય છે" શ્રી અંબુભાઈએ પૈસા મોકલવાનું જણાવ્યું ત્યારે લખ્યું છે કે. " હાલ પૈસાની જરૂર નથી જરૂર પડશે મંગાવી લઈશું ચિંતા ન કરશો મારી બા અને મોહન આજે અહીં આવવાના છે મોહન અહીં રહેવાનો છે પણ મારી બા શા માટે આવે છે તે હજી કળી શક્યો નથી " આગળ તા ૧-૭-૨૯ના પત્રમાં જણાવ્યું છે કે. " આપ મહેશ જોડે રૂપિયા મોકલવાના હતા પરંતુ તેની કંઈ જરૂર નથી અહીંની જરૂરિયાતો માટે અમે વ્યવસ્થા કરીએ છીએ અને કરી શકીશું એટલે આપના તરફથી રૂપિયા વિના અટકી પડે તેવું લાગશે ત્યારે મંગાવતા આનાકાની નહિ થાય " આમ, શ્રી અંબુભાઈની ગેરહાજરીમાં તેમનું ઘર ચાલે છે અને ભાઈ પૂજાલાલ બધાની સંભાળ રાખે છે શાળો નાખવાનું કામ બનતું નથી અને છેવટે પાછળ જણાવ્યું તેમ ભાઈ પૂજાલાલ આશ્રમે પહોંચ્યા

ભાઈ પૂજાલાલે યોગેશ્વર શ્રી અરવિંદના દર્શન કરી, દીક્ષા લીધી— યોગ સાધનાની પરંતુ, ત્યાં તેમનું, લીલાવતી બહેનનું અને માતુના શરીરનું આરોગ્ય બગડવાથી ગુરુદેવની સૂચનાનુસાર તેઓ મદ્રાસ દવા માટે આવ્યા ત્યાં તેમને ગોધરાથી પત્ર મળ્યો તે બાબતમાં પોતે લખ્યું છે કે " ગોધરાનો

કાગળ વાંચ્યો. તમે ( શ્રી અંબુભાઈએ ) પણ વાંચ્યો હશે. એમની સ્થિતિ દયાજનક તો હતી જ, પણ હવે વધારે દયાજનક થઈ હોય એમ લાગે છે. મારી પાસે કશું નથી એટલે હું એમને ઈચ્છા થાય તો પણ આપી શકું તેમ નથી. હોત તો બધુંય આપી દેત. મારી આંતરસ્થિતિને લીધે કે કોઈ અજાણ્યું બળ મને પરાણે પણ હાલની સ્થિતિએ ખેંચી રહ્યું છે. મને કઈ સમજણ પડતી નથી એટલે હું કંઈ પણ નિર્ણય કર્યા વિના માત્ર શાંતિ રાખી રહીશ. લાગણી તો થાય એ સ્વાભાવિક છે. પણ તે લાગણી જ ગંહેરો એમ લાગ્યા કરે છે. આ બાબત તમે પોતે ચિંતામાં નહિ ઉતરો એવી ઈચ્છા છે. પ્રભુ જે હશે અને તેની ઈચ્છા હશે તો સૌ ઠીક થશે, એમ શ્રદ્ધા રાખવા પ્રયત્ન કરીશ. બાકી આ બાબતમાં શું થઈ શકે તેમ છે તે તમે જાણતા હો તો કહેશો. બાકી બાબતમાં કમાવાની, પૈસા મેળવવાની અશક્તિ છે. જાણે કે બુદ્ધિ પણ હોય એમ લાગતું નથી "( ૮–૩–૨૪ મદ્રાસ )

આ પત્રના જવાબમાં પૂ. શ્રી અંબુભાઈએ લખ્યું છે: " વ્યવહાર માટે પ્રેરણા ન જ હોય તથા તમોવૃત્તિ તથા નિર્બળતા અને લાયકાત નથી એવી ખાતરી હોય તો વ્યવહારમાં ન જ પડવું એવી મારી સલાહ છે. પ્રેમ માટે જ ઝંખના હોય તો તેજ માર્ગમાં લાગવું લાભકારક છે. "....

" સત્ય જ જગત માત્ર કરે છે અને પરમસત્ય તેજ છે. તેને શોક નથી માટે કદીપણ એવો શોક અથવા હિતાહિતમાં વિચાર કરવાજ નહિ. ઈશ્વરની શક્તિ વિના કશું જ થતું નથી, તો પછી અમુક સુખઃદુખ, અમુકનું મૃત્યુ, લાભ ગેરલાભ બધું તે પરમસત્યને અનુસાર જ છે. તેને સ્વીકારવું અને તેને વધાવી લેવું એ માણસનું કામ છે. જન્મ્યું તે જવાનું એમાં કાંઈ શક નથી લાભ ગેરલાભ ( હાનિ ) વગેરે પણ થયા જ કરવાનાં. પરંતુ, સચ્ચિદાનંદ રૂપે આત્મા અક્ષર છે તેને જરાપણ ફેરફારની અસર થતી નથી આ સત્યો નિષ્ઠુર માણસ પેઠે નહિ પરંતુ સત્યને સ્વીકારનાર, જ્ઞાની તરીકે જ સ્વીકારવા જોઈએ

ભાઈ પૂજાલાલ વગેરેની તબિયત નાદુરસ્ત રહેવાથી ગુરુદેવની સૂચનાનુસાર બધાં પાછાં ગુજરાતમાં આવ્યાં. કેટલાક સમય પછી ભાઈ પૂજાલાલ કોશિંદ્રામાં વ્યાયામ શિક્ષક તરીકે જોડાયા. એ વિષે પોતે લખ્યું છે કે: "ત્યાર પછી તો સ્વ. શ્રી. કરુણાશંકરના કોશિંદ્રાના આશ્રમમાં હું વ્યાયામના કાર્યને માટે જોડાયો. ત્યાં એ સાત્ત્વિક વૃત્તિ વિપ્રવર્યના સત્સમાગમે, ત્યાંના કુદરતી સુંદરતાથી ભર્યા સરળ, સ્નેહાળ, ઉદાર, વાતાવરણે મને વધારે સંવેદનશીલ અને સંસ્કારક્ષમ બનાવવાનું શુભકાર્ય આપ્યું; તથા મારા આધ્યાત્મિક જીવનને માટે જરૂરી અનુકૂળતાઓ ઊભી કરી આપી, મને ગહન આંદોલનોનો આનંદાનુભવ કરાવવામાં સહાયતા કરી". .....

"...અત્યાર સુધીનાં મંથનોમાં ઉર્ધ્વ પ્રતિ વળેલી પ્રાણ પ્રાર્થનાઓ સફળ થઈ, અને કોશિંદ્રાથી શ્રી અરવિંદનાં બે ત્રણવાર દર્શન કરી આવ્યા પછી હું એમની અભીપ્સિત સંનિધિમાં ચિરકાળ રહેવા માટે પોંડિચેરી-નિવાસી બની ગયો. ૧૯૨૬ થી પોંડિચેરીનું મારું સ્થાયી જીવન શરૂ થયું."

ભાઇ પૂજાલાલે કોશિન્દ્રામાં રહી કુટુમ્બને શી મદદ કરી (આર્થિક) તે મારી જાણમાં નથી જ્યાં એક બાબત ચોક્કસ દેખાય છે કે ભાઈ પૂજાલાલે છેવટે આ પ્રશ્ન ભાભગવતીને ચરણે ધરી દેવાનો પ્રયત્ન કર્યો હશે

ભાઇ પૂજાલાલ પૂર્વજન્મના સંસ્કારી આત્મા છે. પૂ. શ્રી. અંબુભાઇના સમાગમમાં આવ્યા ત્યારથી જ તેમનું હૃદય વિવિધ ઉચ્ચ ભાવનાઓ તરફ ઉઘડતું અને તે ભાવનાઓને ઝીલતું રહ્યું. પૂ. શ્રી.ના સમાગમમાં ઘણા વિદ્યાર્થીઓ આવી ગયા છે અને બધાએ યથાશક્તિ સંસ્કારો એમની પાસેથી ઝીલ્યા છે અને એક આત્મ-પિતાને નાતે પૂજ્યશ્રીએ પણ દરેકને વિવિધ પ્રકારની નૈતિક-આધ્યાત્મિક સંપત્તિ, નિઃસ્વાર્થ રીતે આપવાનું સદાય ચાલુ રાખ્યું છે. આ વિશાળ વિદ્યાર્થી-ગણમાંથી ભાઇ પૂજાલાલે જે ઝીલ્યું, અપનાવ્યું તે સૌને વટાવી જાય છે એમ બેધડક રીતે કહી શકાય. પોતે પણ આ ઋણનો જાહેર રીતે સ્વીકાર કરતાં લખે છે કે: "ત્યાર પછી તો

હું નડિયાદ ભણવા ગયો. અંગ્રેજી છઠ્ઠું ને સાતમું ધોરણ મેં ત્યાં પસાર કર્યું છે. તે અરસામાં હાલ ગુજરાતભરમાં કાલની ફૂલતી થયેલી વ્યાયામ પ્રવૃત્તિના પ્રવર્તક, આદર્શશીલ નવયુવકોના હૃદયમાં આજીવન પ્રેમનું સ્થાન પામેલા પ્રેરણામૂર્તિ અંબુભાઈએ નડીઆદમાં અખાડાની સ્થાપના કરી અને તેની ખબર પડતાં જ હું તેમાં જોડાયો. ત્યાં અમારા બની ગયેલા અંબુભાઈના પ્રાણપ્રેરક સમાગમે મારી અનુવિકસેલી, છતાં વિકાસને અત્યાર સુધી ગૂઢપણે વાંચ્છી આવેલી સ્વદેશ સેવાની, ઉચ્ચ ચારિત્ર્યવંત જીવનની અને આદર્શ માટે કુરબાન થઈ જવાની અવ્યક્ત ભાવનાને અભિવ્યક્તિ તથા આવેગ આપ્યાં, વિકાસ દિશા બતાવી ને ભાવના સિદ્ધિને માટે અનેકવિધ અનુકૂળ સંજોગો ઊભા કરી આપ્યા. મારા જીવન પલટાનું આમ મંડાણ થયું."

ભાઈ પૂજાલાલના હૃદય-કમળની પાંખડીઓ ખીલતી જ જાય છે આશ્રમેથી શરૂઆતના દિવસોમાં મને લખેલા પત્રમાં લખ્યું છે કે: "પૂજ્ય શ્રી લીલાવતીબહેનના સમાગમમાંથી કાંઈ નવું જાણવાનું મળ્યું છે. એતો થવું જોઈતું હતું ને થયું છે.. .. . હું પોતે તો એમની પાસેથી જેટલું શીખ્યો છું તેથી વધારે બીજા કોઈ પાસેથી ભાગ્યે જ શીખ્યો હોઈશ." એજ અરસામાં નૂતનવર્ષના સુપ્રભાતે એમનું હૃદયભાવના-ઊર્મિઓથી ઉછળી રહે છે. પોતે લખે છે કે: "નવા વરસનો વિચાર આવતાં હૃદયસાગર ક્ષુભિત થઈને ઉછળી રહ્યો છે અને ઊંડાણમાં આવેલાં અશ્રુ-સરોવરની પાળ તૂટી પૂજ્ય ચરણ પખાળવા જળ વહી રહ્યું છે. શૂન્ય અંતઃકરણે, વિવશતાથી પત્ર લખાય છે, કોણ જાણે શા માટે પણ સૂક્ષ્મ સ્થૂલરૂપે પ્રગટ થવા યત્ન કરી રહ્યું છે. સ્થૂલ જન્મદાતા માતાપિતાના સ્થૂલ સંબંધનો મહિમા જાણું છું પરંતુ, સૂક્ષ્મદેહની જન્મદાત્રી શક્તિની પ્રબળતા અમાપ જ છે, એમ લાંબા કાળથી અનુભવી રહ્યો છું. ગુરુ માતાપિતા, બંધુ, સખા જે કહું તે સર્વ તમારામાંથી પામ્યો છું અને તેથી બહુ જ મિશ્રિત ભાવ-પૂજનથી સત્કાર વંદનનો લ્હાવો લૂટી રહ્યો છું. એ વંદન-અભિનંદન-પૂજન આપને પ્હોંચો એવી અભિલાષ છે."

"લીલાવતીબહેનના પૂજ્ય પ્રેમામૃતના પાનથી મારું આનંદજીવન શરૂ થએલું છે. અને એમનામાં જ પરમ માતૃશક્તિનું અદ્ભુત દર્શન કરેલું છે. એમના હૃદય પર્યંત મારા હૃદયનાં વંદન પહોંચો."

"ચિ. અનસૂયાને મારા પ્રેમાશીર્વાદ છે. એણે તો મને કવિ બનાવ્યો છે. સુકુમાર સ્નેહ સૌંદર્યની પ્રતિમાનો સાક્ષાત્કાર નાનુએ (અનુએ) કરાવ્યો. નિર્દોષ પ્રેમ વડે પુત્રની લાયકાત શીખવાડી એને મારાથી કેમ વીસરાય ? એ દિવ્યબાળાનુ પદ પ્રાપ્ત કરે એવી આશિષ છે."

"આ ગાંડુઘેલું લખેલું તમારા પ્રેમનું હાસ્ય પામશે તોય સાર્થક છે"

ભાઈ પૂજાલાલનું ભાવિક હૃદય આમ દૈહિક બંધનોને વટાવી વિશુદ્ધ બનતી જતી પ્રેમ ભાવનાઓના વિશાળ વ્યોમમાં ઉડ્ડયન કરતું કરતું સહજ રીતે સાચા કવિ બનવાની તૈયારી કરતું દેખાય છે.

તેઓ કવિ શી રીતે થયા એ બાબતમાં પોતેજ એક લેખ લખ્યો છે તેમની પૂર્વ તૈયારી વિષે એમાંથી ઠીક જાણવાનું મળે છે. અત્રે એના આધારે થોડી માહિતી આપવા પ્રયત્ન કરું છું. અંગ્રેજીમાં કહેવત છે કે: "A poet is born and not made" "લાવ, હું કવિ થાઉં" એમ મનસૂબો કર્યે કવિ થવાતું નથી કવિ બનાવનાર તત્ત્વો એમના સ્વભાવમાં શરૂથી જ હતાં નાનપણમાં પણ એમણે એક દિશામાં અજાણપણે થોડા પ્રયત્નો કર્યા છે પરંતુ પૂ. શ્રી. અંબુભાઈના પરિચયમાં આવ્યા પછી તેમના આ નિગૂઢ સંસ્કારોને પ્રોત્સાહન મળ્યું છે. "અખાડાની કવિ સભાઓએ, હસ્તલિખિત માસિક ને તે સર્વથીય વધારે તો અમારા આદર્શ બનેલા અંબુભાઈના જીવતા જાગતા દૃષ્ટાંતે મારા મૂંગા અંતઃકરણને બોલતું બનાવ્યું, મારી અંદરની અવદશામાં છુપેલા કવિને ઊભો કર્યો ને તેના કંઠને છંદોબદ્ધ બનાવ્યો. ભાવનાશીલ ગદ્યલેખો, નાનાવિધ કાવ્યો, પાદપૂર્તિઓના પ્રેરક પ્રયત્નો ને વખતના અનુપમ ઉત્સાહથી ઊભરાતા, પ્રગતિ

મારે તલપતા, ભેંશના જુવાળે ચડેલા છંદને અક્ષરોમાં ઉતાર્યા. આ જતાં લખાણોમાં કચાશ તો ઘણુયે હતી પણ એ કચાશ આશા આપનારી હતી. દષ્ટિ આગળ ખૂલેલા વિશાળજીવનના નવા નવા ભાવના – ભવ્યતાથી ભરેલા પ્રદેશોએ મારા હૃદયની ભક્તિનિષ્ઠાને પોતાની બનાવી દીધી અને એ ભક્તિ પાસે વ્યકત અવ્યકત વાણીમાં ગાંડુઘેલું ગવરાવ્યું......"

આમ લેખક કે કવિ થવાના મનોરથથી પ્રેરાઈને નહિ પરંતુ ભરતીએ ચડેલી ભાવનાઓને વહન માર્ગ મેળવી આપવા માટે લેખિનીએ એની ચોડી ગુંજાશ પ્રમાણે કામ આરંભ્યું.

આમ અખાડાઓનાં હસ્તલિખિત માસિકો અને દિવાળીના ખાસ અંકોમાં ભાઈ પૂંજાલાલનાં કાવ્યો આવતાં ધીમે ધીમે એ કાવ્યોની સંખ્યા વધવા લાગી. પછીથી ભાઇ પૂંજાલાલ ભરૂચ આવ્યા. થોડા સમય પછી ભરૂચમાં સ્વ. સુ હરિભાઈ માસ્તર પણ આવીને વસ્યા. એમના મકાનમાં ધીમે ધીમે સંસ્કાર મેળવવા ઇચ્છતા વિદ્યાર્થી વર્ગનું એક વર્તુલ ઊભું થયું. એમનું ધ્યાન આ કાવ્યો તરફ ગયું અને તેમણે તેમાંથી ચૂંટેલ કાવ્યોનો એક હસ્તલિખિત સંગ્રહ તૈયાર કરાવ્યો – છપાવવાની હેતુથી. પોતે નોંધે છે કે ,"પછી તો હું વરસ દોઢ વરસ ભરૂચવાસી થયો. અહીં સદ્દગત શ્રી. હરિલાલ માણેકલાલ દેસાઇ (અમારા માસ્તર સાહેબ) યાદ આવ્યા વિના રહેતા નથી. એ સદ્દભાવી, સમતુલાવંત, સ્નેહાળ આત્માએ મારી કવિતા લેખનની પ્રવૃત્તિમાંય રસ દર્શાવી 'ઘર દીવડા શા ખોટા' ના ધોરણે મારી ઉછરતી કવિતાને પ્રોત્સાહન વડે પરિપુષ્ટિ આપી. 'નર્મદા તીરે' નામનું મારું (અત્યારે ગુમ થએલું) કાવ્ય 'ગુજરાત'માં પ્રગટ થવા માટે પ્રથમ એમણે મોકલ્યું. આમ મારા કવનમાં અંગત રસ લઈ એમણે મને જાતભાનવાળો બનાવ્યો ને ત્યાર પછીથી જ મેં કવિતા લેખનનો પ્રયાસ બુદ્ધિપૂર્વક આરંભ્યો એમ કહી શકાય."

ભરૂચથી ભાઇ પૂંજાલાલ કોસિન્દ્રા વ્યાયામશાળામાં કામ કરવા માટે ગયા. " ત્યાંના કુદરતી, સુંદરતાથી ભર્યા સરળ, સ્નેહાળ, ઉદાર વાતાવરણે

વધારે સંવેદનશીલ અને સંસ્કારક્ષમ બનાવવાનું 'શુભકાર્ય સાધ્યું.'"... "આ પરિસ્થિતિમાં અને વાતાવરણમાં અનેકાનેક કાવ્યભાવોએ મારા હૃદયને ભરવા માંડ્યું અને મારી અણઘડ કલમે એ ભાવોનું થોડું આલેખન પણ કર્યું; પરંતુ હું તાલીમ વગરનો, અનભ્યાસી, અશાસ્ત્રજ્ઞ, અકલાકાર હતો તેથી તેનું પરિણામ મંદ જ આવ્યું. છતાં .. કવિતાનાં બીજ મારી ચેતનામાં નંખાયાં ને અંકુરિત થવા માટે અમીજળોની ને ઉદ્‌બોધક જ્યોતિની વાટ જોતાં અનામત પડયાં રહ્યાં."

આમ ભાઈ પૂજાલાલની ભક્તકવિ થવા માટેની તૈયારીઓ થઈ એમ કહી શકાય. પછી તો ૧૯૨૬માં તેઓ શ્રી અરવિંદનાં દર્શને પૉંડિચેરી ગયા અને ત્યારથી તેમનું ત્યાંનું "સ્થાયી જીવન શરૂ થયું." પછી તો તેઓ જણાવે છે કે: "શ્રી અરવિંદે મને નવો અવતાર આપ્યો...... મારા શિશુ આત્માને પરમપ્રેમમયી મંગલમુખી માના અનુપમ અંકમાં આરોપિત કર્યો માએ મને હૃદયે લઈ લીધો...... માના ચિન્મય સ્પર્શે મારી મરણશીલ માટીના પત્થર પડમાં પુરાયેલાં ચેતન ચમકી ઊઠયાં, ને કાળમીંઢ મગનાં અંતરાય ઉથલાવી નાખી, કલકલ નિનાદ કરતી વિલસંત લહરીવંતાં ઊર્મિ ઝરણાથી અવિનાશની વાટે વહેવા લાગ્યાં. એમનાં કારાકુંઠિત કાળમૂર્છિત ગહનગાન મૂનમાંથી અમૃતની સંજીવની મેળવી મુક્તાનંદે મહાલવા લાગ્યાં એમની સુરસવતિ વાણીને વહાવી લાગી, ને એ કૃપાવંતીએ એને અક્ષર રૂપમાં પ્રતિષ્ઠા પમાડવાનો પ્રારંભ કર્યો." ભાઈ પૂજાલાલને કાવ્યસ્રોતની ભૂમિકા આવી રીતે હાથ લાગી. છતાં હજી તૈયારીઓ અધૂરી હતી પોતે જણાવે છે કે" અલબત્ત, મારી ઊણપો આડે આવી છે અને આવે છે. મારી કલમને નવાજતી કવિતા કુંઠિત થઈ હોય તો તે તેને લીધે જ. કાવ્યકુસુમો સૌંદર્ય ને સૌરભહીણાં જન્માં હોય તો તેને માટે મારી જ વિકૃતિઓ જવાબદાર છે. કળીઓ ખીલતા પહેલાં જ કરમાઈ ગઈ હોય તો તે મારા જ સંતાપકારી નિઃશ્વાસે બાફી નાખેલીએ તો વિમળાં વરદાન વરસાવવામાં કહેણી રાખી નથી. હું ઘણીયે વાર કૃપણું થયો હોઈશ પણ એણે કદી કૃપણતા દર્શાવી નથી મારી જ વિમુખતાએ 'અંજલિની

મુજબ) નક્કી થયું. પારિજાતની **હસ્તપ્રત** કેવી મુશ્કેલીથી તૈયાર થઈ હતી, પ્રો. બ. ક. ઠાકોરે તેમાં અથથી ઇતિ સુધી કેવા રસ સાથે કામ કર્યું હતું તેની વિગત ભાઈ પૂજાલાલે નિવેદનમાં આપી છે. પોતે લખે છે કે: "આ સંગ્રહનું સંકલન, સંસ્કરણ અને પ્રકાશન સંબંધીનું કામ મારે જ કરવાનું હોત અને જે આત્મીય સ્નેહીઓએ તનતોડ મહેનત ઉઠાવી છે તેનો સંજોગવશાત્ મને લાભ મળ્યો ન હોત તો હજુ બીજાં દસ વર્ષો વીતી જાત અને ત્યારપછી પણ એ પુસ્તકાકારે બહાર પડત કે કેમ તે વિષે મને શંકા છે. ..... ..... ઊંઘના નિયત સમયમાંથી સમયચોરી કરીને લખેલાં આ કાવ્યોની નકલ સુદ્ધાં કરી આપવાનું મારે માટે અશક્ય હતું...... પ્રો. ઠાકોરે મારી કૃતિઓમાં રસ લેવા માંડ્યો....... પાછળથી એમણે જ 'આ સંગ્રહને બહાર પાડવાનો હવે વખત થયો છે' એમ જણાવી તે માટે માગણી કરી, ત્યારપછી તો કાવ્યોની પસંદગી પાછળ અને જેમની છપાયેલી પ્રત ન હતી તેમની નકલ કરી હસ્તપ્રત તૈયાર કરવામાં મેં ખાસ્સાં ડોઢ બે વરસ લગાડ્યાં.

"શ્રી અરવિંદ કાર્યાલયે આ સંગ્રહના પ્રકાશનની સર્વ વ્યવહાર જવાબદારી માથે લઈ મને ચિંતામુક્ત બનાવ્યો છે.....એણે તો 'પારિજાત' પાછળનો સર્વ સેવાશ્રમ અને પુસ્તકોના વેચાણમાંથી જે કાંઈ મળવાનું છે તે સર્વ શ્રી અરવિંદને ચરણે સમર્પિત કરવામાં મારો સાથ સેવી ઉત્સાહિત કર્યો છે એ સંભારી સંભારીને આનંદ થાય છે. કાર્યાલયના સંભાળનાર શ્રી. મૂળજીભાઈએ પારિજાતને સર્વાંગ સુંદર બનાવી આટલી ત્વરાથી બહાર પાડવા પાછળ જે સ્નેહશ્રમ લીધો છે તે મિત્રહૃદયના સ્મારકરૂપ રહેશે."

આમ 'પારિજાત' પ્રસિદ્ધ થયું અને તે દ્વારા "પારિજાત" નાં પુષ્પોને વીણીને ગુજરાતને ચરણે ધરનાર ભાઈ પૂજાલાલ કવિ તરીકે જાહેરમાં આવ્યા ત્યાંસુધી એમનો અમુક પરિચિત વ્યક્તિઓને જ પરિચય હતો. "'પારિજાત'ના આ કવિ પૂજાલાલ કોણ છે?" એમ સ્વ. શ્રી. ઝવેરચંદ મેઘાણીને

પારસલ આવ્યું ત્યારે બધાં 'પારિજાત' એમની કૃપા દૃષ્ટિ માટે નિવેદિત કરી દીધાં. પાકા પૂઠાનાં બે – ૧ શ્રી માતાજીને અને ૧ શ્રી અરવિંદને પ્રાર્થનાના બે શબ્દો લખી આપ્યાં. તે અને પહેલાંનું એક એમ ત્રણેય નકલો શ્રી અરવિંદનાં નિત્ય અનેકવાર દર્શન કરતી એમની રૂમમાં એમના ટેબલ પર મહિમાભર્યું સ્થાન પામી ચૂકી છે. તમારું નામ પણ એમની જોડે અર્પણ કર્યું એ કહેવાનું તો રહી જાય છે.

...... ચિત્ર પણ બધાંને ખૂબ ગમી ગયું છે પાકા પૂઠાની બધી નકલો વહેંચવામાં ખપી ગઈ છે. × × આજરોજ ભાવનગર તરફથી રૂ. ૧૯૩–૮–૦ નો ચેક આવી ગયો છે."

સામયિકોમાં ઘણાં અવલોકનો આવ્યાં છે અને તેમાંથી એક વિશિષ્ટ અસર જણાઈ આવે છે. તે આખુ તો એક સ્વતંત્ર પુસ્તક થવા જેટલી જગા રોકે એમ છે એટલે અહીં માત્ર આછો ખ્યાલ આપુ છું.

'પ્રજાપતિ'ના પુરાણા લેખક અને હમણાં પણ જેમના લેખો 'પ્રજાપતિ' માં અવારનવાર દેખાય છે તે જ્ઞાતિબંધુ શ્રી. પૂજાલાલ રણછોડદાસ દલવાડી 'પ્રજાપતિ' ના વાંચકોને સુપરિચિત છે પરંતુ આજે અમે તેમનો પરિચય એક કવિ તરીકે કરાવવા માગીએ છીએ. થોડા જ સમય પર તેમણે પોતાનાં કાવ્યોનો એક સંગ્રહ નામે 'પારિજાત' પ્રસિદ્ધ કર્યો છે.. ...કવિતાદેવીના પૂજારીએ વર્ષોથી જે કાવ્ય પુષ્પો ચડાવેલાં તેમની તે એક મોંઘામણી માળા છે આ કાવ્યોમાં તેમનું ભક્તહૃદય દર્શન દે છે અને તેમની પ્રતિભા ખરેખર ઝળકી ઉઠી છે તેમનું 'પારિજાત' કાવ્યરસિકોમા સારો આદર પામ્યું છે અને ઉચ્ચકોટિના કવિની પ્રતિષ્ઠા તેમને તેણે પ્રાપ્ત કરાવી છે. પુસ્તકના પ્રારંભમાં પ્રો. બ. ક ઠાકોરે 'પારિજાત'ને 'નંદન વનના સુમનોની કલગી' કહી છે. 'સ્વતંત્ર અને સર્જક ભક્તિકુવારો' કહ્યો છે. કવિની આ સિદ્ધિ અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા માટે બંધુ પૂજાલાલને અમારા હાર્દિક અભિનંદન છે કવિતાદેવીની તેમની આ સફળ ઉપાસનાએ, અમારી દૃષ્ટિએ, ખરેખર જાતિના ગૌરવમાં પણ ઘણો જ વધારો કર્યો છે. ('પ્રજાપતિ' તંત્રી નોંધ)

'પુસ્તકાલય'ના વિવેચક શ્રી. વિદ્વિત્સુ લખે છે: "કવિઓ ખરેખર સ્વાનુભવમાં સર્વાનુભવ કરે છે' એ સૂત્રાનુસાર શ્રી. અરવિંદની પવિત્ર છાયામાં સર્વતોભદ્ર અને સર્વતોમુખી વિકાસ સાધતું એમનું માનસ એમની કેટલીક સુંદરતમ કૃતિઓને ચરણે ચરણે પ્રતિબિંબિત થતું માલૂમ પડે છે. × × × ×"

પ્રા. ડોલરરાય માંકડ 'પારિજાત'ની સૌરભ' પ્રસરાવતાં લખે છે: "મને એમ લાગે છે કે નરસિંહરાવથી માંડીને આપણા કવિતા પ્રદેશમાં જે નવકવિઓનો પ્રાદુર્ભાવ થયો છે તેમાંથી નરસિંહરાવ, કાન્ત, કલાપી, નાનાલાલ, ખબરદાર અને બલવંતરાયનાં કાવ્યોમાં જે જે વિશિષ્ટ તત્ત્વો ગુજરાતને પહેલીવાર મળ્યાં તેમાંથી ઘણાંખરાંનો સમૂહગત અને કંઈક અંશે પૂર્ણ વિકાસ શ્રી પૂજાલાલનાં કાવ્યોમાં અનુભવાય છે." ભાઈ શ્રી શાંતિલાલ ઠાકર પારિજાતની 'સૌગંધ્ય લહરી'ઓને માણતાં માણતાં લખે છે કે: "કવિનું દિલ ભક્તહૃદય છે એ તો પ્રથમ દૃષ્ટિએ પણ જણાયા વિના રહે તેમ નથી. તેમની કવિતામાંથી આધ્યાત્મિકતા તો ટપકે છે. કવિ રાત્રિની મૌનભરી ઋચાઓ સાંભળતા હોય કે સૂરપાણના ધોધના પડઘા ઝીલતા હોય, આર્યવિધવાના આદર્શને પ્રતિબિંબિત કરતા હોય, પોતાના એક યુવક મિત્રના લગ્ન ટાણે અભિનંદન પાઠવતા હોય, પોતાનો જન્મ દિવસ ઉજવતા હોય કે પોતાના સદ્ગત પિતાને શ્રદ્ધાંજલિ અર્પતા હોય, તે અગમનિગમના તારાઓનું અવલોકન કરતા હોય કે શિખરોની શૂન્ય એકલતામાં ભવ્ય મંગલદર્શન કરતા હોય, તે રાજર્ષિ શિવાજીની પુણ્યમયી સૌંદર્યપૂજા ચીતરતા હોય કે શિવ અને સુંદર ભાવિસર્જનની શક્યતાવાળી કાળીચૌદશની ભયંકર વિનાશતા આલેખતા હોય— પણ કવિનો પ્રધાન સૂર તો એક જ નીકળે છે: તે છે તેમની આધ્યાત્મિક જીવનની તમન્ના, તેમની દિવ્યજીવનની ધીરોચિત અભીપ્સા અને તેની ખાતર સંપૂર્ણ સમર્પણ કરવાની લગની, સર્વસ્વ ન્યોછાવર કરી નાખવાની તાકાત." વગેરે.

'પારિજાત' પછી તેવો જ મોટા કદનો તેમનાં કાવ્યનો સંગ્રહ પ્રસિદ્ધ કરવા કેટલીક વખત વિચારણા થયેલી પરંતુ એક યા બીજા કારણે એ કામ મુલત્વી રહેલું. હમણાંજ જાણવા મળે છે કે 'ગુર્જરી' નામથી એક બીજો કાવ્ય સંગ્રહ આ માસ પ્રગટ થનાર છે તેમજ વીરરસવાળાં કાવ્યોનો પણ એક સંગ્રહ પ્રસિદ્ધ થનાર છે. (તા. ૧૧-૧-૫૭) આ તેઓશ્રી તરફથી મળેલા એક ખુશીના સમાચાર છે. ભાઈ પૂજાલાલ સંગ્રહો પ્રસિદ્ધ કરવા માટે કાવ્યો લખતા નથી તે તો આપણે આગળ જોઈ ગયા ના ભગવતી ગવડાવે છે અને તેઓ ગાય છે. કાવ્યપંક્તિઓ ઊતરી આવે છે અને તેઓ આલેખે છે. શરૂઆતનો પ્રયત્નનો સમય અને આ સહજ પ્રગટ થતાં કાવ્યોનો સમય — એ બેની વચમાંના વખતમાં, સાધના કરતા કરતાં તેમના ચિત્તમાં ઊભરાતી ઊર્મિઓને તેમણે આલેખી છે. એવા તેમના કેટલાક નાના નાના કાવ્યસંગ્રહોની પૂર્વ ભૂમિકા વિષે પણ અહીં તેમનાજ શબ્દોમાં નોંધ લેવા પ્રયત્ન કરીશું. **માતાજીના મોતી:** શ્રીમાતાજીના Words of the Mother ભાગ ૧લામાંની સૂત્રાત્મક વાણીનો આ પદ્યાત્મક અનુવાદ છે એ સંબંધી પોતે લખેલું કે: "'માતાજીનાં મોતી' તમને ગમ્યાં એ જાણી પ્રયત્નની સાર્થકતા અનુભવું છું. મૂળના હાર્દની જોડે અંતરનું અનુસંધાન કરીને ગુજરાતી અનુવાદ કર્યો હતો, એટલે મૂળના ચ્યાતેલનો કેટલેક અંશે એમાં આવ્યાં હોય તો નવાઈ નહિ. બીજાઓને પણ ગુજરાતી અનુવાદ સારો ગમ્યો. આમ ભાવિકોના અંતરને સંતોષ થયો છે એ સફળતાની નિશાનીરૂપ હું તો માનીને જેની કૃપાએ એ સફળતા પ્રાપ્ત કરાવી તેને ધન્યવાદ આપી વિરમીશ." (૨૫-૩-૪૪)

ત્યાર પછી તો 'ઊર્મિમાળા', 'જપમાળા', 'ગીતિકા', 'પ્રભાતગીત', 'આરાધિકા' અને 'શ્રી અરવિંદ વંદના' સંગ્રહો ગુજરાતીમાં અને 'Lotus Petals' તથા 'Rosary' નામના કાવ્ય સંગ્રહો અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયા. આ સંગ્રહોના પ્રકાશન પાછળ થોડીક પૂર્વ-ભૂમિકા પણ રહેલી છે.

'ઊર્મિમાળા' વિષે તો પોતે જ તેના નિવેદનમાં લખ્યું છે કે : 'જપમાળા' લખવાનું પૂરું થયું તે અરસામાં આશ્રમવાસી એક સુપરિચિત બહેને વાતમાં ને વાતમાં હસતાં હસતાં ભાવના પ્રગટ કરી, " અમારે માટે કાંઈ નહિ ?" આ ભાવનાને મારે હૃદયે અપનાવી લીધી અને જગદંબામાં બાળકોના મરણ, મનોરથ, શ્રદ્ધાળુ આત્માને કવિતાની વાણી આપવાનું નિરધાર્યું .. "

"આ પહેલાં આશ્રમનાં બાળકોની એક પ્રાર્થનાને મેં ગુજરાતીમાં ઉદ્દાત્ત કરી હતી, એને જ અગ્રેસર બનાવી ભગવતી જગન્માતાને આનંદના બાળ-કલ્પની.... અવનવેરૂપે ઉછળી આવતી ઊર્મિઓના આનંદવપને શબ્દાસનમાં સંક્રાંત કરવાનું કાર્ય મેં આરંભ્યું. માની કૃપાએ એને પ્રમાણભર્યું પ્રોત્સાહન અને ઉલ્લાસભર્યો વેગ આપ્યો. આ ' ઊર્મિમાળા ' તેનું પરિણામ "

' શ્રી અરવિંદ વંદના ' વિષે લખ્યું છે: " શ્રી અરવિંદવંદના ઊંડા ઉતરીને અને શ્રી અરવિંદની સંનિધિને આત્મા સમક્ષ રાખીને વાંચશો. શ્રી અરવિંદનો દિવ્ય મહિમા મારા અંતરાત્માએ જેવો જાણ્યો છે તેવો તેમાં આલેખ્યો છે. પરંતુ વાણી પાંગળી હોવાને લીધે તે પૂર્ણપણે કથાયો નથી. " ( ૨૪–૯–૫૧ )

ભાઈ પૂજાલાલના વ્યક્તિત્વમાંનું કવિ તરીકેનું પાસું આપણે તપાસ્યું. એમનાં કાવ્યો સાધનામાંથી ઊતરી આવ્યાં છે. ' મા ભગવતીએ ગવડાવ્યું અને પોતે ગાયું ' એ પણ આપણે જોયું. અહીં એમના વ્યક્તિત્વના એક બીજા પાસા વિષે થોડી તપાસ કરીશું. તેઓ બાળકો તરફ ખૂબ સમભાવથી જુએ છે. બાળકો માટે તેમને ખૂબ પ્રેમ છે એટલું જ નહિ પરંતુ બાળ-સ્વભાવના તેઓ ઊંડા અભ્યાસી છે. શ્રી. પુરાણીજી સાથે અને સ્વતંત્ર રીતે વ્યાયામ શાળાઓમાં કામ કરતાં કરતાં તેમણે બાળમ સાથે રહીને તેમના સ્વભાવનો ખૂબ ઊંડો અભ્યાસ કર્યો છે. તેઓ પહેલી વખત આશ્રમે ગયા ત્યારે તેમનો ભાઈ મોહન ભરૂચ જ હતો. તેણે કાંઈક

ગુન્હો કર્યો હશે તે પ્રસંગે તેને મારેલો. આ બાબતની તેમને જાણ થઈ ત્યારે તેમણે મીઠા ઠપકા રૂપે તે ભાઈઓને લખેલું કે "પત્ર ઉપરથી તમે ખોટું લગાડશો નહિ એવા વિશ્વાસ સાથે એ બાબતને લગતા મારા વિચારો જણાવું છું. હું તો ઉલટું તમારો આભાર માનું છું કારણ કે મારી ગેરહાજરીમાં તમે મને મોહનની જવાબદારીમાંથી મૂક્ત કર્યો હતો..........દરેક માણસને હૃદય પણ હોય છે અને ભૂલ સુધારવા માટે ગુસ્સો કરતાં પ્રેમની વર્તણૂક વધારે અસરકારક છે, એ જાણવાની જરૂર છે. મેં પણ એને મારેલો, ઉકળી જઈને પણ મારો અંતરાત્મા એનાથી કેટલો દુભાયો હતો તે તો હું જ જાણું છું. એના માર મને પોતાને જ લાગ્યો હતો..........અખાડામાં કામ કરનારે મનુષ્ય સ્વભાવના ઊંડા અભ્યાસી થવું જોઈએ અને સુધરવાની કળામાં એ ખૂબ પ્રગતિ કરવી જોઈએ." આમ શરૂમાં ભાઈ પૂજાલાલ પણ ઉકળી જતા હશે. પરંતુ ધીમે ધીમે એ સ્વભાવ એમણે ખૂબ બદલી નાખ્યો. એક વખત વાતચીતમાં એમણે પોતે 'બાળ સ્વભાવનું' નિરીક્ષણ કરવામાં કેળવેલી શક્તિની વિગત કહેલી એમ યાદ છે. વ્યાયામશાળાનાં બાળકો રમતાં હોય ત્યારે તેમની વિવિધ હીલચાલ અંગે તેમની વાતચીત પરથી બાળકના આખા સ્વભાવ વિષે–બાળ ચરિત્ર (Child character) વિષે જાણી લેવાની શક્તિ તેમણે મેળવેલી. આજે આશ્રમમાં જનાર અને તેમના સંપર્કમાં આવનાર કોઈપણ તરત જોઈ શકે છે કે બાળકો તરફ તેઓ કેવા નિખાલસ, પ્રેમી, સમભાવી છે.

બાળકોના સ્વભાવનો અભ્યાસ અને તેમને માટેનો પ્રેમ અને સમભાવને લઈને ભાઈ પૂજાલાલે કેટલાંયે 'બાળ કાવ્યો અને સુભાષિતો લખ્યા છે–સહજ ભાવે તેમનાથી લખાયાં છે. એવાં અપ્રસિદ્ધ કાવ્યો તો તેમની પાસે ઘણાં બધાં છે. પરંતુ તેમાંથી એક સંગ્રહ "બાલગુંજાર" નામથી 'જીવન સાહિત્યમંદિર–મુંબઈ' તરફથી અને બીજો "કાવ્ય કિશોરી" નામથી 'યુગાંતર કાર્યાલય–સુરત' તરફથી પ્રસિદ્ધ થયો છે. બાળકોના માસિક "બાલમિત્ર" માં તો તેમનાં બાલકાવ્યો નિયમિત રીતે આવ્યાજ કર્યાં છે.

ચ. એ. સોસાયટી—આણંદ તરફથી પ્રસિદ્ધ થતા બાળકોના મિત્ર સમા માસિક 'બાલમિત્ર' સાથે તેમનો સંબંધ ઘણો જુનો છે. અહીં એ વિષેની વાત એમના પોતાના શબ્દોમાં જ રજૂ કરું છું. બાલમિત્ર ઉપર તેમનાં કાવ્યો તો જતાં જ. પરંતુ કેટલીક વખત તે, એક યા બીજા કારણે પ્રસિદ્ધ ન થઈ શકતાં. એમપણ બનતું કે બાલમિત્રના બદલાતા તંત્રીઓ-માંથી કેટલાક તેમનાં કાવ્યોના શબ્દો બદલતા. તેઓ પોતે કાવ્યોમાંના શબ્દો જાગ્રત રીતે વાપરતા હોય છે એટલે એ રીતે તેમનાં કાવ્યોના શબ્દો કોઈ બદલે તે એ ચલાવી લેવા તૈયાર ન હતા. તેમના શબ્દોમાંજ આ બાબતો જોઈએ. પોતે લખે છે: "બાલમિત્રમાં પ્રગટ કરવા માટે થોડાંક કાવ્યો મેં મોકલાવ્યાં હતાં, તે હજુ સુધી અપ્રગટ રહ્યાં છે. તો કૃપા કરીને મારે નામે એ પાછાં લઈ મને ન મોકલી આપો ? એમની નકલ મારી પાસે નથી. શ્રી રામભાઈ (તે વખતના તંત્રી) ને કહેજો કે 'બાલમિત્ર' ને કેય જરૂરનાં ન હોય એમ મને લાગ્યું છે અને તેથી પાછાં મંગાવ્યાં છે. જો નિયમિત રીતે મોકલેલાં કાવ્યો પ્રગટ થાય એવી યોજના બાલમિત્ર માટે અશક્ય હોય તો હું બાલકાવ્યોને પ્રગટ કરવાને ખાસ ઈંતેજાર નથી. તમને એ કાવ્યો કેવાં લાગે છે ? ૮ થી ૧૮ વર્ષની ઉમ્મર વચ્ચેનાં બાળકો માટે એ લખાયેલાં છે." (૨૬-૬-૩૪) ફરીથી પાછા લખે છે: "બાલમિત્રના આ તંત્રી પણ લખાણમાં ફેરફાર કરતા હોય એમ લાગે છે. તો એમને મારી વિનંતી પહોંચાડી કહેશો કે એ મને મુદ્દલે પસંદ નથી. જે રૂપે હું મોકલું તે રૂપમાં જ મોકલેલું લખાણ એમને રૂચે તો પ્રગટ કરે. એમની પાસેનાં લખાણોમાંથી એમને જેની જરૂર ન હોય તે તમે પાછું લઈ મને મોકલજો." (૯-૨-૪૦) શ્રી. મગનભાઈ ઓઝા અને શ્રી. ઈશ્વરભાઈ પટેલ તંત્રી તરીકે આવ્યા પછી બાલમિત્ર સાથેનો આ તૂટતો સંબંધ ગાઢ થવા પામ્યો. હું સોસાયટીમાં રહેતો હોઈ મારે આ ભાઈઓની સૂચનાથી કેટલીક વખત કોઈને કોઈ સૂચના લખવાની થતી. એવી એક સૂચનાના જવાબમાં તેમણે જણાવ્યું છે કે: "બાલમિત્ર માટે હજુ મારી કવિતાઓ ત્યાં હશે. મોકલેલી વસ્તુ પુરેપુરી પ્રગટ ન થાય ત્યાં સુધી નવી વસ્તુ મોકલવી

મોડું ન ગણાય, તેમ છતાં, અનુકૂળતા સાધીને કાંઈક મોકલવા પ્રયત્ન કરીશ. અને પસંદગીમાં તમારી સૂચનાને અનુસરીશ. અલબત્ત, કાવ્યમાં કોઈપણ ફેરફાર કરવામાં ન આવે એ તો સમજી લેવાનું.

આગળ જણાવ્યું તેમ પછી તો બાલમિત્ર સાથેનો સંબંધ ગાઢ થયો અને તેથી 'બાલમિત્ર'ના તંત્રી ભાઈશ્રી. ઈશ્વરભાઈએ બે કાવ્યોના એક સંગ્રહ પ્રસિદ્ધ કરવાની ઇચ્છા જણાવી અને તે એ ઇચ્છા "ગીત–ગુંજરી"ના નામથી કાવ્ય સંગ્રહની પ્રસિદ્ધિથી પૂરી થઈ. આ આખી ઘટના બાબત તેમણે લખ્યું છે કે: "બાળ કાવ્યોના સંગ્રહ બાબત જણાવવાનું જે શ્રી. ઈશ્વરભાઈ ત્યાંથી બાલમિત્ર આદિમાંથી કાવ્ય પોતે પસંદ કરી સંગ્રહવા તત્પર હોય તો તેમાં મારી સંમતિ છે. મને તો અત્યારે અહીં સમયની ઘણી હાડમારી છે." વગેરે (૧૨–૯–૫૦) આગળ જતાં પૂછાવ્યું કે "બાલમિત્ર તરફથી બાળ કાવ્યોનો સંગ્રહ તૈયાર કરી બહાર પાડવાની વાતચીત શ્રી ઈશ્વરભાઈ સાથે પત્રદ્વારા થઈ હતી. તેમણે તે દિશામાં શું કર્યું તે સહજ જાણવા માટે પૂછાવું છું." (૨૪–૯–૫૧) છેવટે 'ગીત–ગુંજરી' પ્રસિદ્ધ થયું * એટલું જ માત્ર નહિ પરંતુ પોતાની શુદ્ધ ભાવનાના ચિહ્નરૂપે ભાઈ શ્રી ઈશ્વરભાઈએ રૂ. ૫૧) અર્પણરૂપે મોકલી મને આપ્યા. તે વિષે મેં લખેલા પત્રના જવાબમાં આની કદર કરતાં તેમણે જણાવ્યું કે: "શ્રી ઈશ્વરભાઈએ અર્પણરૂપે આપેલા રૂ. ૫૧) કોઈ આવતા જતા સાથે મોકલાવશો તો ચાલશે. મેં કશી આશા રાખી ન હતી. પરંતુ સોસાયટી આ રકમ ભગવત સેવામાં અર્પણ કરવા શક્તિમાન થઈ છે તે બદલ એમને ધન્યવાદ ઘટે છે. શ્રી ઈશ્વરભાઈને મારો આ ભાવ નિવેદિત કરશો."

(૨૫–૩–૫૩)

---

* ભાઈ પૂજાલાલ હાલમાં અંગ્રેજીમાં અર્પણ ભાવવાહી બાળ–કાવ્યો આપી રહ્યા છે. જે આશ્રમ તરફથી પ્રસિદ્ધ થતા 'Mother India'માં "Lyrics for the little ones"ના નામથી પ્રસિદ્ધ થઈ રહ્યાં છે.

શ્રી. ઈશ્વરભાઈએ આ સમયમાં ભાઈ પૂજાલાલ પાસે એક નવીન માગણી મૂકી. તેમણે તેમને એક "વાર્તા" બાલમિત્ર માટે આપવા જણાવ્યું. અને ભાઈ પૂજાલાલે એક "સાહસકથા" લખવાનું સ્વીકાર્યું. એ રીતે બાલમિત્રમાં "આપબળિયો' ની વાર્તા શરૂ થઈ શકી. આ વિષે તેમણે લખેલું કે: "બાલમિત્ર માટેની સળંગ વાર્તા આરંભી છે. પહેલો હપ્તો બેચાર દિવસમાં બનશે તો રવાના કરીશ." (૧૨-૨-૫૧) જ્યા એમની પાસે ઝાઝો સમય ક્યાં હતો! આગળ જતાં લખવું પડ્યું કે: "શ્રી ઈશ્વરભાઈને મારા વતી જણાવશો કે 'આપબળિયા'નો હપ્તો મારાથી મોકલી શકાયો નથી તે બદલ ખરેખર મને દુઃખ થાય છે." વગેરે વગેરે. છેવટે આ

વાર્તા પૂરી થઈ. ઘણા બાલ-મિત્રોને એ ખૂબ ગમી છે અને ભાઈશ્રી ઈશ્વરભાઈએ તે સ્વતંત્ર પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરવાની ઈચ્છા પણ દર્શાવેલી. ઈચ્છું છું કે એ પ્રસિદ્ધ થાય અને બાલ વાર્તાઓના સાહિત્યમાં તે એક અનોખી ભાત પાડે.

ભાઈ પૂજાલાલના ભક્ત અને કવિહૃદયની ભાવની વિવિધ પાંખડીઓ અને તેને વૈખરી વાણીમાં રજૂ કરતાં કાવ્યોની વિગત આપણે જોઈ. હવે આપણે તેમના જીવનની અને તેના જીવની પ્રાર્થના જેમાં સમાયેલી છે તે પ્રભુ પ્રાપ્તિ અને તેને માટે જરૂરની સાધના યાને અક્ષરની એમની આરાધના વિષે શક્ય હકીકતો જણાવી આ લેખ પૂરો કરીશું.

સાધક – જીવન સપાટી નીચેનું – અંતરમાં ચાલતું – જીવન છે. સાધક પોતાનાં અંતરનાં કરણો (Instruments)માં જાગૃત થાય છે ત્યાંથી તેનું એ જીવન શરૂ થાય છે. જાગીને પોતે દરેક કરણમાં ચાલતા વ્યાપારોને – તેમના અરસપરસના ચાલતા – એકબીજા ઉપર અસરો કરતા અને આઘાતે આધારને મુંઝવી નાખતા તથા આંચકા આપતા વ્યાપારોને જુએ છે, તપાસે છે, તેમનું પૃથક્કરણ કરે છે. તેનાં મળ કારણોને શોધે

છે અને તેમના ઉપર બીજી ઉચ્ચ શક્તિઓની .અસર પાડી, દરેકને શુદ્ધ કરે છે. આટલું જ નહિ, પરંતુ વિશ્વમાં કાર્ય કરી રહેલી અનેક શક્તિની આધાર પર થતી અસરોને પણ તે જુવે છે, તપાસે છે વગેરે. આમ સાધકનું આખુંયે જીવન એક આંતર—પ્રયોગશાળારૂપ બની જાય છે.

આમ હોઈ તેનો ખ્યાલ આપવો કે તે વિષે કાંઈ કહેવું કે લખવું બીજાને માટે એક મુશ્કેલ કાર્ય છે. તેમાંયે ભાઈ પૂજાલાલ યુગાવતાર શ્રી અરવિંદના માર્ગના એક સાધક છે અને શ્રી અરવિંદના સાધનમાર્ગમાં કોઈપણ નિશ્ચિત સાધનાક્રમ હોતો નથી. કોઈપણ બે સાધકોનો માર્ગ સર્વાંગ એક સરખો હોતો નથી. ઉપરાંત આ સાધનમાર્ગ જીવનનાં તમામ ક્ષેત્રોનો તેમાં રહેલા અજ્ઞાનને દૂર કરી-તેમાં ભગવાનના પ્રકાશને સ્થાપવાનો ધ્યેય સ્વીકારતો હોઇ – સ્થૂલ જીવન અને સ્થૂલ દેહનાં તત્ત્વોમાં પણ ભગવાનનો પ્રકાશ સ્થાપવા અને તેને માટે જરૂરી – તેનું રૂપાંતર ( દેહનું પણ ) કરવાનો – ઘણો ઘણો લાંબો, અટપટો અને મુશ્કેલ સાધનમાર્ગ સ્વીકારતો હોઈ – દરેક સાધક એક યાત્રી અને યોદ્ધો બની જાય છે. પ્રતિક્ષણે તેણે યુદ્ધ ખેલવાં પડે છે અને અનંતની યાત્રામાં આગળ ધપવું પડે છે. આ સાધનમાર્ગમાં અક્ષરની આરાધના તો છે જ. પરંતુ આગળ વધી, પુરુષોત્તમની—પરાત્પરની—આરાધના પણ અગત્યની છે અને એથી પણ આગળ વધીને દરેક પગલે ઉપરની ભૂમિકામાંથી શક્તિને—મા ભગવતીની કૃપા શક્તિને અવતરવા દઈ, કાર્ય કરવા દઈ દરેક ભાગનું રૂપાંતર સાધવાનું હોય છે.

આથી, ભાઇ પૂજાલાલે કેવા પ્રકારની આરાધના કરી તે સંપૂર્ણ રીતે કથવાનું કાર્ય તો મુશ્કેલ છે. પરંતુ એમના પત્રો પરથી એક ઝાંખું, આછું, પાતળું ચિત્ર આંકી શકાય છે અને જોઈ શકાય છે કે સાધનાના ક્ષેત્રમાં તે કેવી રીતે કેવા પ્રકારનો વિકાસ સાધી શક્યા છે.

ભાઈ પૂજાલાલનું સાધકજીવન શ્રી. અંબુભાઈ પુરાણી આશ્રિના અંતેવાસી તરીકેના સહવાસ દરમિયાન આધ્યાત્મિક પ્રદેશો પ્રતિ - પાંખો

પ્રસરાવતા તેમના ઊંડા આત્માની કંઈક ઝાંખી કરાવનારું ને તેમાંથી પોતાના પ્રભુપ્રેમને પોષનારું પીયૂષ પ્રાપ્ત કરનારું બને છે. આમ તેમના અંતઃકરણમાં પ્રભુ પ્રેમનાં બીજ વવાય છે. પછીથી તો તેઓ અંતરની અનેક ગડમથલોમાંથી પસાર થાય છે અને અંતરની ભૂલભૂલામણીમાં પડી રસ્તો નથી જડતો ત્યારે એજ શ્રી. અંબુભાઈ પાસે માર્ગદર્શન માગે છે. તેમને જ પોતાના માતા-પિતા ગુરુ સખા વગેરે માને છે અને તેમનાં ચરણોમાં, ચક્ષુમાંથી ખળખળ વહેતાં અશ્રુ સાથે, માનસ પૂજા કરે છે. પ્રણવનો જપ કરે છે, દ્વાદશાક્ષર મંત્રનો જપ કરે છે, ધ્યાનાદિ કરે છે, છતાં તેમના અંતરને તેમનું ભાવ-કેન્દ્ર જે પ્રેમને માટે તલસે છે તે હજી પ્રાપ્ત થયો નથી. શ્રી અંબુભાઈના પત્નીને પોંડિચેરી જવામાં સાથ આપે છે. "જગતના એક મહાનપુરુષ"ના દર્શન કરે છે. "કૃતાર્થ" થાય છે પરંતુ હૃદય પ્રેમને માટે પછાડા ખાધા કરે છે મહાગુરુશ્રી અરવિંદ પાસેથી પોતે દીક્ષા પામે છે, સાધના ચાલે છે અને મદ્રાસમાં હતા ત્યારે (૧૯૨૪) મા તેમને એક અનુભૂતિ થાય છે. શ્રી અંબુભાઈને તે વિષે તેઓ જણાવે છે અને સલાહ સૂચન માગે છે. તેમના જીવનની દૃષ્ટિને બદલી નાખનાર આ અનુભૂતિ વિષે શ્રી. અંબુભાઈ જણાવે છેઃ "જે અનુભવ થયો છે તે સૂક્ષ્મ દેહ છૂટા પડવાનો છે. Psychic body એ પ્રમાણે સ્થૂલથી જુદું પડે છે. પછી તેનો વિકાસ થાય છે અને તેનું રૂપાંતર થાય છે."

અહીંથી ભાઈ પૂજાલાલની સાધનામાં બીજો તબક્કો શરુ થાય છે. અને તેના અંતમાં ભાઈ પૂજાલાલ સદા માટે આશ્રમમાં જઈને વસે છે (૧૯૨૬માં) અને ત્યાં શ્રી અરવિંદના સિદ્ધિદિનને દિવસે "અમૃતનું પાન કરે છે." કોઈ અગાધ સાગરનાં ઊંડાણો આવતાં મોજાં–પ્રચંડ શક્તિશાળી મોજાં – તેમના આંતર બાહ્યને સ્પર્શી જાય છે. કોઈ નવી ચેતના આંતર ચેતનાને જગાડે છે અને ત્યાર પછી ભાઈ પૂજાલાલની સાધનાનો ત્રીજો તબક્કો મને નજરે ચઢે છે.

તેઓ આશ્રમમાં વહેલી સવારથી મોડી રાત સુધી શ્રી માતાજીના ઓરડામાં ત્યાંના દિવ્ય શક્તિભર્યા વાતાવરણમાં મા ભગવતીની સેવામાં પ્રેમપૂર્વક રહે છે. આ સમયમાં તેમને અનેક આંતરયુદ્ધો ખેલવાં પડે છે. અને ધીમે ધીમે તેમને પ્રતીતિ થાય છે કે: " માતાજીની કૃપાથી જ હામ હારી જવાતી નથી." એટલું જ નહિ, પરંતુ વારંવાર પોતે અનુભવે છે કે એમની સાધના પણ શ્રી માતાજી કરી રહ્યાં છે. એમનો પ્રેમ અને એમની દયા એજ એમનો અચળ આશરો બને છે.

એમની સાધનાનો છેલ્લો (આજની નજરે) અને ચોથો તબક્કો હવે શરૂ થતો દેખાય છે. ધીમે ધીમે મા ભગવતીનાં ચરણોમાં પોતાનું સર્વસ્વ અર્પણ કરતા જાય છે મા ભગવતીની અપાર કૃપાથી તેમનું ચિત્ત શુદ્ધ બનતું જાય છે

છેવટના બે પત્રોમાથી અને તેમની સાથે થયેલા મારા છેલ્લા વાર્તાલાપો (૧૯૫૦ ને ૧૯૫૨માં) પરથી જણાય છે કે તેમણે પોતાનુ સર્વસ્વ માનું કરી દીધું છે અને તેના પરીણામે ભગવાન માટેની અડગ શ્રદ્ધા, ઉત્તમ કોટિનો નતિ–શરણાગતિ ભાવ, સ્પષ્ટ દૃષ્ટિ અને જ્ઞાન તેઓ પામી ચૂક્યા છે. તેમનામાં સૌને માટે પ્રેમ છે, સૌને મદદ કરવા તેઓ સદાએ તત્પર છે. અંદરથી અંધકારના ઓળા દૂર થયા છે. મુખ સદા હસતું છે. અને સદા જાગ્રત બની સદાય મા ભગવતી અને મહાગુરુશ્રી અરવિંદનું સતત સાન્નિધ્ય અનુભવતા અનુભવતા તેઓ જેમ ઘડે તેમ પોતાની જાતને ઘડાવા દે છે. આમ મા ભગવતીના લાડીલા, સૌના પ્રિય ભાઈ પૂજાલાલને અંતમાં સહજ ભાવે નમન થઈ જાય છે.

# કવિશ્રી. પૂજાલાલ : ટૂંક પરિચય

કુ કાન્તાબેન જી. દલવાડી

પરાપૂર્વથી પ્રભુપરાયણતા, નિષ્કપટ પવિત્રતા, ઉદાર આતિથ્ય અને ધર્મનિષ્ઠતાની દૃષ્ટિએ સૌજન્યભરપૂર તત્પરતા દર્શાવતી આવેલી શાન્ત, નમ્ર, નિર્મળ, ભક્તહૃદયી પ્રજાપતિ જ્ઞાતિ જાગૃત થઈ છે. કાળબળે પોતાના પુરાણા મહિમામાંથી કેટલુંક ગુમાવ્યા છતાં હજીયે પોતાની સરળ, સહજ, પવિત્ર, સદ્‌ભાવશીલ, ભગવદ્‌પરાયણ અને મીઠી, મધુર માણસાઈની સુભગ સૌરભ પ્રસારી રહી છે આર્થિક દૃષ્ટિએ ગરીબ હોવા છતાં ય એનું ગૌરવ અને ભક્તહૃદયના સંસ્કાર ઢાંકયા નથી રહેતા એની દીનતામાંથી ય ગૂઢ દિવ્યતા ડોકિયા કરતી દૃષ્ટિગોચર થાય છે આ જ્ઞાતિમાં અવતરેલા સદ્‌પુરુષો, સંતો અને ભક્તોનું જીવનકાર્ય તેની સાચી પ્રતીતિ કરાવે છે. ભક્તકવિ, સાધકવર્ય શ્રી. પૂજાલાલના ભગવદ્‌પરાયણ આત્માના અવતરણથી તે પાવન થઈ છે.

ભાઈ પૂજાલાલના સદ્‌ગત પિતામહ શ્રી. લક્ષ્મીદાસ વનમાળીદાસ દલવાડી મૂળ નાપા ( તા. બોરસદ ) ના વતની હતા. ઈ. સ. ૧૮૧૦–૧૨માં તેમને એમના ઉમરેઠના એક સંબંધી હીરાના ધંધાર્થે ગોધરા લઈ ગયા હતા. એમનાં ધર્મપત્નીનું નામ અમૃતબેન હતું. એમને રણછોડદાસ – પૂજાલાલના સદ્‌ગત પિતાજી – અને ત્રિકમલાલ નામે બે પુત્રો તેમજ સદ્‌ગત નાથીબહેન નામે એક પુત્રી હતાં. ઉત્તરવયે અમૃતબેન ગુજરી ગયાં લક્ષ્મીદાસને પુત્રવધૂઓ હોવા છતાં ય ખોરાકપાણીની તકલીફ પડવા લાગી. તેઓ પોતાના વતનમાં આવ્યા અને પોતાના મૃત્યુ અગાઉ બે ત્રણ મહિને ગામની વૃદ્ધવિધવા સાથે વૃદ્ધવયે પુનર્લગ્નથી જોડાયા હતા.

સદ્‌ગત રણછોડદાસનાં પ્રથમ ધર્મપત્નીનું નામ ધૂળીબહેન હતું. એમને શ્રી. પૂજાલાલ અને શ્રી મોહનલાલ નામે બે પુત્રો તથા સદ્‌ગત

શ્રીમતી દિવાળીબેન અને શ્રીમતી ચંચળબેન નામે બે પુત્રીઓ છે. દિવાળીબેનનું લગ્ન નડિયાદનિવાસી શ્રી. જેઠાલાલ સ્વામીની સાથે થયું હતું. એમને ઘેર થોડોક સમય રહીને શ્રી. પૂંજાલાલે પોતાની માધ્યમિક કેળવણી લીધી હતી. શ્રી. પૂંજાલાલને ઉજમબેન નામે અપરમા પણ હતાં. એમને બે પુત્રો — શ્રી. પૂંજાલાલના અપરભાઈઓ — છે.

શ્રી. પૂંજાલાલના પિતાજી ઈંટોનો વેપાર કરતા હતા.. ચોમાસામાં ઈંટો પકવવાનું કામ બંધ પડતાં તેઓ ખેતી — ખાસ કરીને ક્યારીની જમીનમાં ડાંગરનો પાક — કરતા હતા. તે સમયે દરવર્ષે આશરે ૨૦૦-૩૦૦ મણ ડાંગર પકવતા હતા.

એમનું ઘર નાપામાં છે. તેમાં એમના કુટુંબી રહે છે. એમનું ગોધરાનું મોટું, મેડાબંધ મકાન વેચાઈ ગયું છે. છતાં તે જ હાલતમાં ગોધરા ભાગોળે, કાછીયાવાડના નાકે, તળાવ ઉપર આજે આવેલું છે. સદગત રણછોડદાસના પ્રેતભોજન સિવાયના બધા જ અવસરો એમના વતનમાં જ ઉજવાયા છે. સારેમાઠે અવસરે અને ઉજાણી વખતેય તેઓ નાપાં આવતાં હતાં.

શ્રી. પૂંજાલાલનો જન્મ ઈ. સ. ૧૯૦૧ના જુનની ૧૭મીએ ગોધરામાં થયો હતો. એમનો સ્વભાવ મસ્તીખોર હતો. ભણવામાં ઝાઝો જીવ ન હતો. રામચંદ્રજીના વખતની વાનરસેનામાં શોભી ઊઠે એવી એમની ચંચળ ચપળતા હતી. વળી હૃદય ખૂબ જ લાગણી પ્રધાન હતું. તેઓ સદાય ખુશમિજાજમાં રહેતા. એમને દાદાજીનું અમોઘ રક્ષણ મળતું રહેતું હોવાથી આખાય કુટુંબને એમની મસ્તી ચલાવી લેવી પડતી હતી. વટવૃક્ષ જેવા વિશાળ કાય, દિલાવર દાદાની શીળી, સંરક્ષક, વહાલસોયી છાયામાં એમનું બચપણ પસાર થયું હતું. પાંચ વર્ષની વયે કોઈને ત્યાં-ધર્મજના નિશાળમાં દાખલ કર્યા અને ગુજરાતી ચાર ધોરણનો અભ્યાસ કર્યો. તેઓ ગણિતના વિષયમાં '૮'-ઠોક હતા અને નિશાળમાંથી નાસભાગ કરતા. શિક્ષકોનો

# કવિશ્રી. પૂજાલાલ : ટૂંક પરિચય

કુ. કાન્તાબેન છ. દલવાડી

પરાપૂર્વથી પ્રભુપરાયણતા, નિષ્કપટ પવિત્રતા, ઉદાર આતિથ્ય અને ધર્મનિષ્ઠાની દૃષ્ટિએ સૌજન્યભરપૂર તત્પરતા દર્શાવતી આવેલી શાન્ત, નમ્ર, નિર્મળ, ભક્તહૃદયી પ્રજાપતિ જ્ઞાતિ જાગૃત થઈ છે. કાળબળે પોતાના પુરાણા મહિમામાંથી કેટલુંક ગુમાવ્યા છતાં હજુયે પોતાની સરળ, સહજ, પવિત્ર, સદ્ભાવશીલ, ભગવત્પરાયણ અને મીઠી, મધુર માણસાઈની સુભગ સૌરભ પ્રસારી રહી છે. આર્થિક દૃષ્ટિએ ગરીબ હોવા છતાં ય એનું ગૌરવ અને ભક્તહૃદયના સંસ્કાર ઢંકાયા નથી રહેતા. એની દીનતામાંથી ય ગૂઢ દિવ્યતા ડોકિયાં કરતી દૃષ્ટિગોચર થાય છે. આ જ્ઞાતિમાં અવતરેલા સત્પુરુષો, સંતો અને ભક્તોનું જીવનકાર્ય તેની સાચી પ્રતીતિ કરાવે છે. ભક્તકવિ, સાધકવર્ય શ્રી. પૂજાલાલના ભગવદ્પરાયણ આત્માના અવતરણથી તે પાવન થઈ છે.

ભાઈ પૂજાલાલના સદ્ગત પિતામહ શ્રી. લક્ષ્મીદાસ વનમાળીદાસ દલવાડી મૂળ નાપા (તા. બોરસદ)ના વતની હતા. ઈ. સ. ૧૮૬૦–૬૨માં તેમને એમના ઉમરેઠના એક સંબંધી હીરાના ધંધાર્થે ગોધરા લઈ ગયા હતા. એમનાં ધર્મપત્નીનું નામ અમૃતબેન હતું. એમને રણછોડદાસ – પૂજાલાલના સદ્ગત પિતાજી – અને ત્રિકમલાલ નામે બે પુત્રો તેમજ સદ્ગત નાથીબહેન નામે એક પુત્રી હતાં. ઉત્તરવયે અમૃતબેન ગુજરી ગયાં. લક્ષ્મીદાસને પુત્રવધૂઓ હોવા છતાં ય ખોરાકપાણીની તકલીફ પડવા લાગી. તેઓ પોતાના વતનમાં આવ્યા અને પોતાના મૃત્યુ અગાઉ બે ત્રણ મહિને ગામની વૃદ્ધવિધવા સાથે વૃદ્ધવયે પુનર્લગ્નથી જોડાયા હતા.

સદ્ગત રણછોડદાસનાં પ્રથમ ધર્મપત્નીનું નામ ધૂળીબહેન હતું. એમને શ્રી. પૂજાલાલ અને શ્રી. મોહનલાલ નામે બે પુત્રો તથા સદ્ગત

શ્રીમતી દિવાળીબેન અને શ્રીમતી ચંચળબેન નામે બે પુત્રીઓ છે. દિવાળીબેનનું લગ્ન નડિયાદનિવાસી શ્રી. જેઠાલાલ સ્વામીની સાથે થયું હતું. એમને ઘેર થોડોક સમય રહીને શ્રી. પૂજાલાલે પોતાની માધ્યમિક કેળવણી લીધી હતી. શ્રી. પૂજાલાલને ઉજમબેન નામે અપરમા પણ હતાં. એમને બે પુત્રો — શ્રી. પૂજાલાલના અપરભાઈ઼ઓ — છે.

શ્રી. પૂજાલાલના પિતાજી ઈંટોનો વેપાર કરતા હતા.. ચોમાસામાં ઈંટો પકવવાનું કામ બંધ પડતાં તેઓ ખેતી — ખાસ કરીને ક્યારીની જમીનમાં ડાંગરનો પાક — કરતા હતા. તે સમયે દરવર્ષે આશરે ૨૦૦–૩૦૦ મણ ડાંગર પકવતા હતા.

એમનું ઘર નાપામાં છે. તેમાં એમના કુટુંબી રહે છે. એમનું ગોધરાનું મોટું, મેડાબંધ મકાન વેચાઈ ગયું છે. છતાં તે જ હાલતમાં બહેરા ભાગોળે, કાછીયાવાડના નાકે, તળાવ ઉપર આજે આવેલું છે. સદ્‌ગત રણછોડદાસના પ્રેતભોજન સિવાયના બધા જ અવસરો એમના વતનમાં જ ઉજવાયા છે. સારેમાઠે અવસરે અને ઉજાણી વખતે ય તેઓ નાપાં આવતાં હતાં.

શ્રી. પૂજાલાલનો જન્મ ઈ. સ. ૧૯૦૧ના જુનની ૧૭મીએ ગોધરામાં થયો હતો. એમનો સ્વભાવ મસ્તીખોર હતો. ભણવામાં ઝાઝો જીવ ન હતો. રામચંદ્રજીના વખતની વાનરસેનામાં શોભી ઊઠે એવી એમની ચંચળ ચપળતા હતી. વળી હૃદય ખૂબ જ લાગણી પ્રધાન હતું. તેઓ સદાય ખુશમિજાજમાં રહેતા. એમને દાદાજીનું અમોઘ રક્ષણ મળતું રહેતું જેથી આખાય કુટુંબને એમની મસ્તી ચલાવી લેવી પડતી હતી. વટવૃક્ષ જેવા વિશાળ કાય, દિલાવર દાદાની શીળી, સંરક્ષક, વહાલસોયી છાયામાં એમનું બચપણ પસાર થયું હતું. પાંચ વર્ષની વયે ફોઈએ ત્યાં–ધર્મજની નિશાળમાં દાખલ કર્યા અને ગુજરાતી ચાર ધોરણનો અભ્યાસ કર્યો. તેઓ ગણિતના વિષયમાં 'ઢ'–ઠોઠ હતા અને નિશાળમાંથી નાસભાગ કરતા. શિક્ષકોનો

માર પણ ખૂબ ખાતા. માસ્તરો એમને રાગન જવા નાગતા હતા. પછી ગોધરાની ન્યુ ઇંગ્લિશ સ્કૂલમાં દાખલ કર્યાં ત્યાં પાન ૧૧ અભ્યાસ કર્યો. નાનપણથીજ એમને રમતગમતનો ભારે શોખ, એમની ઊભરાતી જતી પ્રાણશક્તિનો થનગનાટ અંગેઅંગમાં અખંડ મચેલો રહેતો. ખોખો, લખો ગીઓ, ગિલ્લીદંડા વગેરે રમતોમાં એમણે પૂરેપૂરી લહેજત લીધી. વિશાળ તળાવમાં તરવાનું પણ તેઓ શીખ્યા. ઊંચી ઊંચી આમલીઓ અને આંબાઓ એમના નિવાસસ્થાને સારા પ્રમાણમાં હોવાથી વારંવાર તેઓ ત્યાં જતા અને ખૂબ ઊંચી ડાળીઓથી કૂદકા મારતા. આમ બાળની મ નગીભરી મઝા એમણે જેટલી માણી છે તેટલી મઝા એમની ઉંમરના બીજા બાળકે ભાગ્યે જ માણી હશે! તળાવ વચ્ચેના બિલામણી માતાજીની એમણે ઘણીવાર મુલાકાતો લીધી છે ને એ માતાજીને 'સુંદર બાગ'માં પ ગ દેશના અદ્ભુત સપનો પણ સેવ્યા છે. પાણીના વહેણ સામે તરવું એ એમને મન સ્વાભાવિક હતું. તે વખતે ગોધરા શહેર જંગલોની વચ્ચે આવેલું હતું. તેની ચારે દિશાના જંગલોની જડતી પૂજનાને લીધેલી છે નદીનાળાં, કોતરો, ડુંગરાઓ અને પર્વતોમાં, કોઈવાર એકલા, તો કોઈવાર એમના જેવા બીજા સાથીઓ સાથે એમણે આનંદ અને ઉત્સાહભર્યાં પગલાં વનવનમાં પાડ્યાં છે. રામફળ, સીતાફળ, જાંબુ, ચારોળી વગેરે વનફળોની મિજબાનીઓ મિત્રો સાથે આનંદથી માણી છે. જૂના સમયની જૂની વણઝારાઓના રખતની વાવો શોધીને એમાં ગમ્મત પ્રવેશ કર્યો છે. તેની કલાત્મક બાંધણી અને નકશીગરીથી અજબ તાજુબી અનુભવી છે. એમનો નિશાનબાજીનો શોખ

તેઓ નાનપણથી જ પ્રભુપ્રેમી હતા. વળી માબાપની ભક્તિના સંસ્કાર ગળથૂથીમાંથી જ પડેલા હતા. રામલક્ષ્મણની સુંદર ભાઈ ભાઈની જોડી એમને ખૂબ જ ગમતી હતી. સર્વે આત્મામાં એમને પરમાત્માનાં જ દર્શન થતાં. સાધુબાવાઓ પ્રત્યે ઘણી દયા દાખવતા અને તેમને કંઈક ને કંઈક આપ્યા કરતા સાધુબાવાઓ એમના અંતઃકરણને ઘણું આકર્ષતા એમનું હૃદય ઉદાર હતું.

નડિયાદની વ્યાયામ શાળામાં કસરતના શોખીન પૂજાલાલ જોડાયા. આત્મવિકાસ માટે જે જરૂરનું હતું તે શ્રી. અંબુભાઈના સહવાસે અને વ્યાયામ પ્રવૃત્તિએ પૂરું પાડતાં એમણે આ પ્રવૃત્તિને હૃદયપૂર્વક વધાવી લીધી અને તના કાર્યાનંદમાં રસતરબોળ થઈ રાચવા લાગ્યા. શરૂઆતમાં મોટા બહેનને ત્યાં રહી અભ્યાસ કર્યો. પછી મનોરદાસની ખડકીમાં એક ઓરડી ભાડે રાખી. વળી ત્યાંથી શ્રી. અંબુભાઈ સાથે ગયા. થોડો વખત વીશીમાં તો કોઈવાર સ્વયંપાકી બની ભોજનનો પ્રબંધ કરી લેતા. તે વખતના હાઈસ્કૂલના પારસી હેડમાસ્તરને વિદ્યાર્થી અખાડામાં જાય અને શારીરિક બળ કેળવે તેમજ અન્ય અભ્યાસેતર પ્રવૃત્તિઓ કરે તે પસંદ નહિ હોવાથી પૂજાલાલને તેમની સાથે તકરાર થઈ. એમને ડિસમિસ કર્યો એટલે લડ્યા અને તુરત કેળવણી ખાતાને જાણ કરી તથા ત્યાંથી સર્ટિફિકેટ મેળવી ધોળકા હાઈસ્કૂલમાં દાખલ થઈ મેટ્રિકની પરીક્ષા પસાર કરી.

તેઓ ઈ.સ. ૧૯૨૦ માં અમદાવાદ ગુજરાત કૉલેજમાં દાખલ થયા પિતાજીની આર્થિક સ્થિતિ મંદ થઈ ગઈ હોવાથી એમણે અત્યંત સાદાઈ અને ઘણી જ કરકસર કરીને રહેવાનું પસંદ કર્યું. એમને એક ટંકનું ભોજન બે ટંક સુધી ચલાવવાનો પણ પ્રસંગ પડતો. નડિયાદ વ્યાયામ શાળામાં તાલીમ લઈ નીકળેલા એટલે શ્રી. પુરાણીની સહાયથી સારંગપુર વ્યાયામ શાળામાં કાર્ય મેળવી લીધું. એમને માટે અખાડો સાચી શાળા-સમાજ બની ગયો. અખાડો એમેક શરીરસંપત્તિની સુધારણા અને ચારિત્ર્યની

સભ્ય તરીકે રહી ત્યાંની અદ્ભુત વ્યાયામશાળા ઉપરાન્ત શ્રી. અરવિંદ કાર્યાલયનું કાર્ય પણ તેઓ કરતા. ઈ. સ. ૧૯૨૩માં શ્રી. અંબુભાઈ પૉંડિચેરી જવાથી કોસિન્દ્રામાં સદ્‌ગત કરુણાશંકર માસ્તરે શરૂ કરેલા આશ્રમમાં વ્યાયામ શિક્ષક તરીકે જોડાયા ત્યાંથી એમને પૉંડિચેરી શ્રી અરવિંદના દર્શને જઈ આવવાની તક બેવાર મળી હતી. કોસિન્દ્રા આશ્રમનું વાતાવરણ એમને મુક્ત અને ઘર જેવું લાગતુ હતું. આમ ત્યાંના ઉદાર, ભાવિક આત્માઓએ એમના આત્મવિકાસ માટે અનુકૂળ સહાય કરી એમને સહાયના ઋણી બનાવ્યા છે.

ઇ. સ. ૧૯૨૬માં તેઓ પૉંડિચેરી આશ્રમનિવાસી થાય છે. તે જ વર્ષે તા. ૨૪મી નવેંબરે શ્રી અરવિંદે એકાન્ત વાસ કર્યો. ત્યારબાદ ભગવતી શ્રી માતાજીના મંગલ સંબંધમાં આવ્યા શ્રી માતાજીની અપાર કરુણા ને પાપ્રસાદ વડે શ્રી અરવિંદે દીધેલી દીક્ષા સિદ્ધિને માર્ગે આગળ પ્રેરતી રહી છે. તેઓ શ્રી અરવિંદ તથા માતાજીની દિવ્ય કૃપાની અભિલાષા રાખતા એમના પ્રેર્યા પ્રભુને માર્ગે પ્રગતિમાન થઈ રહ્યા છે. એમની બીજરૂપ રહેલી શક્તિઓ એમની કૃપાથી અંકુરિત થઈ છે. એમની કવિત્વશક્તિ પણ એમની ગુપ્ત સહાયથી જ ફાલીફૂલી છે. અભ્યાસાદિ બાહ્ય પ્રયત્ન વિના કેવળ એમની આંતરિક ચેતનાના પ્રભાવે એમના જીવનમાં મોટા ચમત્કાર કર્યો છે.

શ્રી અરવિંદ પ્રતિનું ખેંચાણ તો સૂર્યને કમલના, શશી અને સાગરના ખેંચાણ જેવું છે. બાહ્ય નિમિત્તરૂપે શ્રી. અંબુભાઈ પુરાણીને આગળ કરી શકાય. પણ એમનો અંતરાત્મા નાનપણથી જ પ્રભુ પ્રતિ તત્પર થયેલો હતો. તેથી શ્રી. અંબુભાઈ, શ્રી. રામકૃષ્ણ અને સ્વામી વિવેકાનંદજીએ નિમિત્તકાર્ય જ કર્યું છે એમ કહી શકાય.

શ્રી અરવિંદ અને શ્રી માતાજી એમનું સર્વસ્વ છે. અને એમના કાર્યની સિદ્ધિ માટે સેવામાં એમનું સર્વજીવન એમણે અર્પણ કરી દીધું છે. એમની સર્વ કામનાઓ એમના દિવ્ય સંકલ્પમાં સમાવવાનો શ્રી. પૂજાલાલનો પ્રયાસ છે.

*

# સાધકવર્ય પૂજાલાલ

શ્રી શાન્તિલાલ ઠાકર

આજે શ્રી. પૂજાલાલના ૫૬ મા જન્મદિને તેમને આ અંજલિ આપતાં અમને ખૂબ આનંદ થાય છે. પરમકૃપાળુ પરમાત્મા તેમને દીર્ઘાયુ કરે અને તેમની દ્વારા ગુજરાતી કવિતા વધારે દિવ્ય, ઉન્નત, પાવન અને પાવનકારી બને, તેવી અમે પ્રાર્થના કરીએ છીએ.

શ્રી. પૂજાલાલ જેટલા આત્મવિલોપનપ્રિય છે એટલા જ અંતરત્યાગી છે; જેટલા કવિતાના અને શુભભાવનાઓના રસિયા છે, તેટલા જ સમર્પણ કરવામાં પોતાની જાતને સંપૂર્ણપણે ન્યોછાવર કરી દેવામાં પાછું વાળીને ન જુએ તેવા છે. નાનપણમાં તેમને સાહિત્ય અને અભ્યાસ તરફ બહુ રુચિ ન હતી, જ્યાં શ્રી ભગવદ્‌ગીતા અને અનુભવાચાર્ય શ્રી. ભર્તૃહરિના નીતિશતક અને વૈરાગ્યશતક પ્રત્યે ખૂબ પ્રીતિ હતી. તેમના જીવનમાં શ્રી. અંબુભાઇ પુરાણીની અને પછી શ્રી અરવિંદ તથા શ્રી માતાજીની અસર ખૂબ ઊંડી પડેલી છે. આખર આખરમાં તો તેમની જીવનસરિતા અને કવિતા બંને સંપૂર્ણપણે શ્રી અરવિંદના પૂર્ણયોગ પ્રત્યે, વિજ્ઞાનયોગની સિદ્ધિ પ્રત્યે, શ્રી માતાજીના ચરણકમળમાં સંપૂર્ણ સમર્પણ પ્રત્યે અને આધ્યાત્મિકતા પ્રત્યે વળી છે.

શ્રી. પૂજાલાલમાં નીડરતા છે, દિવ્ય જીવનની પ્રાપ્તિ માટે અદમ્ય અભીપ્સા છે, જીવનશુદ્ધિ પ્રત્યે પ્રેમ છે, ધ્યેયની પ્રાપ્તિ માટે સર્વસ્વનું બલિદાન કરી દેવાની તમન્ના અને તાકાત છે. તેમની કવિતામાં પણ આજ લક્ષણો છે. તેમને જીવનમાં ઉલ્લાસ છે, પ્રકૃતિપ્રેમ છે, ફૂલોની સૌરભ સાથે અને રંગોની વિવિધતા સાથે ગાઢ પરિચય છે, દિવ્ય માતાજીનાં બાલુડાં પ્રત્યે આત્મીયતા છે, શ્રી અરવિંદ પ્રત્યે પ્રગાઢ ગુરુભક્તિ છે. શ્રી માતાજીના ચરણકમળમાં બાળસુલભ આત્મસમર્પણ છે બાળકની પેઠે તેમની કલ્પના જગતની અને પ્રકૃતિની કુતૂહલભરી વસ્તુઓમાં રમે છે. આટલી ઉંમરે પણ

તેમને બાળકોનું ધ્યાન ખેંચે તેવા પદાર્થો અને પ્રાકૃતિક વસ્તુઓ પ્રત્યે આકર્ષણ અને રસ છે. તેમને હજી પણ બાળકોની રમતો ગમે છે. તેમની પેઠ ઈપાહૂલી અને કૂદંકૂદા કરવાં ગમે છે. તેમની કવિતામાં સ્વસ્થતા અને નાગીરી બને સાથે સાથે નજરે પડે છે.

અનેક છંદો પર તેમને ઘણો સારો કાબૂ છે. સંસ્કૃત શબ્દોનો તેમની કવિતામાં સુંદર ઉપયોગ થયેલો આપણને નજરે પડે છે. તેમની કલ્પનાનાં ઉડ્ડયનો અને ઉત્પ્રેક્ષાઓ ભવ્ય અને રસિક હોય છે. Lotus Petals અને Rosary માં તેમનું પ્રાસાદિક અંગ્રેજી અને ભાવભરી મૃદુતા આપણું ધ્યાન ખેંચે છે 'આરાધિકા'માં તેમની મા-ભક્તિ મુક્ત કલ્પનાવિહાર કરી શ્રી શંકરાચાર્યની સૌન્દર્યલહરીની યાદ અપાવે છે 'પારિજાત'માં ફૂલોની સૌરભ મહેકતા કવિ-સપિપાસુઓના મનભ્રમરને મત્ત કરે છે 'શ્રી અરવિંદવંદના'માં તેમની ગુરુભક્તિ નજરે પડે છે. અને શ્રી અરવિંદની મહાન યોગવિભૂતિને તે તેમની ઊંડી શ્રદ્ધાભરી અંજલિ છે. 'પ્રભાતગીત'ના કવિ હમેશા દિવ્ય આધ્યાત્મિક પ્રભાતનાં જ ગીતો ગાતા રહ્યા છે. તેમની 'ગીતગુંજરી'માં તેમનાં ગીતોનો ગુંજારવ મનોહર લાગે છે. તેમની 'કાવ્યકિશોરી' કિશોર અવસ્થાની મુગ્ધ મનોહરતાનું દર્શન કરાવે છે. તેમની 'ઊર્મિમાળા' હમેશાં દિવ્ય અભીપ્સાની ઊર્મિઓમાં જ ઝીલે છે. 'માતાજીનાં મોતી' અને 'શુભાક્ષરી' માં તેમની કવિતા શ્રી માતાજીની વાણીનો અનુવાદ કરી તેમના ચરણકમળમાં નમ્ર નૈવેદ્યનું નિવેદન કરે છે.

શ્રી અરવિંદની સેવા કરવાનો અનન્ય અધિકાર પામેલા શ્રી પૂજાલાલ કવિ તરીકે મહાન છે, પણ સાધક તરીકે વધારે મહાન છે, વંદ્ય છે. સેવાભાવના, પ્રેમ, મમતા, સૌજન્ય, નિરભિમાનતા, આત્મવિલોપન, સમર્પણ ભાવના, વિશુદ્ધિનો આગ્રહ—આ બધા દિવ્ય દૈવી ગુણો તેમનામાં પ્રકૃષ્ટ માત્રામાં દૃષ્ટિગોચર થાય છે. તેમની પાસે ગુજરાતી કવિતા હજી ખૂબ

જ્યારે સમૃદ્ધિ અને સ્નેહભરી સેવાની આશા રાખે છે શ્રી અરવિંદ આશ્રમમાં પહેલા ગયા શ્રી. અંબાલાલ પુરાણી અને તેમની પાછળ વ્યાયામના ક્ષેત્રમાં સેવા અર્પીને પછી ત્યાં જ ખેંચાયા શ્રી. પૂજાલાલ. શ્રી અરવિંદ આશ્રમમાં રહેતી આ બે વિભૂતિઓ ગુજરાતની ત્યાં મૂકેલી મોંઘી મૂડી છે, થાપણ છે. તેમણે અનેક ગુજરાતી યુવકોનાં જીવન ઘડ્યાં છે. અને આધ્યાત્મિક માર્ગે વાળ્યાં છે. શ્રી. અંબુભાઇ પુરાણી એટલે અગ્નિ, ધગશ, સ્ફૂર્તિ, ઉત્સાહનો ફુવારો, અદમ્ય બળ પ્રવાહ તે ખેંચીને, ધકેલી, ઘસડીને દિવ્યતા પ્રત્યે લઇ જાય શ્રી. પૂજાલાલ એટલે 'કમનીય કાન્તા અને કવિતાની પેઠે' સૌમ્ય સુવાસથી, અનેરા આકર્ષણથી, મુગ્ધ પ્રેમથી, સ્નેહભરી સજ્જનતાથી, અપાર ધીરજથી, હૂંફાળા મનીષાથી દિવ્યતા તરફ આકર્ષે. તે બે મહા-ગુજરાતીઓ જાણે સૂર્ય અને ચન્દ્રની તેજ-જોડલી છે, યોગમાર્ગની ઇડા અને પિંગલા છે, વીરરસ અને શાન્તરસના સ્રોત છે. પ્રભુ તેમને દીર્ઘાયુ આપો અને તેમની મારફત અનેક બન્ધવોનો ઉદ્ધાર કરાવો એજ અભ્યર્થના.

*

# સ્નેહમૂર્તિ પૂજાલાલ

શ્રી બાપાલાલ ગ. વૈદ્ય

પુરાણીના અખાડાઓમાંથી જે મંડળ બંધાયાં છે તેને 'भावस्थिराणि जननान्तरसौहृदानि" નું મને સ્મરણ કરાવે છે. ત્યાં ક્યાંથી એકઠાઈ આવેલા ભાઈઓ વચ્ચે ભાઈઓ કરતાં વધુ ગાઢ સંબંધો રચાઈ ગયા. આજદિન સુધી તે સંબંધોમાં જરાપણ હાનિ ન આવતાં વધુ ને વધુ ગાઢ જ તે બનતા ગયા છે. એમાં ઈશ્વરનો હાથ માનીએ કે યુગયુગથી બંધાયેલા સંબંધોને કુદરત જ કોઈ અદૃષ્ટ તાગે વણી લેતી હશે, ઇત્યાદિ કે એમ કહીએ, પરંતુ વશની પેઠે, સંબંધો પણ પૂર્વનિર્મિત ઘટના જ લાગે છે. પુરાણીના અખાડા એટલે ભ્રાતૃભાવ, સ્નેહ, ઉચ્ચ જીવનની અભિલાષા, ખડતલપણું, સાદું જીવન અને સાધુતા. સમાનશીલ અને વ્યસનવાળા ભાઈઓ વચ્ચે સખ્ય જામે છે. આ પ્રમાણે આ સંબંધો આમાં જ—સખ્ય ગાઢ બનતું ગયું છે.

ભાઈ પૂજાલાલ સાથે મારે ક્યારે પ્રીત બંધાઈ તેની કંઈ નોંધ મારી પાસે નથી. અમદાવાદના અખાડામાં તે હતા, નડિયાદનો અખાડો પણ તે સાચવતા અને ભરૂચમાં પણ તે હતા જ. અમો લંગોટિયા ભાઈબંધો છીએ એટલું જ કહેવું બસ થશે.

પ્રથમ દર્શને જ પૂજાલાલ તરફ મને કંઈ અજબ આકર્ષણ થતું. આજે હું ભૂતકાળમાં ડૂબકી મારીને કહી શકું છું. ન્હાનાલાલને એ ચૈતન્યમાં ઈતિહાસમાંની મહાપ્રભુનું દર્શન થયું તેમ મને પણ અમારા પ્રથમ મિલને જ પારદર્શક નિર્વ્યાજ સાધુતાનાં દર્શન થયાં. એ 'પ્રજાપતિ' છે અર્થાત્ કુંભારની જ્ઞાતિમાં જન્મેલા છે એ જ્યારે પહેલવહેલું મેં જાણ્યું ત્યારે મારું આશ્ચર્ય વધુ ગાઢ બન્યું. પછી તો ભાઈ પૂજાલાલ શ્રી અંબુભાઈ પુરાણીના અનન્ય ભક્ત બન્યા, પોતાની જાતને અંબુભાઈની જાતમાં જ તેમણે સમાવી દીધી. મેં ભરૂચમાં જોયા ત્યારના મને એ

હનુમાન લાગ્યા. અંતરથી મેં એ અનન્ય ભક્તિનાં દર્શન કર્યાં અને પાવન થયો. ભરૂચની જમિયતરામની ખડકીમાં અમો બધા સાથે રહેતા ત્યારે જે પૂજાલાલને મેં જોયા છે તેને હું કદી ભૂલી શકતો નથી. પોતાની જાતને અન્યમાં સંક્રાન્ત કરવાની કલા મેં પહેલવહેલી પૂજાલાલમાં જ જોઈ—પહેલવહેલાં ભક્તહૃદયનાં દર્શન કર્યાં.

શ્રી. અંબુભાઈ અખાડા છોડી આશ્રમમાં ગયા. ગુજરાતે એમાં ઘેલછા જોઈ, વ્યવહાર કુશળ માણસોને એમાં વેદીયાપણું લાગ્યું. પરંતુ જીવનને શુદ્ધ સમજનાર એ યોધ્ધો તો ગયો ને ગયો જ. ગયા પછી પણ ગુજરાતને તે કદી ભૂલ્યો નથી. ગુજરાતનું જેટલું હિત અને હેત એના હૈયામાં છે તેટલું ભાગ્યે જ બીજામાં હશે. સબંધો સાચવવાની શ્રી. અંબુભાઈ પાસે કળા છે અથવા ખરું કહીએ તો એક પ્રેમાળ આત્મા પ્રેમના પાશથી અન્ય પ્રેમીઓને ખેંચી શકે એવો પારસમણિ તેમની પાસે છે.

અંબુભાઈએ ગુજરાતના ઘણા ભાઈઓને પોંડિચેરી આકર્ષ્યા છે. પુરાણી મંડળના ભાઈઓ તો મોખરે હોય જ. પૂજાલાલ પણ ત્યાં ગયા—ત્યાંના જ થઈ ગયા. દીક્ષિતભાઈઓ ગયા. જે ગયા તે ગયા જ. કોઈએ ઘર, ગૃહિણીની ચિંતા જ ન કરી. દિવ્ય જીવનનો સ્પર્શ તેમને લાગ્યો. પોતાની જાતને કૃતાર્થ કરી પોતે ધન્ય બન્યા. પૂજાલાલ જેવો ભક્ત ત્યાં ગયો, શ્રી અરવિંદ અને માતાજીનો અનન્ય ભક્ત બની ગયો. ભક્ત તો હતો જ. તે વધુ ભક્તિશાળી બન્યો. બ. ક. ઠાકોરના શબ્દોમાં તે ભક્તકવિ બન્યો.

પૂજાલાલ ઘણા સમયથી કાવ્યો લખતા. એમના સ્વમુખેથી મેં કાવ્યો સાંભળ્યાં છે. એમના 'પારિજાત' અને બ. ક. ઠાકોરના પરિચયે એમને વધુ પ્રકાશમાં મૂક્યા. એમના સંબંધમાં આવનાર મિત્રો તો એ ભક્તને જાણતા જ હતા. ભક્તકવિના બિરુદે તેમના વર્તુલને બૃહદ્ બનાવ્યું. 'પારિજાત' પછી તો ઘણાં કાવ્યો એમણે લખ્યાં છે અને આજે પણ

તે પ્રવાહ ચાલુ જ છે. ઉત્તરોત્તર એ ભક્તિપ્રવાહ વધુ શાન્ત-ગંભીર બનતો ગયો છે. એનો પ્રધાનસૂર તો ભક્તિ જ છે. કારણ કે પૉંડિચેરીના શ્રી અરવિંદ આશ્રમને હું યોગના ધામ કરતાં ભક્તોનો આશ્રમ જ માનું છું. યોગ અને ભક્તિ અવિભાજ્ય જ છે. કેટલાક ટીકાખોરો એ ભક્તોને 'ઘેલા' કહેવા જેટલી હદે જાય છે. કેટલાકને 'વૈષ્ણવો'ના બધા જ ઢોંગ ત્યાં મૂર્તિમંત થતા જણાય છે. ગમે તે કહે તેની સાથે મારે નિસ્બત નથી. ભક્તિહીન થતા આજના જમાનામાં જે ભક્તિમાં અનેક જાતની મલીનતાઓ પ્રવેશેલી છે એ ભક્તિમાર્ગમાં ભક્તિની વાત કરવી રુચતી નથી જ ભક્તિને ઘેલી કહો તોય મને વાંધો નથી હિંદનો આત્મા ભક્તિ છે. ભક્તિને કેન્દ્રમાં રાખીને જ હિંદમાં બધી ક્રિયાઓ નીકળેલી છે. શિષ્ય ગુરુ પાસે જઈ ગુરુની ભક્તિમાં લીન રહે, શિષ્યવત્સલ ગુરુ તેના નિઃશ્રેયસ માટે સદા જાગ્રત રહે, પત્ની પતિમાં અને પતિ પત્નીમાં પોતાના જાતોને એકાકાર કરી નાખે, દ્વૈતમાંથી અદ્વૈતમાં સરી જાય એ ભક્તિનો મહિમા-પ્રતાપ આપણા દેશમાં સહસ્રમુખે ગવાયેલો છે. ભક્તિ સિવાય સંસાર, કુટુંબ સંસ્થાઓ વગેરે આત્મા વિનાના ખોખાં જેવાં છે. ભક્તિ સિવાય નમ્રતા અને વિનય નથી ખીલતાં. ભક્તના પ્રણિપાતમાં એની મોટાઈનાં બીજ અંકુરિત થાય છે. શ્રી અરવિંદ જેવા લોકોત્તર પુરુષ તરફ સાધકો ઘેલા બની જાય, પ્રણિપાતો કરે એ સ્વાભાવિક જ છે. શ્રી અરવિંદનું કાર્ય પીછાનનારા હિંદમાં કેટલા હશે ? સાગરની ઊંડાઈ માપવા વાંસની લાંકડી શું ચાલે ? હિમાલય જેવા ઉત્તુંગ, સમુદ્ર જેવા શાન્ત, જ્ઞાનીઓના જ્ઞાની, કવિઓના કવિ, યોગીઓના યોગી જેવા આ પરમ ભગવત, લોકોત્તર યોગીના સાન્નિધ્યમાં, હૃદયમાં ભક્તિ ન જાગે તો એ હૃદય નહિ પણ પત્થર જ હોય. પરંપરાગત આચાર-પ્રણિપાતાદિ તો ભારતમાં છે જ. પૉંડીચેરીમાં તેના આવિર્ભાવ વિવિધરૂપે દૃષ્ટિગોચર થતા હોય તો તેમાં પામરતા નથી, માયકાંગલાની માગણવિદ્યા નથી. હૃદયનો એ ભક્તિસ્રોત કૃતાર્થતા શોધતો હોય છે. પૂનમલાલ જેવા ભક્તને જે જોઈતું હતું તે મળી ગયું.

પૂજાલાલ ૧૯૨૬માં પાંડીચેરી ગયા. ૩૦ વર્ષનાં વહાણાં વહી ગયાં છે. યોગીઓનાં આંતરજીવન કંઇ ઓછાં જ કેમેરામાં આવે છે? બાહ્યદષ્ટિએ તો હજી એના એજ પૂજાલાલ લાગે છે. પરંતુ આમ જેવા અંતરને વાંચવા તો જૂદી આંખો જોઇએ. ભારતિય સંસ્કૃતિ એટલે મૌન. મૌનની ભાષા જ જૂદી હોય છે. એ ભાષા આંખોમાં વાંચી શકાય, વાણીમાંથી પારખી શકાય. ૨૦–૩૦ વર્ષનાં મૌન! એકાન્તવાસ! આ અગ્નિપરીક્ષા છે. આ અગ્નિમાં તાવી તપીને સોનું તો કુંદન થાય જ પણ રુધિર પણ કુંદન થાય પાંડીચેરીમાં જ્ઞાન છે, ભક્તિ છે, કર્મ છે. પ્રાચીન તથા બધા યોગોના સમન્વયમાંથી એક નવો યોગ–પૂર્ણયોગ–શ્રી અરવિંદે સરજ્યો છે. એ વિભૂતિના જીવનની અનુભૂતિમાંથી તે પ્રગટયો છે. ભારતીય આત્માને અનુરૂપ એ યોગ છે. સમન્વય ભારતના લોહીમાં છે. ભારતે દર યુગમાં યુગાનુરૂપ અવતારો પેદા કર્યા છે. શ્રી અરવિંદનો અવતાર આ યુગના ઉદ્ધાર માટે જ છે. એનું વિશાળ દર્શન મુગ્ધ કરી નાખે છે. એનું ઊંડાણ જીવનનાં અતલ પાતાળ ઢૂંઢનારથી જ સમજી શકાય છે. સંકુલ બનતા જીવનના પ્રત્યેક વાણાતાણા એ જોઈ શક્યા છે અને કોઈ અજબ કલાકારને જ શોભે એવી અલૌકિક પ્રતિભાથી પૂર્ણયોગ પ્રગટયો છે. પ્રાચીનોની મૂડી ઉપર વેપાર હવે થાય એમ નથી. ભૂતકાળનું ગૌરવ હવે ઉલટી નાલેશી નોતરે છે. પ્રાચીન ભારતીય આત્માનાં દર્શન કરનારથી જ ભારત શું છે ને શું નથી તે સમજી શકાય. ભારત એ દેશ નથી, એક વિચાર છે, એક દૃષ્ટિ છે, એક અનુભૂતિ છે. આ ભારતમાં જન્મ લેવો એ ભાગ્યશાળીનું ભાગ્ય છે. તપ સિવાય કદી સત્યનાં દર્શન થતાં જ નથી. તપમાંથીજ ભારતીય સંસ્કૃતિ સર્જાઇ છે. આ તપ શ્રી અરવિંદે તપ્યું, તેમાંથી પ્રના Supraratıonal Cognition પ્રકટી. પ્રજ્ઞાનુ દર્શન Intuitional Vision થતાં સત્ ચિત્ આનંદનાં વિવિધ સ્વરૂપો સમજી શકાય છે અને એ સમજ્યાનાં બીજું કોઈ સમજવાનું બાકી જ ક્યાં રહે છે? શ્રી અરવિંદનો યોગ એ પંડિતોની પોથી નથી–એ તપસ્વી જીવનનું કાવ્ય છે. એમના જેવાના સાન્નિધ્યમાં રહેવું એનાથી બીજું પરમ ભાગ્ય કે જીવનની કૃતાર્થતા શું હોય?

પૂજાલાલ ભાગ્યશાળી છે. કોઇ પૂર્વજોના પુણ્યે જ સંતનો સમાગમ થાય છે. સંબંધો કંઈ અમથા નથી બંધાતા. કુંભાર કુટુંબમાં જન્મ હોવા છતાંય બ્રાહ્મણ પુરાણીના સંસર્ગમાં આવવું, એ અકસ્માત તો નથી જ.

પૂજાલાલ કવિ છે, અનેક નાનાંમોટાં પુસ્તકોના એ કવિ છે. એ હું જાણું છું, પરંતુ મારે મન એમનું પારદર્શક, નિર્મલ જીવન, એમની નિર્વ્યાજ ચારુતા, મોહકપ્રેમ — એજ મુખ્ય છે. કાવ્યોનો સ્રોત જીવનમાંથી વહેતો હોય તો એમનાં કાવ્યો એ એમના જીવનના પ્રેરક બળો, યોગ, ભક્તિ, સમર્પણ ઇત્યાદિનાં કાવ્યો છે. ભગવાનને સર્વ ભાવે સમર્પણ, આધ્યાત્મિક ક્ષેત્રોના વિજય માટે શક્તિનું આવાહન, ભગવતી દિવ્ય શક્તિને ચરણે જીવનનું ન્યોછાવર, માનવજીવનને સમુન્નત બનાવનાર પ્રેમ, ભક્તિ, શૌર્ય, યજ્ઞભાવના -- આ એમના કાવ્યોના મુખ્ય વિષયો છે. એમનું જીવન એમાંથી વાંચી શકાય છે. એમનાં કાવ્યોનો રસાસ્વાદ લેતાં જીવનની કાલિમા દૂર થઈ જાય છે, ભક્તિની ઊર્મિઓ અંતરે ચઢે છે અને ઘડીભર આ પાર્થિવ વિશ્વમાંથી પર એવી ભૂમિકા ઉપર કવિ ઊડાવી જાય છે.

શ્રી અરવિંદ આશ્રમમાં માતાજીના પૂજાલાલ પૂજારી છે. માતાજી ઉપર એમનાં ઘણાં કાવ્યો છે. 'ગીતિકા' ૧૬ ગીતોનો નાનકડો સંગ્રહ માતાજીના – પરમાત્મના પીયુષો પાનારી એ પ્રેમમયીના–આગમનદિને પ્રસિદ્ધ થયેલો છે.

શ્રી માતાજીના આગમન પછી જ પૉંડિચેરીમાં આશ્રમનો મધપૂડો મંડાયો છે :

"મેં તો દીઠો મંડાયેલો મઝાનો માનો મોટો મધપૂડો;

અણમાણ્યાં મધનો ભર્યો માનો મોટો મધપૂડો."

કવિનાં "મૃત્યુ મોહો ને માયા મિટાવનાર" એ માના મધપૂડામાં દેશ દેશની મધુમક્ષિકાઓ આવીને ભેગી થયેલી છે. એ મધપૂડો આજે

" પ્રભુતાના બાગે પ્રકાશતો " છે. ભાઈ પૂનમલાલ જેવી અનેક મધુમક્ષિકાઓ એ મધપૂડામાં આજે ભેગી થયેલી છે.

ભક્તકવિની ' માતાજી ' તરફની ભક્તિ નીચેની પંક્તિમાં સ્પષ્ટ ઉતરી છે :

" માના પૃથ્વી પરના નંદન બાગમાં
પ્રાણ અમારા પુષ્પ બનીને ખીલશે,
પવિત્રતાની પાંદડીઓ પમરાવતા,
અનંતકેરા આશીર્વાદો ઝીલશે

પિતા અમારા પ્રભુ પ્રકટેલા પિંડમાં,
માત અમારી મહાશક્તિ સાક્ષાત્ જે;
પરમાનંદ પ્રસાદે માના મીઠડા
બડભાગી બાલકડાંઓ સૌ માણશું.

સત્ય–સદાશિવ – સુંદરને આરાધતાં,
દેવોનાં ડગ ભરતાં જગમાં શીખશું.
મહેશ્વરીના આદેશો અપનાવતાં
માની સેવા જીવનકાર્ય બનાવશું. "

માની સેવા એજ એમના જીવનનું કાર્ય છે. એ 'બડભાગી બાળ'

' પ્રભાતગીત ' નામના એમના કાવ્યસંગ્રહમાં ૭૫ કાવ્યોની અંજલિ શ્રી અરવિંદના ૭૫મા જન્મદિવસે, એમણે અર્પી છે. એ પોતે જ કહે છે તેમ એ ' અધ્યાત્મભાવી ' ૭૫ કાવ્યો છે. ઝૂલણા છંદ પ્રભાતગીતો માટે પસંદ કરેલો છે. ' યોગેશ્વરની કૃપાથી જ પ્રાપ્ત થયેલી કાવ્યવિધાનની શક્તિ ' એમાં ઠેર ઠેર જણાય છે. ' આરોહ ' નામના કાવ્યમાં કવિ કહે છે:

"ઢાળ મન ચરણને વાળતો ના કદી
સરળતા શોધવાને ન જતો,
મન લુભાવંત આકર્ષણોની ભણી
લક્ષ્યનું ભાન ભૂલી ન ધાતો:
જો ચઢી તુંગ પર, ગગનચુંબન બધો
ધાર નક્ષત્ર સહ ગોષ્ઠિ તારે,
લે અમિતને ચિદાત્મા ! નિત્યર્ચિંગને
અક્ષમય ગાન અભંગ-આરે."

આ સંકુલ વિશ્વમાં આજે અનેક જાતનાં આસુરી બળો કામ કરી રહ્યાં છે. આ આસુરી બળો ઉપર વિજય મેળવવા શ્રી અરવિંદે ઘણા સંગ્રામો ખેલ્યા છે.

"તલઅતલશાયી અવચેતના સાગરો
મસિ સમા શ્યામ જળને જુવાળે,
સકલ પ્લાવિત કરી નાખતા પ્રાણ મમ,
છેક પહોંચી જતા ઊર્ધ્વ માળે.
લબ્ધિઓ લીન થઈ સૌ અબ્ધિએ,
થઈ કમાણી જતી ધૂળધાણી !"

આ અવચેતનાના સાગરો સાધકોને કેવા મતાવતા હશે તે અનુભૂતિ બીજાને શે હોય ? આર્ય પૂજાલાલ અને સાધક માત્ર એ યોદ્ધા છે. યુદ્ધના પ્રસંગો સાધકોના જીવનમાં ઘણા આવે છે. આસુરી બળો એમને નીચે પછાડવા મથી રહ્યાં હોય છે. એ સંગ્રામમાં માતાજીની કૃપા, ભગવતીનું અવલંબન કવિ વારંવાર પ્રાર્થે છે :

પ્રાણ પ્રવૃત્તિવાળો હવે જાય હા !
હીન શું નિમ્ન માર્ગે હળેલો,

વિકૃત એની વિવિધ વાંછનાઓ તણો
વિપુલ કૈં વંશવેલો વધેલો !
સંગ એને અસતનો જ અંતર રૂચે !
રંગ રળિયામણો લાગતો ના !
પતન પર પતન એને પ્રતાપે થતાં
ઉર્ધ્વ આરોહવા ઊઠતો ના !

× × ×

પ્રાર્થના અંતરાત્મા તણી એક આ
માગું તોયે ન દે મલિન માયા
આપજે એક તારું કૃપાસ્મિત અને
આશ્રયાર્થે સુધાસ્નિગ્ધ છાયા !

ગુજરાતી સાહિત્યમાં આ જાતનાં કેવળ ભક્તિકાવ્યો વિરલ જ છે. ભક્તિ ભણે નથી આવતી, એ છે લોહીના સંસ્કાર, એ છે આત્માની સુવાસ. એ પાંગરે છે પૂર્વજોના પુણ્યથી. ભક્તિ સંસ્કારનું બીજું નામ જ શું નથી ? વિનમ્રતા, આર્જવ, હ્રિ, સ્વાર્પણ — આ બધા ગુણો ભક્તિ સાથે જ દેહ ધારણ કરે છે. પૂજાલાલ જેવા ભક્તકવિથી ગુજરાતી સાહિત્ય બડભાગી બન્યું છે ગુજરાતના જે સુપુત્રો પૉંડિચેરીમાં તપ કરી રહ્યા છે તે ગુજરાતનું સૌભાગ્ય છે. આવા કલિકાલમાં પણ યોગ માટે — ઉચ્ચતર દિવ્ય જીવન માટે — તલસતા અનેક યુવાન યુવતીઓ ગુજરાતમાં છે એ ઓછા સૌભાગ્યની વાત નથી. જો જીવન જ સાહિત્ય ઘડે છે એ સ્વીકારાયેલી વસ્તુ છે તો પૂજાલાલ જેવા ભક્તકવિનાં જીવનમાંથી સ્ફૂરનારાં કાવ્યો ગુજરાતને પાવન બનાવશે, કલિકાલની કાલિમાને ભૂંસવામાં આગળ પડતો ભાગ જરૂર ભજવશે.

આ લેખક વૈદ્ય છે. કાવ્ય સાહિત્ય સાથે એને જીવંત સહવાસ નથી. પૂજાલાલની બધી કૃતિઓ હજી મારા જોવામાં નથી આવી. જે બે ત્રણ

મારી પાસે છે તેનો જ ઉપયોગ હું કરી શક્યો છું. મારાં પુનલાવનાં કાવ્ય મૌક્તિકોની માળા બનાવવામાં આવશે તો માતા ગુર્જરીનો કંઠ શોભશે, એ ખરેખર ગુર્જર સંતાનોનું કંઠાભરણ થશે.

ભક્તકવિને મારા નમસ્કારો પાઠવું છું. દીર્ઘાયુષ ઈચ્છું છું. તમારા જેવાઓની વૈરાગ્યવૃત્તિ, માયાના પાશમાં બંધાયેલા અમ જેવાઓની સામે લાલબત્તી રૂપે સદા લક્ષ્યબિંદુએ રહેશે અને અનેકોને આરોહણ કરવા લલચાવશે. જુગ જુગાંતરની ભારતની ઝંખનાઓની આશા તમો છો. ધન્ય હો, વંદન હો!

# નમ્રતામૂર્તિ પૂજાલાલ

શ્રી છગનભાઈ કા પટેલ

મહાગણા પ્રતાપના શરા બાવીસ હજાર લડવૈયાઓમાંના એક એવા શ્રી પૂજાલાલ દલવાડીમાં વીરતા અને નમ્રતાનો સુભગ સમન્વય થયો છે. અભ્યાસકાળ દરમ્યાન વ્યાયામની પ્રવૃત્તિમાં પુરાણીભાઈઓના પટશિષ્ય જેવા બની રહી ગુજરાતના વ્યાયામવીર તરીકેનું બિરુદ શ્રી. પૂજાભાઈએ પ્રાપ્ત કરેલુ તે સુવિદિત છે. મર્દાનગીભર્યા ખેલકૂદમાં (પોતાના જીવનના પરોઢમાં) મોખરે રહી તેમનામા રહેલા ક્ષત્રિયત્વનો પરચો તેઓ બતાવી ચૂક્યા હતા સાથો સાથ તેઓના સંપર્કમાં આવનાર સૌ કોઈ એમની નમ્રતા અને ઋજુતાથી પ્રભાવિત થયા સિવાય રહી શકતું નથી એ એમના જીવનનુ બીજું પાસુ છે. એમની એ નમ્રતા એમનામાં સભર ભરેલી સેવાભાવનામાંથી જન્મેલી છે. શ્રી માતાજીની અંગત સેવા કરવાનું સદ્‌ભાગ્ય જેમને લાધ્યું છે એવા શ્રી. પૂજાભાઇમાં સેવાવૃત્તિ મૂર્તસ્વરૂપે આપણી સમક્ષ ખડી થયેલી જોવા મળે છે. સેવકમા સહજ એવું નિરભિમાનપણું એતો શ્રી. પૂજાભાઈનો એક ખાસ તરી આવતો ગુણ છે. પરિચિત કે અપરિચિત માણસને સહાય રૂપ બનવાની એમની તત્પરતાનો પોંડીચેરી આશ્રમમાં જનારા સૌ કોઈને અનુભવ થાય છે. કર્મયોગી શ્રી પૂજાભાઈ પોતાની ફરજોમાં દટાયેલા રહેતા હોવા છતાં કોઈ પણ આગંતુકને તેમના સહાનુભૂતિભર્યા વર્તનથી અને મદદરુપ બનવાની તેમની રૈવથી સહારો આપવાનું ચૂકતા નથી.

સ્વભાવે બહુ ઓછા બોલા હોવા છતાં તેમના પરિચિત માણસોમાં એક અચ્છા મિલનસાર અને દિલસોજ ગૃહસ્થ શ્રી. પૂજાલાલ જણાયા છે ઓછું બોલવું અને કામ વધારે કરવું એ ગુણ શ્રી. પૂજાલાલના જીવનમાંથી શીખવા મળે છે. ઘણું જ જવાબદારીભર્યું અને અગત્યનું કામ કરવાનું સદ્‌ભાગ્ય તેમને પ્રાપ્ત થયુ છે, છતાં પોતાની અગત્યતા બીજાઓને દેખાડી

આપવાની વૃત્તિનો તેમનામાં અભાવ છે. "વૈષ્ણવજન તો તેને કહીએ પીડ પરાઈ જાણે રે" એ વચનોને શ્રી. પૂજાભાઈએ પોતાના જીવન ચરિતાર્થ કરી બતાવ્યાં છે.

એક પચીસીથી પણ વધારે સમયથી શ્રી પૂજાભાઈ શ્રી અરવિંદ આશ્રમના અંતેવાસી બનેલા છે. આ સમય દરમ્યાન તેમણે યોગ સાધનામાં સારી પ્રગતિ સાધેલી જણાય છે. એમના પત્રો દ્વારા અને અંગત સમાગમ પ્રસંગે તેમની સાથેની વાતચીત દ્વારા તેમની આ દિશાની પ્રગતિનો ખ્યાલ સૌ કોઈને આવે છે. તેઓ ઉચ્ચ કોટીના સાધક છે અંગ્રેજીમાં જે Realized Soul કહેવાય એ ભૂમિકા સુધી તેઓ પહોંચ્યા છે. એમને એ સિદ્ધિ જેવી તેવી નથી હરતાં ફરતાં, કામ કરતા હોય ને સમાં બીજાઓ સાથે વાર્તાલાપ કરતા હોય તે સમયે, ચોવીસે કલાક તેઓ અંતર્મુખ બનેલા જોવામાં આવે છે. તેમના અંતરમાં હરદમ ધ્યાનસ્થ જેવા જોવામાં આવે છે ભગવાનની સાથેની સંગતાને અતૂટ રીતે ચાલુ રાખવાની સિદ્ધિ એમણે પ્રાપ્ત કરી છે એમ કહી શકાય અહોનિશ એમના ચિત્તની સમતુલા Poise of mind એ જાળવી શકે છે. એવી ખાત્રી એમના અંગત સમાગમમાં આવનાર સૌ કોઈને થાય છે.

સાહિત્ય ક્ષેત્રે તેમણે પ્રાપ્ત કરેલી સિદ્ધિ પણ ગણનાપાત્ર છે. જુદાં જુદાં સામાયિકોમાં પ્રગટ થતાં તેમનાં કાવ્યો તેમની એ દિશાની સાધનાની સાક્ષી પૂરે છે 'પારિજાત' કાવ્ય સંગ્રહ પ્રગટ થયા પછી 'જપમાળા,' 'ઊર્મિમાળા,' 'માતાજીનાં મોતી,' 'શ્રી અરવિંદ વન્દના' વગેરે કાવ્યસંગ્રહો તેમની કવિ તરીકેની પ્રગતિના પ્રતીકરૂપ છે હજી અપ્રગટ એવો અનેક કાવ્યોનો ભંડાર એમની પાસે પડ્યો છે. તેઓ માત્ર ગુજરાતી કાવ્ય લખે છે એમ નથી "Lotus Petals" નામના શ્રી અરવિંદ આશ્રમ તરફથી પ્રગટ થયેલા એમના અંગ્રેજી કાવ્ય સંગ્રહ પછી પણ 'Mother India' 'Advent' વગેરે સામયિકોમાં પ્રગટ થતાં એમનાં કાવ્યો કવિના દેવાની એમની આરાધનાની આપણને ઝાંખી કરાવે

એમનાં કાવ્યોમાં પણ એમની યોગસાધના નિતરતી જણાય છે આત્મસમર્પણનો મહામંત્ર એમનાં કાવ્યોમાં દૃષ્ટિગોચર થાય છે. તેમનાં કાવ્યો વિવિધ વિષયોને સ્પર્શતાં હોવા છતાં તેમના કેન્દ્રમાં આત્મસમર્પણની ભાવના સભર ભરેલી હોય છે. આત્મસમર્પણભાવ તેમના કાવ્યોનો અતૂટ તાંતણો બનેલો રહે છે.

કવિ તરીકેની એમની શક્તિ વિષે સદ્દગત સાક્ષર શ્રી. બ. ક. ઠાકોરે શ્રી. પૂજાલાલના કાવ્યસંગ્રહ 'પારિજાત' ના આમુખમાં મૂલ્યાંકન કર્યું છે ગુજરાતના સાહિત્ય સ્વામીઓએ કાવ્યનાં વિવિધ ક્ષેત્રોમાં સાધેલી પ્રગતિ ખરેખર આનંદદાયક છે. છતાં ગુજરાતી સાહિત્યમાં એકાદ મહાકાવ્યની ખોટ આપણને સાલે છે. શ્રી. પૂજાભાઈનાં કાવ્યોની સમીક્ષા કરતી વખતે બ. ક. ઠાકોરે એવી આશા વ્યક્ત કરી હતી કે શ્રી પૂજાભાઈ ગુજરાતને એક મહાકાવ્ય આપશે. એમની કાવ્યશક્તિમાં એના અંકુરો પડેલા દેખાય છે સાક્ષરવર્યે સેવેલી એ આશા શ્રી. પૂજાભાઈ પૂરી કરશે એવું એમની આજ-વગીની કવિતા સમૃદ્ધિ ઉપરથી લાગે છે. આપણી એ આશા શ્રી પૂજાભાઈ જલદી પૂરી કરે એવી મારી અભ્યર્થના છે.

આ પ્રમાણે એક સાધક તરીકે, કવિ તરીકે, સ્નેહી તરીકે, મિત્ર તરીકે દરેક રીતે શ્રી. પૂજાભાઈએ એમના જીવનમાં જે કંઇ સાધ્યું છે તે પ્રશસ્ય છે. એના પ્રતાપે તેઓ સમાજના શણગારરૂપ છે. એમનાથી આપણી ગરવી ગુજરાત સવિશેષ ગરવી બની છે. નમ્રતા મૂર્તિ શ્રી. પૂજાભાઈને સ્નેહવંદન સાથે એમની સિદ્ધિઓ માટે તેમને અભિનંદન આપુ છું.

# સૌજન્યમૂર્તિ પૂજાલાલ

શ્રી. ઇશ્વરભાઈ પટેલ

પૂજાલાલનુ નામશ્રવણુ થતા જ એમનું કવિત્વ અને એમનો શ્રી અરવિંદ આશ્રમ-નિવાસ એ બે વાતો મનઃચક્ષુ આગળ તરવરી ઊઠે કે ગુજરાતી ભાષાના અગ્રગણ્ય ઉન્નત કવિઓમાં પૂજાલાલ સ્થાન ભોગવે છે એમની કવિતાઓમા ભાષા પરનુ પ્રભુત્વ અને એનુ સૌમ્યપણુ તો તરત નજરે પડે જ છે ઉપરાન્ત, ધાર્મિક કે આધ્યાત્મિક ગહન ભાવોનુ વાહન પણુ એ એને સરળતાથી બનાવી શકે છે એ એમની ખૂબી છે. એમનુ કવિહૃદય ભક્તિથી તરબોળ હોવાથી, સમસ્ત જગતમા અને જગતની નવી પ્રાણીવનસ્પતિ સૃષ્ટિમા એમને જે જગન્નિયતાનુ દર્શન થાય છે, એ સૃષ્ટિલીલામા સવાદિતા ને સુમેળના જે પડઘા એમના હૃદયમા ઊઠે છે તે કાવ્ય દ્વારા સફળતાપૂર્વક રજૂ કરે છે આવુ સમ્યગ્દર્શન હોવા ઉપરાન્ત એમની કવિતામા એક પ્રકારનું જોમ અને જુસ્સો, સાહસ અને શૌર્ય પણુ દેખા દે છે •

'બાલમિત્ર'ના તત્રી તરીકે હુ એમના પરોક્ષ પરિચયમા આવ્યો પ્રથમ પત્રવ્યવહારે અમે એકબીજાના પ્રેમમાં પડ્યા જેવુ થયું. કાવ્ય સાથેના એમના પત્રની સૌજન્યતાભરી લાગણી, એના મરોડદાર સ્વચ્છ અક્ષર ને જોડણીશુદ્ધિએ મને એમનો ચાહક બનાવ્યો તે પછી તો અમારો પત્ર પરિચય વધતો ચાલ્યો ને એમણે મારી વિનંતીથી 'બાલમિત્ર' દ્વારા 'આપ-બળિયો' નામની શૌર્યભરી સાહસકથા ગુજરાતના બાળકોને ભેટ ધરી એ કથા જેમ જેમ ચાલી તેમ તેમ તેમના પ્રભુમય હૃદયના ખમીરનાં દર્શન થતાં ચાલ્યા

દરમિયાન 'બાલમિત્ર'મા છપાયેલી એમની કવિતાઓને બાલકાવ્યોની પુસ્તિકા રૂપે પ્રસિદ્ધ કરવાની મે માગણી મૂકી તો એટલી જ હૃદયની સરળતા

ને ભાવુકતાથી એમણે હસ્તપ્રત તૈયાર કરી જ્વીસ કાવ્યો મોકલ્યાં, જે 'ગીતાગુંજરી'ના નામે બાલકાવ્યોમાં પ્રસિદ્ધિ પામ્યાં ને સૌની ચાહનાને પાત્ર બન્યાં. એ કાવ્યપુસ્તકની એક જરા કડક સમાલોચના એક સ્થળેથી મળી. તેની કાપલી બીડતાં મેં જરા દુઃખ–દષ્ટિભેદ અંગેનું–વ્યક્ત કર્યું તો એમનો સામેથી શાન્ત અને સૌમ્ય જવાબ આવ્યો કે એવા દષ્ટિભેદ સ્વાભાવિક ગણાય ને એ માટે સમાલોચક આભારના અધિકારી ગણાય.

આવો મીઠો ને સુજનતાભર્યો અમારો પરિચય ને પ્રેમપ્રસંગ છે. હજુ તો અમે કદી 'મળી દષ્ટાદષ્ટ' એ સ્થિતિમાં ભેગા થયા નથી. પણ એકેક વર્ષ પહેલાં શ્રી. મૂળજીભાઈ તલાટી દ્વારા એમની તાજેતરની છબિનાં દર્શન થયાં ત્યારે એ છબિના મુખભાવ મારી કલ્પનાકૃતિના મુખભાવ સાથે મેળ પડતા લાગ્યા ત્યારે મને સ્વાભાવિક આનંદ થયો.

આવા આ સરળ અને સૌજન્યમૂર્તિ એવા પૂજાલાલ ગુજરાતી સાહિત્યનું નહિ, એમની કોમનું નહિ, શ્રી અરવિંદ આશ્રમનું નહિ, માનવજાતનું–માનવતાનું પંકજ છે, અને પોતાના જીવન દ્વારા એ આ માનવતાસૌંદર્યને રેલાવતા રહે છે.

અમર તપો એ સૌંદર્ય એજ પ્રાર્થના !

# શાન્ત જ્વાળા

શ્રી કૃષ્ણલાલ, પૉંડિચેરી

ગુજરાતમાં વ્યાયામની પ્રવૃત્તિનો આરંભ અને પ્રચાર શરૂ થયા તેની સાથે ઉચ્ચ ભાવનાવાળો આદર્શ હતો. આને એક યજ્ઞની પ્રવૃત્તિ કહીએ તો તે વધારે બંધબેસતું થશે. યજ્ઞની જેમ તેમાં હોમવા માટે શુદ્ધ વસ્તુઓનો સ્પર્શ થતો. એ આદર્શની જ્વાળાને ઊંચે ચઢાવવામાં જેમણે યુવાનોએ પોતાનાં જીવન હોમ્યાં હતાં.

એમાંના એક તે ભાઈ પૂજાનાન.

આ સમયનાં વ્યાયામમંદિરોની શિક્ષણપદ્ધતિમાં શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચે ભાગ નહોતા. જે કોઈ થોડું ઘણું શીખી લે તે નવા આવનારને શીખવાડે. આવી ભ્રાતૃભાવની ભાવના ઉપર વ્યાયામની વ્યવસ્થા નભતી.

મને પૂજાનાનનો પરિચય તેમના હાથ નીચે વ્યાયામ શીખવામાંથી થયો. મલખમ કે લકડીના દાવ શીખતાં-શીખવતાં એમાંજ મહત્તા આવી જતી નહોતી પણ સાથોસાથ જીવન ઘડવાના જે સરમારો રેડાતા હતા તે આ વ્યાયામમંદિરોની વિશિષ્ટતા હતી.

ભાઈ પૂજાનાન બહારની નજરે શાન્ત સ્વભાવના દેખાય-શાન્ત કરતાં પણ નરમ કહીએ તો ચાલે-પણ નિકટના પરિચયમાં આવીને નિરખનારને દેખાય કે એ શાન્તિની પાછળ અગ્નિ રહેલો છે.

એમની સાથેના લકડી શીખવાના અને લકડી છૂટના પ્રસંગો એની સાબિતી આપતા. દાવ શીખવાડતી વખતે ક્યાંય ક્યાશ ન રહી જાય એની કાળજી રાખતા. શીખનારને ધીરજથી શીખવાડે, પાછું ભગાવે, ભાર ભૂલ થાય તો લકડી સાચી જગ્યાએ મારે.

શિસ્ત પાળવામાં અને પળાવવામાં ચોક્કસ. બહાનાં વગેરેને પકડી પાડે અને હેતથી સમજાવે. તેથી બહાના કાઢતાંય એમની બીક લાગે અને નાચું વર્તન કરવાનું વલણ થાય એ કડકાઈની પાછળ રહેલો પ્રેમ સામાને એમના તરફ ખેંચી રાખે "

વ્યાયામનો સમય પૂરો થયા પછી ઘેર જતાં અથવા અખાડામાંજ મિત્રો તરીકે અંગત વાતો થતી. તેમાં અંગત મુશ્કેલીઓની રજૂઆત, શાળાના ભણતરની કચાશ, કૌટુંબિક સંજોગો વગેરેના ઉકેલ થતા. એમાંથી આગળ વધીને ઉચ્ચ ચારિત્ર્ય, વિચારની વિશાળતા, દેશની સેવા, પ્રભુની ભક્તિ એમ જીવનનાં બધા પાસા ખીલવવા ઉપર ભાર મૂકાતો.' એમા પૂજાલાલનો ફાળો ઘણોજ હતો. અને ત્યાંજ તેમની ઉચ્ચ જીવનની અભીપ્સા દેખાઈ આવતી

એ એકધારી અભીપ્સાએ એમના જીવનને ઊંચે અને ઊંચે વધુ જઈને યોગને માર્ગે મૂકી દીધું.

જાહેરમાં ગુજરાતને તેમનો પરિચય કવિ તરીકે છે. એ કાવ્યોમા તેમની ઉચ્ચ જીવનની ધગશ દેખાઈ આવે છે. એમનાં કાવ્યો લખવા પૂરતાંજ લખાયાં નથી, પણ આંતરજીવનમાં થયેલા અનુભવોનો શબ્દો દ્વારા પ્રગટ થયેલો ઘાટ છે.

અત્યારે એમનું જીવન પહેલાંના જેવુંજ શાન્ત – નરમ – લાગે પણ અંતરની જ્વાળા તો મનુષ્ય તરીકેની બધી સામાન્યતાઓને બાળતી દિવ્યતા તરફ ઊંચે વધી રહી છે.

એ જ્વાળા પૂર્ણતાને પહોંચે એજ પ્રભુને પ્રાર્થના.

*

# અક્ષરઆરાધના

............

તપો અમર આતમ આ !

'પારિજાત' નો પ્રવેશક

'પારિજાત' – એક વિવેચન

'પારિજાત' ની સૌરભ

'પ્રિયાકવિતાને' – એક રસદર્શન

'પારિજાત' ના ભક્તકવિ

'પારિજાત' – એક સૌગન્ધ્યવર્ષી

'પારિજાત' નો પ્રસાદ

'સ્વતંત્ર અને સર્જક ભક્તિફુવારો

'પારિજાત' ની કાવ્યકળા

'પારિજાત' ની 'સૉનેટ' સૌરભ

'પારિજાત' — એક દૃષ્ટિપાત

'પારિજાત' — એક સમાલોચના

'પારિજાત' — એક અવલોકન

'આરાધિકા' —એક અવલોકન

'પારિજાત'



ધ્યાનસ્થ પૂજાલાલ

# તપો અમર આત્મ આ !

કોણ આ,
કાજ શાને ?
પૉંડિચેરી આશ્રમે
બેસી કાય ગાળતો ?
સાધના ?
હા, સાધના.
કિંતુ કોની ?
શ્રીતણી કે સ્વર્ગની ?
ના રે ના,
ન લક્ષ્ય એનું
શ્રીમહીં કે સ્વર્ગમા.
કિંતુ એક વાંચ્છના,
ઉરમાં રહી સદા.
હૃદયજાડ્ય ડામવા,
દિવ્ય જ્ઞાન, પરમ ચૈતન્યને પામવા,
સ્વરૂપ અદ્ભુત પરબ્રહ્મનું કામવા,
સિદ્ધિ કાજ જેહની પ્રગટી 'આરાધિકા.'

જે ઊઠ્યા ભાવ હૈ ઉરમાંહ્ય એહના,
રૂપ અદ્ભુત લઈ 'પારિજાત' અવતર્યાં.

ઊર્મિઓ જે ઊછળી,
ઉરસાગરે રહી,
આત્મના યે આત્મની
પ્રાપ્તિએ, 'પ્રભાતગીત' ગુંજને ય અવતરી,
કીર્તિગાન, ગુણગાન, ગાની ગવરાવતી

દિવ્ય સંદેશડા વિશ્વને સુણાવતી
ગુંજતી રહી સદા 'ગીતિકા' ગીતાવલી.

વિશ્વમાં વ્યાપ્ત વિરાટને વંદતો,
આતમ તારો રહ્યો બાલભાવ માણતો.
ને સ્ફુરી સ્મૃતિઓ મીઠડા બાલ્યની,
મીઠડી મસ્તીની,
તીવ્ર તોફાનની,
મુગ્ધ મોજની,
સાહસી શૌર્યની,
'કાવ્યકિશોરી'એ, 'ગીતગુંજરી' અને
'બાલગુંજાર'માં બાલભાવે લેખતો,
તું રહ્યો.

તું રહ્યો,
ભક્તિ ને પ્રેમની, જ્ઞાન ને ધ્યાનની,
વિશ્વમાં અખંડ હેલીઓ ધ્વનાવતો.
દિગ્દિગંત ઊઠતા,
ધ્વનિ પ્રભુપ્રેમના,
સુણી સૌ માનવી,
વંદતાં વિશ્વના નાથને રહ્યાં વહી,
'તપો અમર જ્ઞાન આ.'
'તપો અમર ધ્યાન આ.'
'તપો અમર આતમ આ
વધાવતો દિવ્યનાં વિમલ વરદાનને'

• રમેશ જમીનદાર •

# 'પારિજાત' નો પ્રવેશક

પ્રા. બળવંતરાય ક. ઠાકોર

## ૧. પ્રકાશન માટે આગ્રહ

**પુસ્તકસ્વરૂપે** આ પ્હેલી વાર દેખા દેતા રા. રા. ભાઇશ્રી પૂજાલાલ દલવાડીએ 'પૃથ્વી છંદ' અને 'બલવંત કવનો' એ સૉનેટજોડમાં મ્હારી કવિતાની સ્તુતિ કરી છે; જે મ્હને અમારી સર્જનપ્રવૃત્તિના આદિ કાળમાં ભાઇ મણીશંકરે લખેલી 'ઉપહાર' સૉનેટ જેવી જ મીઠી લાગે છે. અને આમ હોવાથી 'હું તો ભાઈ પૂજાલાલના કાવ્યોને સાતમે આસમાને જ ચડાવું ને!' – એવા પૂર્વગ્રહવાળો વાચક આ મ્હારા પ્રવેશકનાં પાનાં ના વાંચે તે જ બેહતર, એટલા એવા વાચકના બહિષ્કાર સાથે આ સંગ્રહનો ટૂંકો પરિચય આપવાનું આ કર્તવ્ય આદરૂં છું.

આપણી અર્વાચીન કવિતાસમૃદ્ધિમાંથી નમતા વીણીને પૂરતા વિવરણ સાથે વખતોવખત 'પ્રસ્થાન' માસિકને મોકલવાનું, એ માસિકના તંત્રી રા. ભાઇશ્રી રામનારાયણ વિ. પાઠક'સ્વૈરવિહારી' 'જાત્રા'એ ગયા ત્યારે એમના પ્રતિ મિત્રભાવે શરૂ કરેલું. પછી તો શ્રી ગુજરાત વ. સોસાયટીએ એવી એક શાળોપયોગી કદની ચોપડી માગી. એ નમતાઓ ભેગા કરવામાં મ્હને પ્રગટ થયેલી ચોપડીઓથી જ સંતોષ ન થયો; માસિકો આદિના અંકો જેવી મુશ્કેલે ઓછી સચવાતી અને અસુલભ સામગ્રી પણ બની તે તપાસી. જુવાન તંત્રીઓ અને મિત્રોની મદદથી આ કામમાં આગળ ચાલતાં મ્હને પોતાને કેટલાક ઉગતા કવિઓની ઓળખાણુપિછાન થઇ. અને તેમાંના કોઈ કોઈ પાસે પુષ્કળ કૃતિઓ એકઠી થયેલી જોવામાં આવતાં હું એવા લગભગ દરેક બંધુને કહેવા લાગ્યો, "ભાઈ, અમારો ઝમાનો જુદો હતો, આ તો છે એયરોપ્લેન રેડિયોનો ઝમાનો. મણીશંકરને કે મ્હારે પગલે ન ચાલો; ત્હમારે માટે રા. ગ. ન્હાનાલાલ દ. કવિનો દાખલો વધારે લાગે છે.

સાધારણ કદની એક ચોપડી જેટલી કૃતિઓ લખાઈ જાય તેમ તેમ ચોપડીઓ પ્રગટ કરતા જ જાવ. અમારે જમાને ચોપડી બ્હાર પાડવાનો વિચાર સ્ફુરતામાં તો માથે ઘંટીના પડ જેવી જવાબદારીનો ભાર આવી પડતો. હવે તો એવા સંકોચાદિની વાત નીકળતાંય તે સૌને હસવું આવે છે. પ્રકાશનની સુગમતાઓ પણ વધેલી છે. અને બીજું અમારામાંના ઘણાખરા તો હવે આવી થાક્યા, અલતવા કલ્પનાતરુવરે 'લીમડાપીપળા' ની મોજ માણવાના અમારા દિવસ આથમી ગયા. કલાપ્રગતિસાધક ગુજરાતી સાહિત્યને પોષક ઉત્પ્લવનો અને ઉડ્ડયનો હવે ઉપાડી લેવાનાં ત્હમારે. ત્હમારામાંથી જેના જેના પ્રયાસપ્રયોગને અધિકારી રસિકો વધાવી લેતા જણાશે, તે ભાઈઓ હજી સેવી શકતું છે ત્યાં વધારે સાહસિકો બની શકશે." વગેરે.

ઘ – ત્રણ ઊગતા કવિબંધુઓએ તો પણ જરા થોભી જવાનું ઉચિત ગણેલુ અને એમણે સ્પષ્ટાસ્પષ્ટ રૂપે થનુ તે કારણ જણાવ્યું તેથી મ્હને એ અપવાદો ભાવનાભક્તિ પ્રતિ સવિશેષ માન ઊપજ્યું, "There is more Faith in Honest Doubt, Believe me, than in half the Creeds." ×—એ સત્યનો પ્રદેશ માત્ર ધર્મ નથી.

એઓના દિલમાં એવું હતું કે 'અમારી કૃતિઓ, અમારી કલમ હજી કાચી છે. પ્રતિભા કે જે કોઈ અગમ્ય સત્વ – બ્હારથી અથવા તો અંદરથી ઉપર આવીને – લેખકના લેખણ પર સ્વાર થઈ કેવળ બુદ્ધિપ્રવૃત્તિએ ધારેલી પણ ભાગ્યે એવી લીલા ઉપજાવી આપે છે: હવા કે જે કોઈ જ્ઞેયાજ્ઞેય વિવેક સુરુચિમેળવાળા સંકલનાકારનાં રૂઢ સ્વરૂપોને અવગણતાંય તેમને અપૂર્વ બ્હારમાં સજી આપે છે: તેમનો અમારો

× કવિ ટેનિસનના આ મુક્તકનો ભાવાર્થ.—

(ભાવાર્થ) શંકા સાચદિલી જો,

શ્રદ્ધાની છે સહોદરા ભગિની;
છે જડ-કાળજ ઠોળી
કર્મઠતા લોકની શ્રદ્ધાની.

જાતઅનુભવ હજી આછો અઠ્ઠનો છે. ટૂંકામાં, અમારા સંગ્રહમાંનું ઘણું હજી તો માત્ર શીખાઉનાં મનોયત્નો (Exercises, studies) છે : કૃતિઓના નામને લાયક જ નથી. હા, પ્રતિભા અને કલાનો અનુભવ વધવામાં છે, એમ તો લાગે છે. પરંતુ એ તો ભાવિમાંથી જે વર્તમાન જ્યારે પ્રસવે ત્યારે ખરૂ. પ્રકાશનની ઉતાવળ શાને કરવી ?' વગેરે.

પ્રતિભાલીલા અને કલાકાર કંઈકે સ્પષ્ટતર રજૂ કરતી કૃતિઓ વધે ત્યાં લગી રાહ જોનારા કવિજનોમાંથી એક પોતાનો આ પહેલો સંગ્રહ હવે ગુર્જર પ્રજાના કાવ્યોદ્યાનમાં રોપે છે.

## ૨. ભક્તકવિ

આ છે "પારિજાત" : નંદનવનનાં સુમનોની કલગી.

કવિઓ પોતાની વ્હાલી કૃતિઓને આવાં અભિધાન આપે છે, તેમાં એક વર્ગ નામ પાડનારની આત્મશ્લાઘા અને બીજા ચેનવાળા જુવે છે કવિઓ પોતે વિનમ્ર નિખાલસતાએ અને ઉભરાતા દબાતા સત્યાલેખનભાવે વર્તતા હોય છે.

જુવો સંગ્રહના આરંભમાં જ —
ને એ નન્દનને નેહે ઊછર્યું દૈયું વ્યોમમાં,
ઊજળા રસ ત્યાં પીધા, ભર્યા સુભગ સોમમાં. **(અર્પણ)**
— એ 'સોમ' એટલે ?
સુખે સરલ લેખિની અમૃત અક્ષરોએ લખે,
કથા અલખ કાવ્યની સહજભક્તિભાવે, સખે **(તારો લહિયો)**
— એ 'સખા' કોણ ?

'જન્મદિન' માં જે સ્મૃતિ ફરી ફરી જગાડી આપવાને સારુ કવિ 'જન્મદિવસને લગીવગીને વધાવે છે, અને સાભાર અર્ઘ્ય અર્પે છે, તે

સ્મૃતિ પ્રથમની અખંડ અણુમુંજ કે જ્યોત શી

એટલે શું ?

ગુહાનિહિત આદિ ચિનગારીના અગ્નિ કને કવિ શુભ વેગભર પ્રેરણા-પ્રવાહ પ્રાર્થે છે, તે અગ્નિ આ લોકનો ? **( અગ્નિનું આવાહન )**

'ક' જુઓ

'તારી સમીપે જ' જુઓ

વધારે દાખલા ખડકવાની જરૂર નથી. સંપ્રદાયબંધ કૃતિઓમાં કવિનું ભક્તહૃદય આહુતિઓ અર્પ્યા કરે છે. તે આહુતિઓમાંથી વધુ વધુ ઉત્તેજિત શિખાઓ અંતર્ગગનેશ્વરને પેલે પાર જે એકમેવાદ્વિતીય છે, જે 'એક જ છે, પ્રકાશે છે, પ્રફુલ્લે છે, અનેકાનેક થયા કરે છે, પરિણમે છે,' એમ સતત વધ્યા કરતા પ્રવાહમાં સત સનાતન તત્ત્વ છે, નાનાભેદજ્ઞાન એવી ત્રણ જ્વાળાઓ પામે છે, અવિકારી સનાતન આનંદ છે, — તેના ભણી ચઢે છે, તેમાં ભળે છે, તદ્રૂપ બની જાય છે.

અંગ્રેજી કેળવણીની સાથે યુરોપીય અજ્ઞેયવાદ ( Agnosticism ) અને વ્યવહારુ સુગમતાઓ સાધી આપતા વિજ્ઞાન ( Materialistic science and its practical applications )નો અમલ આપણા શિક્ષિત શાળાપાઠશાળાનિષ્ણાતવર્ગમાં વધતો ગયો છે, તે દાયકાઓની આપણી અર્વાચીન કવિતામાંથી ભક્તિના સૂરોનો લગભગ લોપ વર્તાય, એમાં નવાઈ નથી. આપણા વૈષ્ણવો શૈવો કે જૈનોમાં કોઈ સ્વતંત્ર સર્ગશક્તિવાળો ( Creative originalityવાળો ) ભક્તકવિ નીપજ્યો નથી. પ્રાર્થનાસમાજીઓ માત્ર જૂનાં ભજનોમાંથી જે આગમનિગમના ત્રીજા નેત્રની દૃષ્ટિસૃષ્ટિ વિનાનાં, અથવા અમુક પ્રતીકના જતનો જોવામાં આવ્યાં, તેમને તે ને તે શબ્દોમાં અગર થોડા ફેરફાર સાથે ગાયા કરે છે. નાસ્તિકતા-પ્રભુવિરહ — ની વેદનાનાં, અગર કહો કે આત્માની એકલતા કિંવા વિશ્વની અજ્ઞેયતાની ગૂંગળાવી મારતી વેદનાનાં, કવનો પણ થયાં નથી. ગુજરાતી

કાવ્યના અર્હાનિશ ઝમાના લગી સૂકા – માત્ર દુન્યવી રમોએ રસાળ, – પંથને વટાવ્યા પછી પહેલી વાર આ નવો સ્વતંત્ર અને સર્જકભક્તિફુવારો પામે છે, એ આ 'પારિજાત'ની આપણી અર્વાચીન કવિતામાં અપૂર્વતા છે *

## ૩. દિગ્દર્શન

પરંતુ કવિ ભક્ત ભલે હો વા ન હો; એની કવિતા એથી વા એની એ કારણે નહિ, માત્ર પોતાના ગુણદોષે સારીનરસી ઊંચીમધ્યમહલકી વગેરે હોઈ શકે. આપણે ખ્રિસ્તી નથી એવા વાચકો પણ ટોમ્સન, ક્રિસ્ટીના રોઝેટ્ટિ, ન્યુમાન, જેવાનાં ભક્તિકવનોના રસિયા હોઇ શકિયે; ખ્રિસ્તી કવિઓમાંના મધ્યમને ખ્રિસ્તીઓ પણ પોતાના પંથનો એવા કારણે મધ્યમને બદલે ઉચ્ચ કરાવી ન શકે. કલામૂલ્યાંકન કોમ પંથ દેશ આદિ પક્ષપાતોએ વિચલિત થવા દેવું ન ઘટે. અને વળી સામાન્ય વાચકો – કોઈ પણ દેશકાલમાં – મોટી સંખ્યામાં ભક્તો સંભવે નહીં; એટલે આ પ્રવેશકનું મુખ્ય કાર્ય આ કવિતાઓના ગુણદોષ કવિતાની દૃષ્ટિએ અને ટૂંકામાં દેખાડવાનું છે. આ સંગ્રહમાં "બીજી કૃતિઓ" એ બીજો વિભાગ વધારે મોટો છે, વાચકોનું વિશેષ ધ્યાન ખેંચે એવો પણ છે.

'સનાતન શિશુ' એમાં "દૂધિયાં" નિહારિકા (Nebula) થી માંડીને વિશ્વસમુત્ક્રાન્તિનો ચડાવ ટૂંકામાં કવિત્વરીતિએ વર્ણવેલો જણાશે. સૉનેટ વિભાગમાં "મનુ મનુ" વધારે ટૂંકી કૃતિ છે, તો પણ આવી અતાગ અમર્યાદતાને બાથ ભીડવા મથતી જણાશે. બ્રહ્માણ્ડવ્યાપી વિષયને પોતાના એક ખોબા શબ્દોમાં માપી લેતી કૃતિઓ ગુજરાતી કાવ્યમંદિરે ઘણી નથી,

* 'પ્રેમકીર્તન' અને 'અભેદોર્મિ'નું ઝરણ શુદ્ધ અને નિખાલસ ગણી શકાય માટે; અથવા ભલે એને ન્હાનો શો અપવાદ ગણવામાં આવે. અમરેલીનો હંસરાજ, તેના પ્હેલાના અરજણ ભગત અનવર જ્યોતિરત્ન વગેરે પરંપરાપ્રાપ્ત ભજનોના આપણા ટાંકાને તાજુ રાખનારાજ ગણાય

ઝીલતી નિદ્રા ધન્ય હું
તોય હૈં ન પામી ચાહ
સ્વપ્નની ! ખરે જતાંય તૂં કદી ન વીસરી
કૃપાળુ સ્નેહમૂર્તિ સૌ ગુન્હા જતી તું વીસરી
દુભાવને હું ભાંડતો
નિશીથવેળ દહાડતો
કરાળ વેદના તણી;
તું મોતીએ ન્હવાડતી,'
પ્રેમથી શાંત પાડતી,
ત્યાં સુનીલ મીંઝણી (હજુ)

× × × ×

(૨) રિસાઈ દાદાતણી સોડમાં અમે
મનામણાંમાં સુખ માણવાં જતા,
આંસુ ઝમંતા શિશુલોચનોને
દાદાતણો વત્સલ હાથ લૂછતો ;
વળી ગયેલા વળી વિશેષ
પંપાળતા પીઠ, હથેળી વચ્ચે
ગ્રહી અમારું મુખ અશ્રુભીંજ્યું
સ્વયં બની ગદ્ગદકંઠ ચૂમતા ;
મનામણાંના મૃદુ વેણ ઉચરી
હસાવતા લોચનનાં જલોને.

× × × ×

હવે તો હાલઓ દુર્લભ થયા,—માણું સભો,
અકાળે બાળો જ્યાં કરમાઈ જતાં, શી રીત તમીં
ચહું દાદા વાસો? શિશુસુમનિયાંને લઈ નુંબા
ખિલાવીને ખીલે અમૃત—રસ્યા નંદનમહીં! (દાદા)

× × × ×

(૩) જે ખોળે બેસતાં બાળ આહ્લાદ બની જતા
ખંડાયો તે, બન્યા રાંક જેવા હા રાજવી અમે!
હજારો હિતચિંતાની ઝાળો જેલનારને
ઝેરી ચિંતાનવજ્વાળા એકલી જેરવી ગઈ!
હાજરી જેમની હામ હૈયામાં હલકાવતી
તેમના વાનુ હાગેમાં, કોણ હામ ટકાવશે!

× × × ×

સેવનીયતણી સેવા પૂજન સંપૂજનીયની
હતા ત્યારે કરી ના, ને સોનાની પળ વેડફી!
જતા જોયા ગયા ત્યારે આશીષો વર્ષતા સ્મિતે,
અરે! અવગણ્યા મેં, સ્વેચ્છાચારવિહારમાં!
કૃતઘ્ની કલિના ખાસે પરાયા સમ આચર્યું;
પરાયાથી પરાયા તે કાળે વ્હાલ બતાવિયું!
દુઃખદાવાનળે દાઝ્યા દિલને દાખવી દયા
અશોક શાંતિના ધામે સ્વર્ગે યમ લઈ ગયા!

(પિતાને શ્રદ્ધાંજલિ)

પણ આ આખી કૃતિ એવી તો સંશ્લિષ્ટ છે, કે કાપકૂપિયા અવતરણો આપવાં જ ન ગમે. આખી જુવો, અને જોતાં જોતાં એક વર્ષોથી જાણીતા કાવ્યની સાથે તુલના પણ આપોઆપ સ્ફુરવાની—એ હકીકત વિષે મૌન પાળવાનો દંભ શાને વારુ !...રોમાન્ટિક ક્લાસિકલ શૈલીઓ વા કલાપદ્ધતિઓનું તારતમ્ય પણ બે ય કૃતિઓને સાથે વાંચતાં ધ્યાનમાં આવશે

'પારિજાત'માંના કુદરતવર્ણનનાં કાવ્યો તરફ તો અંગુલિનિર્દેશ જ બસ છે. મેઘ સાગર આદિને આપણી કોઈ ને કોઈ ઉન્નતગભીર ભાવનાના પ્રતીક બનાવી આપવાનું કવિનું સામર્થ્ય એ કાવ્યોમાં ખાસ દીસી આવે છે, અને છેવટ, આ દિગ્દર્શનની સમાપ્તિ 'સૌન્દર્યોપભોગ', 'મૃગમુંડક જોઈને', 'સંગીતવેરણ' અને 'સફળ જાત્રા', એ બોધપ્રધાન (Didactic) કાવ્યો સંભારીને કરીશું.

વારુ, સુબોધક કવિતા ઊર્મિકાવ્ય (Lyric) પણ હોઈ શકે. કેટલાક જાણીતા ઓગણીશમી સદીના અંગ્રેજ વિવેચકો, તેમ આપણા ગુજરાતમાં તેમના સદ્‌ગત રમણભાઈ અને ન. ભો. દી. જેવા ચેલાઓ, આ વિષયમાં મોટા ભ્રમ ફેલાવી ગયા છે, એ મતના ટેકામાં 'પારિજાત'ની આ બધી કૃતિઓ ટાંકી શકાય તથાપિ, આવી મોટી ચર્ચાને અહીં તો માત્ર છેડી જ શકાય. લાગણીઓના આવેગ સાથેનો બોધ સ્પષ્ટ ઉચ્ચારેલો હો, ધ્વનિત જ હો, એવી કૃતિ ઊર્મિપ્રધાન છે, સુબોધક છે, એટલું જ કહીને આગળ ચાલિયે.

## ૪. "પ્રિય કવિતાને"

*'Spirit of Beauty, that dost consecrate
With thine own hues all thou dost shine upon
Of human thought or form ...........'

---

* તરજુમો —

(મંદાક્રાન્તા) સૌન્દર્યશ્રી ! નિજ રૂપછટાએ કરંતા પવિત્ર
મર્ત્યોકેરા મતિકરસ્ફુર્યા, નેત્રહેરે છવાયા,
જેની જેની ઉપર કિરણ સ્વૈરસત્તા ફિરે છો—

મહાકવિ શેલીની એ સૌન્દર્યશ્રી, તે જ શું આ કવિતામાં શ્રી પૂજાલાલની 'પ્રિયા કવિતા' છે? શેલી પોતાની કૃતિમાં વિલપે છે, હે દેવિ, તમે કેમ આટલાં મોંઘાં? તમારાં દર્શન માટે આટઆટલાં શાને ટટળાવો છો? તમારો પ્રકાશપ્રસાદ આટલો બધો વિરલતરલ શાને વારુ? પલવિપલ દેખાવ ન દેખાવ, ને દિવસો પર દિવસો, મહિના ને મહિના, ક્યાં કેમ સંતાઇ જાવ છો? તમે પ્રેમ છો, તમે આશા છો, તમે શ્રદ્ધા છો, તમે વ્હાલી છો, માતા છો, દેવી છો, તમારા અત્યમધુર કૃપા કટાક્ષથી અમે અને અમારી દુનિયા કેવાં પોષાઇયે છિયે, ક્યા કેવા હર્ષોલ્લાસમાં મ્હાલિયે છિયે! તમે પાછા તિરસ્કરિણીપ્રચ્છન્ન થતાં આખું બાહ્યાભ્યંતર બધું તો શુન્યકારમય બની જાય છે! મેં પોતે તો, જાણો જ છો, અર્પણ તમારા ચરણકમળ આગળ ધરી દીધું છે, તમારો ઓશિયાળો જ બની ગયો છું, તથાપિ, હે રહસ્યમય સુંદરિ, મ્હારા ભણી ય તે આટલા બધા અપરસ કેમ?......વારુ, પણ નમતે પહોરે તો દિવસનાં તેજ સૌમ્ય સ્થિર બને છે, તેમ મ્હારા જીવનના આ આથમતા પ્રહરમાં તો કંઇ મયા કરશો ખરાં ને?

કવિતાભાવના શેલીને તેમ શ્રી પૂજાલાલને સરખી આરાધ્ય વસ્તુ છે તથાપિ આ કૃતિ ઉપલી કરતાં નિરાળા જ પ્રકારની છે. શેલીએ રચ્યા છે વિલાપમય પ્રાર્થના, ત્યારે આ છે સૌન્દર્યશ્રીએ પ્રાપ્ત થતા હર્ષોલ્લાસના મુક્તકંઠ પ્રશસ્તિ, એમના સમસ્ત સમર્પણમાં લેશ પણ ઊણપ કે ભિન્નતા નથી ફેર છે તે માત્ર આરાધ્ય દેવીના ભક્ત તરફ સહાનુભૂતિનો છે.

તું એક મુજ અંતરંગ ભેદ જાણનારી સખા!
ન ગુહ્ય તુજથી ક્યાંય ક્યારે કદી સંઘર્યું;
ન અન્ય દ્વારિયે જઈ ઉર ક્યાં ય મેં ઠાલવ્યું;
મૂકી અનુભવો કદી તુજ સમીપ સંકોચ મેં?

અનન્ય તવ પ્રીત ઉજ્જ્વલ શિખામથી જ્યોત શી
સદૈવ સ્થિર જાગતી, પ્રચલચિત્ત સંસારની
તમોમય નિશામહીં શુભ પ્રકાશ દેતી મ્હને,
તું અંધ મુજ નેનની વિમલ દેખતી તારકા!

શેલીની સુંદરી પોતે રહસ્યમય અને અગમ્ય છે; આ કવિતાશ્રી પોતાના માનીતા કવિને વિશ્વનાં રહસ્યમાત્રનો ભેદ સુગમ્ય બનાવી ઊંડેના આપે છે. કવિતાશ્રી કવિના વિષાદ પણ

વદનચંદિરે ધારતી

વ્યથા વિકલ મ્હારી અંતર ઉપાડીને ઝીલતી,
વદી વચન નીડરાં સરસ દેતી આશ્વાસનો;
વદંત તુજ અશ્રુધાર તવ અંચલે નીતરે,
વિલાય તવ ફૂલ ફૂંળું મુજ ઉષ્ણ નિઃશ્વાસથી,
વધેલ મુજ તાપમાં હૃદય ત્હારું ફૂટી પડે,
તું ક્ષીણ વિધુલેખ શી કૃશ તપસ્વિની શોભતી.

આ કૃતિભેદમાં આવા મહાભારત ભેદનો ખુલાસો કંઈક આ સ્વરૂપનો ધારું છું. કવિતા ભાવનામય વિભૂતિ ય છે, કવિના વાસ્તવ કૃતિસંગ્રહમા મૂર્ત થયેલ તત્ત્વ પણ છે. ભાવનામય વિભૂતિ લેખે એ આરાધ્ય અને સંપૂજનીય છે. સર્જાય ગયેલ અને સર્જાવવાની કૃતિઓના આત્મા કે તેમની મૂર્તિ લેખે એ સમભાવી સુખી અને પ્રિયતમા પણ છે. હર્ષમાં સધાઈ આવતી કૃતિઓ દરમિયાન કવિતામૂર્તિને કવિ સાથે આનંદતી, દુઃખી આર્ત્ત પોકારરૂપ કૃતિઓ દરમિયાન કવિતામૂર્તિને કવિ સાથે આક્રન્દતી, કલ્પવામાં વિચિત્રતા કે અતિશયોક્તિ નજેવી છે. કવિજન ઘણું ખરું તો "શાશ્વત અસંતોષ" દુઃખે દુઃખી પ્રાણી હોય છે, અને એની એ અવસ્થામાં એને દર્શન, તે આરાધ્ય દેવીનાં, પોતાના સર્જનમાં પ્રેરણાકંક સ્વૈરવિહારે પ્રેરતી "સનાતન કુમારિકા"નાં દર્શનસૌભાગ્ય છે:—

કુમારી, વંદું હું પુલકભર, શ્રીપાદકમલે
ઝુકાવું દૃગ્પોના અધર, ધરું મોતી હૃદયનાં

નમંતાં નેત્રોએ: તવ ચરણની તારકરજે
સમર્પું અર્ઘાત્મા: ગ્રહણ કર: મ્હારા પ્રણયનાં

વ્યાદનોમાં દે શુચિકિરણ: મ્હારા ભગ હજો:
કુમારાં પાવિત્ર્યો અણુ અણુ, શુભે, સુંદર સજો!

પરંતુ 'પ્રિયા કવિતાને' એ કૃતિમાં કવિતાનાં બીજાં – સર્વસ્વસમર્પણે સમભાવી સહચરી થઈ રહેલ – કવિતામૂર્તિરૂપને કવિ પોતાનો કાવ્યવિષય બનાવે છે. કવિ તેને,

પળે પળ કંને હું બની મુગ્ધ બોલાવતો
અહોરાત્ર ઉછંગમાં, પ્રણયિનિ, લઈને ત્હને
કથા મુજ પ્રવૃત્તિની શ્રવણ તાહરે રેડતો.

અને આમ કવિતામૂર્તિના સાનુકૂલ સહવાસસહચારમાં કવિનાં પ્રભાતો, કવિની સંધ્યાઓ અને રાત્રિઓ, કવિનાં વનોપવન ભ્રમણો, કવિની વસંતઋતુઓ અને વર્ષાઋતુઓ, દુઃખીઓ સાથે કવિના સહવાસસહચાર, વગેરે કવિનું આખું જીવન કેવી રીતે સુંદર પ્રેમોલ્લસિત સફલોજ્જ્વલ બન્યું જાય છે, તેનું જ આખી કૃતિ સુધામય સુધાપ્રેરક આલેખન છે. સમાપ્તિમાં કવિ વાંછે છે,

પ્રિયે, તું થઈ ઓતપ્રોત મુજ જીવને જ્ય લગી,
મહા અમર શૂન્યમાંય મુજ સંગ રહેજે હળી.

## ૫. અર્થપ્રવાહી (મુક્ત) પદ્યનાં લયસ્થાનો

અર્થપોષક અર્થદ્યોતક અર્થપ્રવાહી અર્થાનુકૂલ પદ્ય (Blank verse) તે શું, એવા પદ્યમાં શ્લોકની પંક્તિસંખ્યા નિશ્ચિત નથી હોતી, પંક્તિઓના વિરામસ્થાનો નિશ્ચિત નથી હોતાં, પંક્તિસંખ્યા વિરામસ્થાનો વગેરે અર્થને મુકાબલે બાહ્ય ઉપાધિ, અર્થ જ કૃતિનું તત્વ, કૃતિનો આત્મા, એટલે અર્થની અનુકૂલતા પ્રમાણે પંક્તિસંખ્યા વિરામસ્થાનો આદિ ફર્યા કરે, ત્યા પરંપરા પ્રમાણેનાં રાખેલાં હોય ત્યાં પણ એમ બનવાનું કારણ પરંપરાપાલન નહીં પણ અર્થાનુકૂલ્ય, વગેરે વગેરે બ્લેન્ક વર્સની વિશિષ્ટતાઓ 'ભણકાર'ના પ્રવેશક નિબંધમાં ચર્ચ્યાંને ઘણાં વર્ષ વીતી ગયાં છે. બ્લેન્ક વર્સમાં વિરામો ફરતાં ફરતાં પંક્તિમાં ગમે ત્યાં આવે, તેના દાખલા એ નિબંધમાં મ્હારે મ્હારી કૃતિઓમાંથી જ આપવા પડેલા, કેમ કે તે કાળે ગુજરાતી કવિતામાં બ્લેન્ક વર્સ ખેમાડવાનો પ્રયાસ સરખો પણ કોઈએ કર્યો નહોતો. પછી એક આખો ઝમાનો વહી ગયો છે, કવિઓના દાયકે દાયકે નવા ફાલ આવ્યા કર્યા છે, અને તેમનામાંના કેટલાક ગુજરાતી કવિતામંદિરમાં ઉચ્ચ સ્થાન મેળવ્યું પણ છે. તેમનો હાથ પરંપરાપ્રાપ્ત પદ્યો છંદો અને પદો ઉપર તેમ બ્લેન્ક વર્સ ઉપર પણ, ગુલબંકી ઉપર પણ, મિશ્રજાતિ ઉપર પણ, તેમ મુકત (વા મહાભારતી) અનુષ્ટુપ ઉપર પણ સારો બેસી ગયો છે, અને વળી તેમને નવતર રચનાઓ પ્રયોજવાનો ગોખ પણ લાગી ગયો છે. ઉપરાંત ભાષા ઉપરના કાબૂને લઈને, વિષયવૈવિધ્યબળે ઝમાનાને અનુકૂલ વિષયોની પસંદગીવડે, વળી પોતાની પ્રાણવાન વિવિધ શકિતઓ અને રુચિઓને એ યુવાન બંધુઓ નાટકનાટિકા, નવલનવલિકા, નિબંધનિબંધિકા, આદિ ક્ષેત્રે પણ ખેલવતા હોવાથી તેઓ જોતજોતામાં પોતાનાં પ્રકાશનોથી જ સારી પેઠે જાણીતા થઈ ગયા છે અને 'દાયકા બે દાયકામાં અપૂર્વ ખ્યાતિ મેળવે એવાં ચિહ્ન દેખાય છે. એટલે હવે આ બ્લેન્ક વર્સના વિષયની બીજી બાજુ પણ છે, તે ગુજરાતી રસિકો આગળ શાસ્ત્રીય રીતે દાખલાઓ સાથે જો કે ટૂંકાણમાં રજૂ કરવાનો સમય ભરાઈ ચૂકયો છે.

પદ્ય મુક્ત એટલે સંગીતનાં તેમજ ગણમાત્રાનાં કેવળ યાન્ત્રિક બંધનોમાંથી મુક્ત, પ્રાસાનુપ્રાસથી યે મુક્ત, અર્થાનુકૂળ અર્થપોષક અર્થદ્યોતક અર્થસર્જક હોવું જોઈએ; પદ્યદેહ તેમાં વસતા આત્માને એટલે કે જે અર્થપ્રવાહ જ કાવ્ય છે, જે અર્થપ્રગતિ જ સર્જન છે, તેને કુદરતી ગતિ પ્રકાશનો હોવો જોઈએ, એ આપણા વિષયની એક બાજુ થઈ. બીજી બાજુ આ, કે તે દેહ પદ્ય રહેવો જોઈએ, અપદ્ય થઈ જવો ન જોઈએ, પદ્ય બંધનરૂપ બેડી કે બોજ (handicap) જેવું, દૃષ્ટિ ગતિ વેગ અને ભારવ્યવસ્થા (embhasis-scheme)ને અંતરાયરૂપ, હોવું ન જોઈએ; ઈષ્ટ ગતિ વેગ ભારવ્યવસ્થા, ઊર્મિઆન્દોલ અથડામણ કે ચઢાવઉતારવાળા પ્રવાહો અર્થને યથાયોગ્ય વ્યક્ત કરવાની ગુંજાયશવાળું હોવું જોઈએ. સાથે સાથે આ પણ જાણવાનું, કે વ્યવહારમાં તેમ કલામાં અતિછૂટ (license), અસંયમ, સ્વચ્છંદ તે સાચું સ્વાતન્ત્ર્ય નથી, સ્વાતંત્ર્યઘાતક અતંત્રતા જ નીવડે છે. છૂટ લેતાં અને અર્થાનુકૂલ થતાં થતાં જે રચના પદ્યત્વને ગુમાવી બેસે, તેવી રચના મુક્ત પદ્ય (blank verse) ગણાવાને અપાત્ર, કુપદ્ય (doggerel) કે નરી અપદ્ય જ છે

પૃથ્વી એવો તો રમતિયાળ ગણમેળ છે, કે તેની પંક્તિમાં લગભગ ગમે તે વર્ણેથી આરંભી પછીની પંક્તિમાં બીજે, છઠ્ઠે, અગિયારમે, બારમે, તેરમે, કે લગભગ ગમે તે વર્ણે વિરામ રાખો, અગર આખી એક પંક્તિ આગલી સાથે સળંગ રાખી તેને અંતિમ યોગ્ય વગર બીજીમાં વહો, તો પણ એવો કોઈ કોઈ જ રચનાખંડ પદ્યત્વહીન બની જાય છે. બ્લેન્ક વર્સ માટે આપણા ગણમેળ વૃત્તોમાં પૃથ્વીની સર્વોત્કૃષ્ટ યોગ્યતા આવી એની લગભગ અમર્યાદ પ્રવાહિતા–સંવાદિતાને આભારી છે. મુક્ત પૃથ્વી ઉપર હાથ બેસી જાય તે દરેક પદ્યકારને આ એની સુયોગ્યતા, જાત અનુભવે સ્વયં પ્રકાશ બની જાય છે. અને તો પણ અતિ પરિચયાદવજ્ઞા, એ મત પોતાનો પ્રભાવ અહીં પણ દેખાડ્યા વિના રહી શકે ખરું ? નહીં જ.

દાખલામાં 'પૃથ્વી છંદ' એ સૉનેટ લક્ષણ. અહીં પૃથ્વી વૃત્તની અનેક શક્યતાઓને વપરાવા જતાં તે છંદથી ગોઠવાઈ નથી, ચાદી જેવું થઈ જાય છે; અને આને અર્થદોષ ગણીએ તથા છંદ તો બાપડો અર્થાનુસારી તે અર્થ પોતે જ્યાં નબળો ત્યાં છંદ અશિથિલ શા રીતે હોવાનો, એ પ્રમાણે વાતને ઉડાવી જ દઈએ, તો ન બને એવું નથી પણ ખરી રીતે અર્થ અને તેનો શબ્દદેહ અન્યોન્યાશ્રયી છે, ક્વચિત્ શબ્દદેહની શિથિલતા અર્થ જ લૂલો કે લંગડો આદિ હોવાથી પ્રકટે છે, ક્વચિત દેહનબળાઈ અર્થનું સુરેખ આવિષ્કરણ થવા દેતી નથી. આ દાખલામાં બીજી પંક્તિમાંના ' કરુણ ' શબ્દથી માંડીને સાતમી પંક્તિના ' ઉર ' લગીની આસરે વર્ણીઓ એક સાથે,—આરોહ, અવરોહ, કશી જ છટા વિના—કેવળ તણાય છે. 'સૂતો હતો' એ પાંચમી પંક્તિના અંત પર્યંતની ઓગણીસ વર્ણીઓ કોઈ જાતની સંવાદિતાને પોષતી નથી; એટલું જ નહીં ને વાક્યરચનાની દૃષ્ટિએ પણ પૂર્તિમય વધારો (supplementary addendum) જ છે. આગળ ચાલતાં ઉપમાન અવની વિષે વધુ પડતું સંધાણ થઈ ગયું છે. વળી મૂળ કલ્પના ' સૂતો હતો ' છોડી દઈને ' શિશુ દશામહીં હતો ' એ નવી કલ્પના આણી છે. આમ પંક્તિ ૭ થી ૧૧ પણ લૂલી પડે છે. ઉપરાંત વળી અવનીના ઉપમાનને પણ વફાદાર ન રહેતાં સિંધુરાજનું નવું રૂપક આણ્યું છે અને અલંકારખીચડું બન્યું છે. ' પણ પછી ' એમ શરૂ થતી છેલ્લી સાડાત્રણ પંક્તિ જ આખા સૉનેટને બચાવી લે છે.

એક બીજા દાખલા માટે " પરમ ચુંબક " એ સૉનેટમાં નીચેની પંક્તિઓ તપાસો :

અગમ્ય કલ્પનાતારથી
વિમુક્ત મમ જાય પ્રાણ પસરાઈ । દૈવતણી
શકે ન ટકતી ધૃતિ પ્રબલ ભારના મોહની
કને ૯ અશ્રુથં......

( વિરામસ્થાનો દર્શાવવાને ઊભી આડી લીટી કરેલી છે )

## ૬. નવા છંદો

આપણા છંદઃશાસ્ત્રના સંખ્યામેળ વિભાગમાં મનહર જાતિ જાણીતી છે. બંગાળી કવિઓ એ જાતિના પણ મુખ્યત્વે ચતુરક્ષર સંધિવાળા, પંક્તિને અંતે ૭ અક્ષર સુધીના એક સંધિવાળા છંદો વાપરે છે, અને એ છંદોજાતિનું બંગાળી વિશેષનામ 'પયાર' છે. લાંબી પંક્તિઓવાળા પયારને 'દીર્ઘ પયાર' કહે છે. આ સંગ્રહની "સકળ ગાત્ર" એ કૃતિમાં ૪+૪+૬ એવા સંધિઓવાળી ચૌદવર્ણની પંક્તિઓ છે, તે બંગાળી પયાર છંદમાં લખેલી છે; "સોનેટ" અને "સનાતન શિશુ"માં પંક્તિઓ અઢાર વર્ણવાળા "દીર્ઘ પયાર"ની છે. "ત્હારું નામ" એ કૃતિમાં પંક્તિઓ (૪+૪) + (૪+૩) એ માપની છે. આપણા મનહર (૮+૮) + (૮+૭) એમ રચાય છે, ત્યારે આમાં તેનો ઉત્તરાર્ધ ૭૮ આવે છે, એમ પણ કહી શકાય એટલે આ છંદને 'ગુર્જર પયાર' અથવા 'મનહર તિલક'નું નામ આપી શકિયે. પયાર છંદને જાણનાર કવિના ગુંજનમાં એ રચના પયારના એક નવા પ્રકાર લેખે ઊપજશે, તેમ પયારછંદથી અજાણ પણ મનહરછંદને જાણનાર કવિના ગુંજનમાંથી પણ એ ઊપજી આવે. ભજનની ધૂન જગવવી–ગજવવી કહિયે છિયે, તેવી પ્રવૃત્તિ માટે આ છંદ સારો ફાવે. "આવીશ આવીશ" એમાં વળી બીજી નવનરતા છે. ૪+૪ + (૪+૩)

---

પરંતુ અહીં બીજા કવિઓની કૃતિઓમાથી દાખલા અપ્રસ્તુત ગણીને, તથા લંબાણ ન થવા દેવાને, ટાંક્યા નથી. મુક્તછંદ (બ્લેન્ક વર્સ)મા અતિશ્લિષ્ટનો વિષય જુદા જુદા કવિઓમાંથી દાખલાઓ લઇને સ્વતંત્ર ચર્ચવા જેટલા મહત્વનો છે ખરો. હું તો હવે વૃદ્ધ થઇ ગયો. નવા કવિઓ પોતે મુક્તછંદી રચનાના વિજયો અને લયસ્થાનો અને એવા એવા વિષયો પોતાની મેળે ચર્ચતા થાય એમ ઇચ્છું છું. મુક્ત પૃથ્વી લગભગ દરેક નવો કવિ લખતો થઈ ગયો છે. એ રૂડી વાત છે. પણ તેથી હાથ જોડી બેઠ વાળીને નિરાંતે ગુમાસીન રહેવાનું નથી, મુક્ત પૃથ્વી સારો જ લખાય તે માટે આવી આવી ચર્ચાઓ આવશ્યક છે. મ્હારી કૃતિઓમાં પણ અતિશ્લિષ્ટના અને અતિરૂઢિપાલનના બે ય જાતના દાખલા જડી આવશે. સનાતન સાવધતા વિના જેમ સ્વાતંત્ર્ય નથી, તેમ સંવાદિતા ય નથી.

અંગારા નડે ન મજ઼ કામમાં;
આવીશ આવીશ ત્હને ગોધતો આવીશ હું
સુદૂર સોનેરી ત્હારા ધામમાં:
વેદનાના પારાવાર બેટમાં લાવીશ હું

ઝલકાતા જીવનના જામમાં ! (**આવીશ ! આવીશ !**)

આ પંક્તિઓને બેચાર વાર ફરીફરીને બોલી જુવો. ગુંજી ગણગણી જુવો. એ નાદ–વાદ્યને શ્રુતિઓમમાં જમાવવાને મનનો પ્રયાસ કરો. કોઈ પણ છંદનો દેહ શ્રુતિઓમે જામતું આ નાદસ્પંદ છે. છાપેલી પંક્તિઓ, કે તેમનું ગાણિતિક માપ, કે પિંગલશાસ્ત્રમાંની તેની વ્યાખ્યા, કે એકે એકે ઉચ્ચારાતા અમુક વર્ણોની પરંપરા તે છંદોદેહ નથી આ નાદવાદલ (moving and rotating airwave of sound) આ ગતિમાન અને પુનરાવર્તી ત્વરિત વાયુની દોલા, કવિના શ્રુતિઓમમાં જે જે છંદની જામે તે તે છંદમાં જ કવિ ત્વરાથી રચના કરી શકે છે. અને જ્યારે ચિત્તંચ વિષયથી પણ તરબોળ હોય છે, ત્યારે તો લખતો હાથ પાછળ પડી જાય એટલી ઝપટથી કવિની રચના રચાય છે: ચલતીએ ચડેલો તબલચી તેમ તાને ચડેલો કવિજન પોતાના શ્વાસોચ્છ્વાસથી પણ જાણે આગળ થઈ જવાનો હોય એવો ચગે છે. અથવા એવા ત્વરિત આવેશમય સર્જનમાં ગાણિતિક માપ કે વિરામાદિના નિયમ સપાટિયા નજરે ક્યાંક તૂટયા લાગે, તથાપિ સૂક્ષ્મ વિવેચનાએ સિદ્ધ થાય છે કે એ નાદહિલોળે ચડેલા કવિએ એ નિયમોને તોડવાના માત્ર બાહ્ય દેખાવની સાથે સવિશેષ ખૂબીથી સીકારેલા અને સંમાનેલા હોય છે: વ્યસ્ત વાણીની જાણીતી અપૂર્તિઓ અને મર્યાદાઓથી તે પર જઈ શકેલો હોય છે.

વારુ. બંગાળી ઢબના ઉચ્ચારણમાં —
ડોબિતાકોલા...ચિગો બોમી...રચીગો
અંગાગ બોરોસાબોતો ..

નાગોજનેસે હાલેર્માળે...

ઘોડાનાં ગોઠોનાં રાજે...

— એ પ્રમાણે આ પંક્તિઓ બોલાય. (આમાં કો રો વગેરે પહોળા કિંવા પ્રાકૃત ઓકાર લઘુ સ્વર છે એટલું સામાન્ય વાચકના આ વિષયના નાદ અજ્ઞાનને લીધે ઉમેરવું પ્રાપ્ત થાય છે.) પરંતુ આપણા ગુજરાતી ઉચ્ચારણમાં ઘણા અ લઘુ સ્વર પણ નથી, લઘુ સ્વર કરતાં અલ્પ માપના અને ઓછો સમય માગતા દ્રુત સ્વરો છે. આ ભેદને દર્શાવવા સારુ લિપિશાસ્ત્રીઓ 'કા મ દા ર' જેવા 'શબ્દનું' રોમન લિપિરૂપ KAMADARA નથી સ્વીકારતા; તેને બદલે તેઓ લખે છે KAM$^{a}$-DAR$^{a}$, 'મગન' શબ્દને તેઓ લખે છે MAGAN$^{a}$, જેમાં પહેલા બે અ લઘુ સ્વર છે, પણ છેલ્લો દ્રુત છે. ×

હવે ઉપલા દાખલાઓમાં પ્રથમ પંક્તિમાં પાંચ અ છે, બીજીમાં ચાર, ત્રીજીમાં પાંચ એ પ્રમાણે આવ્યા કરે છે. ગદ્ય–વાક્યોમાં પણ અકારોની સંખ્યા અને તેમાં કેટલા દ્રુત હોવાના જ તે તપાસો. ઉપર ટાંકેલી કોઈ પણ પંક્તિમાં ત્રણથી ઓછા અ નથી. અપવાદરૂપ 'સુંદર મોનેરી ત્હારા ધામમાંની અંદર પણ બે અ તો છે. અને આ છંદોમાં આખી મનહરજાતિમાં – અકારોમાંના ઘણાખરાને "દ્રુત" કરતાં વધારે ખીંચીને એટલે લગભગ દરેકને લઘુ વા એક માત્રાના જ બોલવા પડે છે. – તે આપણુ ગુજરાતીઓના ઉચ્ચારણની પ્રકૃતિસિદ્ધ લઢણને પ્રતિકૂલ કિંવા

× આ લઘુ અને દ્રુત વચ્ચેનો ભેદ ફારસીમાં પ છે અને કવિઓ તેમ પિંગળશાસ્ત્રિઓ એ ઉચ્ચારણભેદ ફારસી કવિતાપંક્તિઓમા ધ્યાનમાં રાખે છે જુઓ E. G. Browne: Literary History of Persia (Cambridge) Vol II Preface Ch. I. હું છંદશાસ્ત્રની શુદ્ધિ માટે કહ્યા કરું છું. ગુજરાતી ઉચ્ચારણમા લઘુથી દ્રુત કા દ્રુત સ્વરો આવ્યા કરે છે, હિંદી બંગાળીમાં મુકાબલે તે બહુ જ ઓછા છે; તેમ જાકેન લખે છે ફારસીના તળપદા ઉચ્ચારણમાં દ્રુત સ્વરો આવ્યા કરે છે તેને પણ હિંદીઓ તો પૂરા (એટલે કે લઘુ હોય તેમ) ઉચ્ચારે છે

છે. અર્થાત્ મનહરજાતિના છંદો આપણી કવિતામાં હિંદી કવિતામાંના તેમના સ્થાન જેવું સ્થાન નહીં જ મેળવી શકે, એવો અભિપ્રાય 'આપણી કવિતાસમૃદ્ધિ'માં મેં દર્શાવ્યો છે, તે આ બંગાળી છંદો વિષે પણ મ્હારો અભિપ્રાય એ જ કારણથી થાય છે. પ્રતિભાવાન કવિઓ ભાષાને સમૃદ્ધ બનાવવાની સાથે નાનાવિધ સમર્થ બનાવવાની સાથે, અવનવીન અલંકરણોએ ગોભાવી કરવાની સાથે, તેના ઘાટઘૂટમાં પણ કેટલીક સંવાદિતા આણી શકે છે, બેશક; તથાપિ પ્રતિભાશકિતને પણ મર્યાદાઓ છે : ભાષાની ઉચ્ચારણપ્રકૃતિને તેણે પણ પોતાના પરચા દેખાડ્યા છતાં સ્વીકારવી સમાલવી પડે. પ્રતિભાવાન કવિ પણ પરાઈ ભાષામાં માત્ર મનોયત્નો (exercises) જેવું જ લખી શકે છે, એથી વિશેષ વિજય મેળવી જ શકતો નથી, ભલે તેનું એ ભાષા ઉપર પણ પ્રભુત્વ હોય, તેનું એક મોટું કારણ આ જુદી જુદી ભાષાઓની જુદી જુદી ઉચ્ચારણપ્રકૃતિ છે.

આ સંગ્રહમાં જે રચનાઓને 'મિશ્રજાતિ' છંદની કહી છે, તે રચનાઓ આપણામાં મુકાબલે હજી નવી છે; અગર જો કે સંસ્કૃત કવિતામાં એ મિશ્રજાતિ રચનાઓ શ્રી ભગવદ્‌ગીતા જેટલી પ્રાચીન તો છે. ઇંદ્રવજ્રા, ઉપેન્દ્રવજ્રાનું મિશ્રણ તે ઉપજાતિ. વર્ણસંખ્યા એક જ પણ ગણમેળમાં ભિન્ન ભિન્ન એવાં વૃત્તોનાં, તેમ એકવર્ણી ફેરવાળાં વૃત્તોનાં મિશ્રણ, શક્ય (એટલે સંવાદિ જણાય) તે બધાં યે આ ઉપજાતિ વર્ગમાં આવે. વર્ણસંખ્યામાં એકથી વધારેનો ફેર હોય, એવાં વૃત્તોનાં મિશ્રણને ઉપજાતિ નહીં ને 'મિશ્રજાતિ' કહેવાં : આ મ્હારી વ્યવસ્થા મેં 'આપણી કવિતાસમૃદ્ધિ'માં દાખલ કરી, તે પછી કેટલાક ઉગતા કવિઓએ એ નામ યથાર્થ વાપરીને અપનાવી લીધી છે. આ સંગ્રહમાં મિશ્રજાતિ વિશેષનામ આ જ અર્થમાં પારિભાષિક શબ્દ લેખે વાપરેલું છે. આ વ્યવસ્થા ચોખ્ખાં ગાણિતિક સૂત્રરૂપે પણ દર્શાવી શકાય છે. ઉપજાતિ અને મિશ્રજાતિ એ વિશેષ નામો ગણમેળ વૃત્તોની પરિભાષામાં ૧૧-વર્ણીથી માંડીને ૧૪ વર્ણી વૃત્તો લગીના ક્ષેત્રમાં જ વાપરવાનાં છે. તેમાં ૧૧ – ૧૧, ૧૧ – ૧૨, ૧૨ – ૧૨, ૧૨ – ૧૩, ૧૩ – ૧૩, ૧૩ – ૧૪, અને ૧૪–૧૪

વર્ણી વૃત્તોનાં મિશ્રણો ને તમામ **ઉપજાતિ** વર્ગમાં આવે; નિર્દિષ્ટ ક્ષેત્રમાં કોઈ પણ બે કે વધારે છંદ, જે વર્ણસંખ્યામાં બે કે ત્રણ વર્ણોના ફેરવાળા હોય, તેમનાં તમામ મિશ્રણને **મિશ્રજાતિ** વર્ગનાં ગણવાં. આવા સામાન્ય નિબંધમાં આ સર્વ મિશ્રણોના દાખલા કે બીજી વિશેષ ચર્ચા ન હોઈ શકે, આટલાથી જ સંતોષ માની લેવો પડે. કારણ છંદશાસ્ત્રને લગતી આટલી ચર્ચા પણ બીજી રીતે અધિકારી વાચકોને દુર્બોધ - દુર્વાચ્ય થઈ પડશે

આજના કવિઓની મિશ્રજાતિ રચનાઓનાં છૂટ ઔચિત્ય અને ચાટ વધતાં આવે છે, અને એવી રચનાઓ મધ્યમ અધિકારી વાચકને પણ સુગ્રાહ્ય હોવાથી તેમના વધતા જતા વાપર ઉપરથી કહી શકાય છે, કે ગુજરાતી કવિતાનો પ્રવાહ ફેલાવ પાછો વધવા માંડ્યો છે. મધ્યમ અધિકારીને દુર્બોધ કે અતિચડાણના પડે એવા વિષયો માટે બેશક આ રચનાઓ અપર્યાપ્ત: પૃથ્વી કે અનુષ્ટુપથી એમનું ગજું ઘણું ઓછું. શિખરિણી કે શાર્દૂલવિક્રીડિત. મંદાક્રાંતા કે હરિણી કે સ્રગ્ધરાની સુગુમ્ફિત (elaborate) સંવાદિતા પણ આ લઘુરમ્ય ઝરણાંઓમાં અશક્ય. સાચી વાત, પણ સુગુમ્ફિત સંવાદિતાના અધિકારી યે મધ્યમ વર્ગના વાચકોમાં કેટલા ઓછા. એટલે ઉપજાતિ – મિશ્રજાતિની આ મર્યાદાઓ પણ વાચકવર્ગના મોટા ભાગમાં એમની લોકપ્રિયતાનું કારણ બને, તેમાં નવાઈ નથી.

## ૭. સૉનેટો

આ સંગ્રહની વળી એક આગળ પડતી વિશિષ્ટતા એમાંનાં સંખ્યાબંધ સોનેટો છે. એક સાથે ચોપન સોનેટ પ્રકટ કરવામાં શ્રી પૂજાલાલ આપણા પહેલા કવિ છે. આ સંખ્યામાં એક સોનેટ દીર્ઘ પયારમાં બે બે ઉપજાતિ પ્રસંગનિવદ્ધ, અને સ્રગ્ધરામાં, ત્રણ અનુષ્ટુપમાં, ૭ શાર્દૂલવિક્રીડિતમાં, સાત શિખરિણીમાં, અને બાકીનાં એકત્રીશ પૃથ્વીમાં છે.

સાત અનુષ્ટુપની કૃતિને સોનેટ નામ ઘટે-ખરું ? વળી સોનેટઘાટને ખાસ કારીગરીની શોભા આપતી ઇટાલિયન શેક્સપીરિયન કે મિશ્ર પ્રાસરચનાથી અનુષ્ટુપ પદ્યબંધના પોતાના શા હાલહવાલ થઇ જાય છે, તે આ સંગ્રહમાંના ત્રણે દાખલામાં જોઈ શકાય એમ છે. 'અર્પણ'ની પંક્તિ આઠમી જુઓ: 'એકમેવ' શબ્દમાંનો ક પૂર્વાર્ધનો અંત્યવર્ણ છે, ઉત્તરાર્ધનો પ્રથમ વર્ણ મે છે. અનુષ્ટુપમાં પૂર્વાર્ધે વિરામ આવશ્યક, તે આમ એ શબ્દોનાં બે ફાડચાં કરી નાખે છે. 'દંડી' સોનેટની વાક્યરચના જુવો: પંક્તિ ૫થી ૮નું, વળી ૯થી ૧૪નું, એક એક જ વાક્ય છે. 'શહીદ શ્રદ્ધાનંદ'માં પ્રશ્નવાક્ય પંક્તિ ૭મીના ઉત્તરાર્ધની ૪થી વર્ણાએ પૂરું થાય છે, એ આખી લીટી અરુચિકર બની જાય છે. છેલ્લી ચાર પંક્તિમાં પણ વિરામ પૂર્વાર્ધને છેડે આવવાને બદલે આઘું ગયું છે. કવિએ અહીં જે લખ્યું છે, તે જરાક જ જુદી રીતે—આમ મૂક્યું હોત, તો અનુષ્ટુપબંધ ન બંદવાત:—

પછી ધર્માન્વિતાંકિરા બંધુરેશથી ભિછ્યી
છૂપી અંધારની ઓથે છરી ઔદાર્યના નર્યા
હૈયામાં ઊતરી હીન; ... ... ...

બેશક, સોનેટ-ઘાટને અનુકૂળ નહીં એવા છંદમાં પણ કવિશ્રીની કેટલીક પંક્તિઓ દીપી ઊઠે છે, તે એમની શૈલીનો વિજય છે:

મમત્વે મૂકતાં જાણ્યાં અર્પણો ને સમર્પણો

—જેવી પંક્તિવાળી કૃતિના દોષ જોવાના હોય જ નહીં. અને, અનુષ્ટુપમાં (કે અમુક છંદમાં) સોનેટ ના જ લખાય એમ તો હજી પણ મ્હારે નથી કહેવું.× વારંવાર વારંવાર બોલતો આવ્યો છું તેને જ કહું તો

---

×બત્રીશ-વર્ણી અનુષ્ટુપને આપણે લખીએ છાપિયે છ બે લીટીએ. માત્ર સુગમતાની ખાતર; ખરી રીતે એ છ ચાર ચાર પંક્તિની કડી, એટલે સાત અનુષ્ટુપે થઈ જાય અઠ્ઠાવીસ. ત્રણ આઠવર્ણી એકમેનો (૨૪વર્ણી) ગાયત્રી છંદ, તેમાં એક આઠવર્ણી એકમ ઉમેરાતા થશે અનુ-ષ્ટુપ, એ એની વ્યુત્પત્તિ. અનુષ્ટુપી સોનેટ લખવા આગ્રહી હોય, અથવા સોનેટની છેલ્લી કડી લેખે અનુષ્ટુપ મૂકવા ઇચ્છે, તેવા બધુઓએ આ સર્વ વિચારવું ઘટે.

તે ગણુવો પડશે ખરો. કવિ તરીકે મ્હને ઉપકવિ અપકવિ અવગણુપેન કવિ ગમે તેવા નીચા નકારા વર્ગમાં નાખવા પ્રેરાગે, તેવા કવિનાઓગીને પણ ઇતિહાસદષ્ટિએ અદ્યતન કવિતાનાં નવાં વલણુ ઘડનારમાંના એક લેખે મ્હને સ્વીકાર્યા વગર છૂટકો જ નથી.

## ૮. દોષ

સામાન્ય વાચકોને અતિસંસ્કૃત અને દુર્બોધ થઇ પડે એવું શ્રી પૂજાલાલનું લખાણુ ક્યાંક ક્યાંક થઇ જાય છે; અગર જો કે અધિકારી રસિક તુર્ત જોઈ શકશે કે એમના વિષયો અને એમની માંડણીને જ એમની શૈલી આભારી છે, એમની સૂક્ષ્મ ભાવનાઓગી ઉડ્ડયનશોણી કલ્પનાને આ પ્રકારની રચના જ કુદરતી છે. બીજા શબ્દોમાં કહિયે તો, એમની અતિસંસ્કૃતતા કે દુર્બોધનામાં કૃત્રિમતા કિંવા અજ્ઞાનનો પાશ મુદ્દલ નથી. મંદાધિકારીને ભલામણુ કરીશું કે આ સંગ્રહને હાથમાં લેતાં પ્રથમ તેણે પોતાને સુપરિચિત કૌટુમ્બિક લાગણીઓ વિષેનાં કાવ્યો, – **મા, કુટુંબ** આદિથી **આર્ય વિધવા** લગીનાં અને પ્રથમ વિભાગમાં **ચિ. બ્હેનને** અને **પ્રણયરૂપિણી** એ સોનેરો વાંચવાં. સામાન્ય વાચકવર્ગને સુપરિચિત લાગણીઓ અહીં કવિશ્રીની ઉચ્ચ ભાવનાઓ સાથે સાંકળેલી વર્ણવાય છે, અને એ કાવ્યોના વાચનથી પણ બોટાદકર લલિત કે ન. બો. દી. જેવાની કૃતિઓના કરતાં અહીં કંઇક અનેરું અને ઊંચું મળે છે એની તેની અનાયાસે ખાતરી થઈ જશે. તે પછી વાચકે એમાંનાં કુદરતવર્ણનો, સ્વદેશપ્રેમ, સ્વાતંત્ર્યકામના, અને વીરપૂજાનાં કાવ્યો અને આખ્યાનો વાંચવાં. આ બે વિભાગોથી પરિચિત થતાં આ સંગ્રહમાં વિષયવિવિધતા નથી એવો પૂર્વગ્રહ પણુ દૂર થશે, અને કવિની ઉચ્ચ ધર્મિષ્ઠતા ભક્તિ અને ફિલસૂફીમાં પણુ પ્રવેશ પમાશે, અને એ કૃતિઓમાં પણ વિષયાનુરૂપ વિવિધતા જોઈ શકાશે. 'પ્રિયા કવિતાને,' જેવું વાદળાંથી ઉચ્ચતર સૂક્ષ્મતર ગગનમાં કલ્પના ઝુલઝુલનું ઉડ્ડયન, અસંસ્કારી વાચક પ્રથમ મ્હેલું લઇ બેસને, તો તે એને અવશ્ય વિષયશૂન્ય શબ્દાનુ અને લગભગ વ્યર્થ

લાગી જાય, તેમાં કશી નવાઈ નથી. માતૃભાષામાં લખેલી કવિતા પણ જો કવિતા હોય, તો વાચકના બુદ્ધિ જ્ઞાન અને કવિતાપરિચયના પ્રમાણમાં જ —તેની કલ્પનાની કેળવણીના પ્રમાણમાં જ—તે ગ્રહણ કરી શકે શ્રી રામે સીતાનું હરણ કરતાર રાવણ રાક્ષસને હણી સીતાને છોડાવી પાછી માગી અને પાછી તજી દીધી, અથવા ઑથેલોએ વ્હેમ ખાઈને ડેસ્ડિમોનાનું ખૂન કર્યું તથા પોતાનો વ્હેમ તો ખોટો હતો એમ ખાતરી થતાં આપઘાત કર્યો,—એટલું જ સમજ્યા ઉપરથી પોતે "વાલ્મીકિ અને શેક્સપીઅરને તો સમજે છે પણ આ આજકાલની કવિતા નથી સમજી શકતો, કોણ જાણે કેવી ય હશે એ આપણી કવિતા" એ પ્રમાણે જે પોતાની અદ્ભુત રસિકતાની ઢોલ- બજાવે છે, ને સ્વમુખે પોતાની જ અજ્ઞાનતા જાહેર કરી રહે છે પણ ત્યારે કોઈ પૂછે, ઘણા પૂછે છે, ઉચ્ચ કવિતાકલાને સામાન્ય જનતા સાથે શું લાગેવળગે? એવા એવા પ્રશ્નો કરવા અને સરસ્વતીના ક્ષેત્રમાં બેહદા છે આમવર્ગને નામે ઓળખાતી કોટિલક્ષાવધિ જનતાને પણ સામાન્યમાંથી વિશિષ્ટ અને પામર પશુમાંથી સંસ્કારી માનવ બનાવવાને માટે તો અપ્સરાપ્રકૃતિ કલાઓનો અવતાર છે આત્માના શ્રેયાર્થે ધર્મની ઉત્પત્તિપ્રવૃત્તિ છે, પણ તે શ્રેય ચિત્તના સૂક્ષ્મીકરણ વિના અસાધ્ય, અને એ સૂક્ષ્મીકરણનો કર્તવ્યપ્રદેશ જ કલાઓનો ઈજારો છે પામર પામર જ રહે તથાપિ તેના જીવનમાં પ્રવેશીને તે જીવનને ઉજાળે તે જ સાચી કલા, એવો એવો નકવાર ગડ પાડી પાડીને ઉચરતા જે લોક પોતાને કલાસ્મિતારોદ્ધારવાળું અને સાચા કલામિત્ર ગણાવે છે, તે ઊંધી પૂતળીના લોક જ સૌથી મોટા કનારતુ છે

બીજી રીતે જુવો - કલાકૃતિના આયુ આયુમાં અનુસ્યુત કલાનો આત્મા રસ સરકાર પામેલી બુદ્ધિ અને સૂક્ષ્મ સમગ્ર બનેલી કલ્પનાને સંવેદ્ય છે, ન અન્યથા કાને તો સ્થૂલકર્કશ તમામ સંભળાય, નેત્રે બેડોળગદું તમામ દેખાય અને પામરો ય કાનનેત્રવાળા તો છે પરંતુ કલા પામર ઇન્દ્રિયોવડે ગ્રાહ્ય વસ્તુ જ નથી. સંગીત કે શિલ્પમાં પામરને તેની પાસેના બળદકૂતરા કરતાં વધારે રસ નહીં પડે કલાસૌન્દર્ય બુદ્ધિ અને કલ્પનાના સૂક્ષ્મીકરણે જ ગ્રાહ્ય બને એવો વિષય છે.

ત્રીજી રીતે જુવો : પરંતુ, વિસ્તાર શાને ? જે પામર યા પ્રાકૃત બંધુ આટલાથી ન સમજે તેને સમઝાવવાના વિશેષ પ્રયત્ન વ્યથા છે. બુદ્ધિ અને તર્કવાદની શક્તિઓ જે જાણે છે અને વાપરે છે, તે સૌએ તેની મર્યાદાઓ પણ જાણવી જોઇએ. સૂક્ષ્મીભૂત બુદ્ધિ અને કલ્પનાના જે જિજ્ઞાસુને હજી જાતઅનુભવ થવા પામ્યો નથી, તેવો કોઈ કેવળ દલીલોને સમઝી નહીં જ શકે. બાળક બાળક રહે ત્યાં લગી શૃંગારરસ ના જ સમજે. બાલકને તો ગલીપચીની મઝા ચુંબનના કરતાં ચઢિયાતી !

## ૯. સૂચના

કવિશ્રીને પોતાને પણ એક નમ્ર સૂચના કરવા લલચાઉં છું. લિરિકો અને ગીતો, સૉનેટો અને ખંડકાવ્યો, મુક્તકો પ્રાસંગિકો અને ઉદ્દ્ગાર-વિહારો તો લખાયા કરશે. ગુજરાત અને ગુજરાતી પ્રજામાં વાચનલેખન-વિદ્યાસેવન વધશે, તેમ તેમ વધારે લખાતાં જશે. પણ અધિકારી કવિતા-ભોગીઓ હવે માગતા થયા છે લાંબી કૃતિઓ, આખ્યાન અને પ્રબંધ અને મહાકાવ્યના વર્ગની, વર્ણનાત્મક, ઉદારગંભીર ઉઠાવવાળી, અને ચારિત્ર-વાન નાયકનાયિકાદિના જયપરાજયે રસવતી. ભક્તહૃદયને માટે ભક્તોના નાના રસચમત્કાર પરિપ્લુત ઇતિહાસો અને કથાકહાણીઓની પણ આપણા મહાકાવ દેશમાં નવાઈ નથી. એવું કોઈ આખ્યાનકાવ્ય પ્રબંધકાવ્ય મહાકાવ્ય રચવાનું સાહસ પોતે એડી જોશે ? કવિશ્રી દયારામે એક ભક્તનું આખ્યાન આપણને આપ્યું છે, પણ તે એમનામાં આયોજનકલા ( constructive ability )નો અભાવ એટલે એવું સરખું જ સંધાયું છે. નર્મદમાં પણ એ શકિતનો અભાવ. વળી નર્મદ, યૌવનમૂર્તિ નર્મદ, નાનાવિધ શકિતઓવાળો નર્મદ, ભક્ત પણ હતો ખરો, એવો દાવો ( એણે હરદાસી કથાઓ મઝાની કરેલી તથાપિ ) એના વિષે કોણ કરશે ? એનાં કરતાં તો પ્રાર્થનાસમાજી અને સિદ્ધાંતે 'આકરા' રણ' નાર્દને ભોળિયાં ત જો! હી ભક્તહૃદયને વધારે નિકટ હતા. દલપતનું 'વેનચરિત્ર' ભક્તચરિત્ર નથી, વળી ત્યાંત્યાંથી માગી-ભીખી ઉઠાવી સીવેલ થીગડાંની જ ગોદડી છે. અને પછી તો કોઈએ

પ્રશ્ન પણ ક્યાં કર્યો છે! આપણા સાહિત્યમાં સારાં ભક્તાખ્યાનો – પ્રેમાનંદના નરસિંહ મહેતા અને સુદામા વિષેનાં છે, તે ય ભક્તહૃદયની પિછાનમાં ઠેઠ ઉપરછલ્લાં છે, કેમ જે પ્રેમાનંદ પોતે મહાકવિ હતો તથાપિ ભક્ત તો નહોતો, વિદ્વાન અને બેચારી સંસારી જીવ જ હતો. માનવીમાં જુદે જુદે અનુભવે અને ભિન્ન ભિન્ન નિમિત્તકારણે ભક્તિની ભૂખ જાગે છે, અને તે પોતાઈ આખું જીવન ભક્તિમય બને છે તેના ઇતિહાસ નાના પ્રકારના જોવામાં આવે છે. આના વિષયમાં પણ આખ્યાનકાવ્ય પ્રબંધ કે મહાકાવ્યને ઉચિત પૂરતી સામગ્રી સર્જક કલ્પનાને કેમ ન મળે વારુ? અને આવા કોઈ મોટા માતબર કાર્યનો જુમ્મો માથે લે તેની પ્રત્યક્ષાપ્રત્યક્ષ તમામ શક્તિઓ એથી (નિરીક્ષણ પરિપુષ્ટ રચનાઓથી કસાય તે કરતાં) ઘણી વધારે કસાય જ. મોટા કાર્યમાં નિષ્ફળ જવાય તો પણ નાનકડી કૃતિઓમાં મેળવેલી ઉત્તમ સફળતા કરતાં એવી નિષ્ફળતા ભાવનાભક્તિને તો વધારે આદર્શ.

## ૧૦. ક્ષમાયાચના

ઉપર આવી ગયું છે કે ઉગતા સાગ કવિઓ પોતાની કૃતિઓના સંગ્રહ બનતી ત્વરાએ પ્રસિદ્ધ કરવા અધીરા થઈ જાય એવો મને પોતાને આગ્રહ એટલે શ્રી પૂજનાને પોતાનો સંગ્રહ આ પ્રવેશક મેળવવા સારુ મને મોકલ્યો તે પછી થોડી મુદતમાં જ એ બહાર પડી જવો જોઈતો હતો. તેને ઠેકાણે અતિશય લાંબા વિલંબ પછી જ કર્તા એને બહાર પાડી શકે છે. બન્યું એમ કે આ કામ હું હાથમાં લઉં ને તેમાં વિઘ્ન એક ઉપર બીજું અને તે ઉપર ત્રીજું આવ્યા જ કરે. આમ ને આમ એટલે લગી બન્યા કર્યું છે, કે એમને બદલે જો કોઈ મ્હારા જેવાનો સંગ્રહ બીજાને ત્યાં આવી રીતે રઝળ્યો હોત, તો મ્હારે તે એની કનેથી પાછો માગી લેવો પણ પડત જ. વળી એવા કરુણ પરિણામ વખતે દુનિયાદારીઓને પરિચિત થોડીઘણી સરસ્વતીની પિચકારીઓ પણ એક કિંવા બન્ને બાજુથી છૂટી હોત. લોક પણ એક યા બન્ને પક્ષને હસત નિંદત, તે જમાના કરીથી સામાન્ય સંસારી

દુનિયાના ઇસમ નહીં, સાચે 'વિરક્ત' અને તપોધન-બનવાની જ વાસના-વાળા સંયમી. વળી એમના મનોરાજ્યમાં કવિયશની પ્રાપ્તિનું અગર કવિતારચનાની શક્તિઓને ખિલવવાખેલવવાનું એટલું મહત્ત્વ પણ લાગે, એટલે જ આવું કશું ન બનતાં માત્ર સમય જ ખોવાયો છે, અને એટલા જ ભાગે આ કજગાએ સલવાયેલું વ્હાણ પાછું બંદરે પ્હોંચવા સઢ પ્રસારી રહ્યું છે. બધું જોતાં આમાં મ્હારે આવી પ્રકૃતિના કર્તાની ક્ષમા પણ શી માગવી ? સંસારીઓ અને તેમનાં અનેકાનેક વિઘ્નો ઉપાધિઓ વિલંબો વાયદાઓ આદિ પ્રતિ ક્ષમાથી તો આવા સંયમી આશ્રમધર્મી પુરુષો નખથી શિખા લગી ભરેલા હોય છે જ. ઝગડો કરવો હોય, તો તેની યાચના એવી શાંતમૂર્તિ આગળ કરગરીને કરવી પડે ખરી ! એટલે અહીં છેવટે હું ક્ષમા માગી લઉં છું ગુજરાતની, માસિકો આદિમાં વર્ષોથી એમની છૂટીછવાઈ કૃતિઓ એકે એકે જોઇને તે કૃતિઓનો આખો સંગ્રહ જોવાને આતુર થઈ રહેલા વાચકોની. જે વિલંબ થયો છે અને લાંબો ગાળો પડી ગયો છે, તે મ્હારે લીધે જ બન્યું છે; અને કવિતા વિષે સારી પેઠે પ્રમાદી ગુજરાતીઓમાંથી શ્રી પૂજાલાલની કૃતિઓ માટે ઉત્પન્ન થયેલ પક્ષાપાતપ્રેરિત આતુરતાવાળા વાચકો મ્હને માફ કરશે એવી આશા સાથે વિરમું છું.

# 'પારિજાત' — એક વિવેચન

પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

આપણા એક કવિએ છેક હમણાંની કવિતા સંબંધી દિલગીરી બતાવનાર વિવેચકને ટકોર કરી હતી કે 'કાવ્યમંગલા' યા 'નગીના' પછી તે તે કવિઓનાં નવા ફાલ વિશે અભિપ્રાય ઉચ્ચારવો ઉતાવળો ગણાય. સુન્દરમ્, ઉમાશંકર, સ્નેહરશ્મિ વગેરે પોતાનાં પ્રથમ પ્રકાશનો પછી શું લખી રહ્યા છે તે બતાવવું બહુધા અશક્ય છે, એટલે એમની કોઈ કોઈ છાપાંમાં આવતી કૃતિઓ પરથી એમના વિકાસ અવિકાસ ગતિ આદિ વિશે મત બાંધવો યુક્ત નથી. આ મર્યાદા સ્વીકાર્યાને પણ અટકળ કરાય ખરી કે ભવિષ્યમાં પણ ઉમાશંકર અને, પ્રગતિવાદના સિદ્ધાન્તોથી કલાદૃષ્ટિ ઝાંખી ન થાય તો, સુન્દરમ્ આપણા નવીન કવિઓને મોખરે રહેશે. 'પારિજાત'ના કર્તાનું સ્થાન તેમની સાથોસાથ છે; વિલક્ષણ છતાં તેમના જેટલું જ સમૃદ્ધ વ્યક્તિત્વ અને ઉચ્ચ કવિજનનાં તેમના જેટલાં જ સૂક્ષ્મ સુકુમાર લાગણી અને તેજદાર કલ્પના શ્રી. પૂજાલાલનાં છે.

પ્રો. ઠાકોરે સરસ, દ્યોતક અને કવિજને શોભતું મનનીય ઉપોદ્‌ઘાત લખી 'પારિજાત'ને યોગ્ય મહત્ત્વ આપ્યું છે; તેમની ભક્તિકવિતાની અપૂર્વતા અને તેમના કલાસર્જનનું વૈવિધ્ય સ્પષ્ટ કર્યું છે. કવિતાવિવેચક, કવિતાશિક્ષક કવિતા હૃદયમાં ઊંડા જઈ સમગ્ર અર્થ–રસ–ને કેટલો સુગમ અને વિશદ કરે છે તેનું પ્રો. ઠાકોરનું 'પ્રિય કવિતાને'નું અવલોકન નમૂનેદાર ઉદાહરણ છે. વિવેચક કવિનું વસ્તુ શેલીના સુપ્રસિદ્ધ કાવ્યવિષયથી જુદું પાડી ભલે ફરી સર્જે છેઃ

કવિતા ભાવનામય વિભૂતિ ય છે (શેલીમાં છે તેમ), કવિતા વાસ્તવ કૃતિસંગ્રહમાં મૂર્ત થયેલ તત્ત્વ પણ છે. ભાવનામય મૂર્તિ લેખે એ આરાધ્ય અને સંપૂજનીય છે. સર્જક ગણેલ અને સર્જનાની કૃતિઓના આત્મા કે તેમની મૂર્તિ લેખે એ સનબાથી સખી અને પ્રિયતમા પણ છે

વર્ષોમાં સધાઈ આવની કૃતિઓ દરમિયાન કવિતા–મૂર્તિને કવિ સાથે આનંદની દુઃખો આર્ત્તપોકાર રૂપ કૃતિઓ દરમિયાન કવિતામૂર્તિને કવિ સાથે આક્રન્દની કલ્પનામાં વિચિત્રતા કે અતિશયોક્તિ નજેવી છે.

* * *

આમ કવિતામૂર્તિના સાનુકૂળ સહવાસ સહચારમાં કવિનાં પ્રભાતો, કવિની સન્ધ્યાઓ અને રાત્રિઓ, કવિનાં વનોપવન ભ્રમણો, કવિની વસન્ત ઋતુઓ અને વર્ષાઋતુઓ, દુઃખોઓ સાથે, કવિના સહવાસસહચાર વગેરે કવિનું આખું જીવન કેવી રીતે સુંદર પ્રેમોલ્લસિત સફલોજ્જ્વલ થતું જાય છે, તેનું જ આખી કૃતિ મુદ્રામય મુદ્રાપ્રેરક આલેખન છે.

કવિતા તરફ શ્રી. પૂજાલાલની દૃષ્ટિ અતિશય પ્રેમની, માનભરી ઉદાત્ત ગંભીર છે. કવિની કવિતાકમલા ગરીબના ઘરમાં સસંભ્રમ જાય છે. પણ તેમની આંખ સૌમ્ય અને સમતાભરી છે; સંસારના અન્યાયોથી ઉગ્ર નથી થતી. કવિતાની આ ઉદાત્ત ગંભીર દૃષ્ટિ નરસિંહરાવ, ગોવર્ધનરામ, આદિની ભાવનાભક્તિનું સ્મરણ કરાવે છે, અને કવિતા સાથે રમત કરતા નવીન કવિઓથી પૂજાલાલની વિલક્ષણતા સ્પષ્ટ કરે છે.

તને પળપળે કને હું બની મુગ્ધ બોલાવતો
અડોઅડ ઉછંગમાં મણુધિની ! લઈને તને
કથા મુજ પ્રવૃત્તિની શ્રવણ તાહરે રેડતો:–
તરંગ, કંઈ ઊડણો, હૃદયભાવઉછાળ કૈં,
અપૂર્વ અનુભૂતિઓ સરળતાથી સુણાવતો.

ધરૂ તુજ સમીપ હું સ્ફટિક જીવનાદર્શને
પ્રફુલ્લ તકીં તાહરું વદનબિંબ સોહી રહે.

નરી કરૂણ મૂર્તિ વિશ્વજન દુઃખથી દાઝતી
વિલાપ સુણી આર્તના તું ઉરમાં વિંધાઇ જતી.

• ઉપોદ્ઘાતમાં એક બે ચર્ચાસ્પદ બિન્દુઓ મને લાગે છે. ગુજરાતી ભાષાના ઉચ્ચારણમાં લઘુથી ટૂંકા દ્રુત સ્વરો આવ્યા કરે છે. આ વાત સાચી છે. એ વાત પણ સાચી છે કે "મનહર જાતિમાં અક્ષરોમાંના ઘણા અક્ષરોને 'દ્રુત' કરતાં ચાંપીને એટલે લગભગ દરેક લઘુ વા એક માત્રાના જ બોલવા પડે છે." પણ બીજા છંદોમાં પણ આ સ્થિતિ છે જ.

અમીનજરથી પોષ્યા પુરુષાર્થી બનાવિયા,
પિતા સુમન શ્રદ્ધાનાં સ્વીકારવા ય ના રહ્યા !

ખટકે અંતરે એક પીલો અજ્ઞાન કાળનો,
ખટક્યા કરશે નિત્યે ખાલિપું છે નહીં ગુંફી.

પત્રો પાનખરે ખરી જેમ પડે તે ગીત ગાનના
ધોળા વાળ ખરી જઈ ચળકની સાથે પડી નાસતા

અહીં દ્રુત સ્વરને એક માત્રાનો બોલવો પડે છે. પણ ભાષાના સ્વભાવની વિરુદ્ધ થતું હોય એમ નથી લાગતું. કાંતો મનહરજાતિ પ્રયત્નની અપેક્ષા રાખે છે અને ગુજરાતીમાં પ્રયત્ન બહુ મોળો હોઈ મનહરરચના મનહર નથી લાગતી; કાં તો વૈવિધ્યના પ્રયત્ન જ્યાં તેમાં એકતાનતા રહે છે તેથી તે ગામઠી ઢોલક વગાડતી ભાસે છે.

અનુષ્ટુપી સૉનેટો લખતાં અનુષ્ટુપની મર્યાદાઓ ધ્યાનમાં રાખવા સૉનેટકારોને પ્રો. ઠાકોરે યોગ્ય સૂચના કરી છે. સંભવ છે કે શેક્સપીરિયન ઘાટની સૉનેટમાં છેલ્લી કડી લેખે અનુષ્ટુપ મૂક્યે સારી સૉનેટરચના થઈ શકે. પણ તેથી વિશેષ યોગ્યતા આ ઘાટને માટે અનુષ્ટુપની નથી લાગતી. આમ છતાં કહેવું પ્રાપ્ત થાય છે કે સામાન્ય અનુષ્ટુપનું એકમ આઠ નહીં પણ ૮+૮ વર્ણનું જ ગણાય, મૂળ વર્ણનું જ સંવાદિતાની દૃષ્ટિએ એકમ થાય છે, અને ગાયત્રીનાં એકમોના કરતાં અનુષ્ટુપના આઠ વર્ણને અંતેનો વિરામ પણ ઓછો દૃઢ છે.

મુક્ત પદ્યને માટે પૃથ્વી છંદની અદ્ભુત શક્તિઓ બતાવી પ્રો. બળવન્તરાયે ગુજરાતી કવિતાને નવી દિશાને વેગ આપ્યો છે. એને લીધે હિન્દી મરાઠી બંગાળી કવિતાને મુકાબલે ગુજરાતી કવિતામાં વિલક્ષણ સૌંદર્ય આવ્યું છે. ભવિષ્યના કવિઓ માનવ રચનાઓ માટે પૃથ્વી છંદનો વધુ ને વધુ ઉપયોગ કરશે એમ ભાખી ગયા. આ નવી શક્તિનો સર્જક પોતે જ મુક્ત પદ્ય તે અપદ્ય ના થઈ જાય તે સારુ સુસ્પષ્ટ માર્ગદર્શન અને ચેતવણી 'પારિજાત' ના ઉપોદ્ઘાતમાં આપે છે. નવા કવિઓએ અને પ્રયોગકારોએ વગીવગી વિચારવા જોઈએ. આવી વિચારણા પર આપણી કવિતાનું ભવિષ્ય અવલંબે છે.

૨

શ્રી પૂજાલાલની કવિતા સંબંધી અમુક સંસ્કાર રહેલા. 'પારિજાત'ને મેં ફરીથી જોયું છે તેથી વાંચવું શરૂ કર્યું. આનું પરિણામ ઘણું સારું તો ના જ આવ્યું. આ ગુણાકર કવિની કાવ્યસિદ્ધિના એકે તરફ ઉચ્ચતમ શિખરોના દર્શન ન થતાં, પ્રમાણમાં નીચાં શિખરો જોયાં અને તેમના અલંકારરૂપ ઉપવનાદિમાં ફર્યો. "'પારિજાત'માં આત્મિક જીવનના અનુભવોને જ સ્થાન આપવું" એ કવિના મૂળ વિચાર પાછળ શો હેતુ હશે તે સમજાયું. કવિની અપૂર્વ સિદ્ધિઓ આત્મિક-જીવનના કાવ્યોમાં જ છે એમ નહીં, પણ એમાં એમની શક્તિ અમર્યાદ અને સિદ્ધિ જાણે જન્મથી વરેલી લાગે છે. ભિન્ન વિષયના કાવ્યો વાંચતા જૂનાનવા ગુજરાતી કવિઓની [illegible] હૃદયંગમ કૃતિઓ સાંભરે છે અને પૂજાલાલની નાની ઊણપો કંઈક સમજાય છે.

તેમના ગીતો અને ખંડકાવ્યોમાં મનોહારિતા ઓછી છે. છંદોબદ્ધ કવિતામાં સુઘનતા અને માધુર્ય નવીનોમાંથી ઘણા કરતાં અને જૂનામાંથી ઠાકોર, ખબરદાર, બોટાદકર કરતાં ઘણું વધારે તે લાવી શકે છે, પણ ગેય રચનામાં તે નામ આવું લાગતું નથી. ગેય રચના રોમૅન્ટિક ઉભારો

વધારે ગાઢની હશે ? પૂજાલાલની ક્લાસિકલ પ્રતિભા વિશ્વ માપવાને માટે પણ દૃઢતાથી ગંભીરતાથી ઉડ્ડયન કરે છે. તેમની કલ્પનામાં તાણાવેલી તરવરાટ લપલપાટ નથી. કેવી શાન્તિથી ધીરજથી ગંભીરતાથી પવિત્રતાથી તે જીવનદેવીને સત્કારે છે ! ગેય કાવ્યોમાં 'માઝીરા' 'વેચાતો રાખો' કાવ્ય લેખે સારાં છે, ગીત લેખે ઠીકઠીક છે.

સુદૂર શાશ્વત ધામે
બેઠો છે એક ચિતારો નિમગ્ન બની નિજ કામે.
કાળનો પડદો દિશાની દિવાલે,
તે પર ચિત્રાલેખન ચાલે
ભેદ એનો કળવાની મતિ નથી કોઈ કપાલે.

આ તો કવિતા નથી લાગતી, પદ્ય નથી લાગતું, ગદ્ય લાગે છે. "આવીશ આવીશ"માં ભક્તની લાક્ષણિક, પ્રભુ પામવાની નિશ્ચયાત્મક વૃત્તિનું સરસ આલેખન થયું છે, પણ તેમાં ગીત તરીકે માત્ર પહેલી કડી મનોરમ છે.

કવિનું રુચિતંત્ર ક્લાસિકલ છે છતાં "સ્વાતંત્ર્યના સૈનિક" કે "રાજર્ષિ શિવાજી" ની સફળતા મધ્યમ જ ગણાય. ભાષા પર પ્રભુત્વ અને વૃત્તનું ઔચિત્ય છતાં કાવ્યોમાં ઊણપ કેમ લાગતી હશે ? કવિ લોહીતરસ્યાં યુદ્ધને આકર્ષક બનાવે એમ છે નહીં; પણ યુદ્ધોને ગુલાબી બનાવી દેતી શહીદોની વાતોની પ્રણાલિકાને તે અનુસર્યા છે, અને અહીં યુદ્ધની નહીં પણ સ્વાતંત્ર્ય માટે વીરત્વથી પ્રાણ ત્યાગ કરનારની પ્રશંસા જ કરવા ચાહે છે. પણ વૈયક્તિક વીરતાનું યુદ્ધમાં હવે સ્થાન રહ્યું નથી. એટલે 'ખરે ! કદર વીર માત્ર વીર કેરી કરી શકે' એ ભાવમાં વાસ્તવિકતાનો રણકાર નથી. "રાજર્ષિ શિવાજી"માં કવિતાની દૃષ્ટિએ અપ્રતીતિજનક અંશ આવે છે. જીતેલા ગઢના સૂબાના અંતઃપુરથી લાધેલી 'મુગ્ધા કો વધુ

ફુટડી' જેની શિવાજીને ભેટ કરવા સેનાપતિએ ધાર્યું છે તેને કવિ જે રીતે લઈ જવાની વર્ણવે છે તે ઐતિહાસિક હકીકત હોય તો પણ કાવ્ય માટે ઔચિત્યહીન છે, અસત્ય છે.

ત્રીજા વિભાગનાં ઘણાં કાવ્યો સામાન્ય જનને પણ રસપ્રદ લાગશે. તેમાં ઉપર જણાવેલ કાવ્યો ઉપરાંત 'જન્મપૂર્વ પણ જે ગિરાતણી અર્થ-સિદ્ધિ થઈ રક્ત અંતરે' તે 'માતૃભાષા'નું નિબંધકાવ્ય રચનાસૌષ્ઠવે, વર્ડ્ઝવર્થના "Recollections of Immortality" ની યાદ આપે એવું પણ તેનાથી વિલક્ષણ વિચારણાવાળું 'જન્મદિન' અભિનવ કલ્પનાએ, હૃદય દ્રાવકતાથી 'હવે' અને 'કુટુંબપ્રિય જનને સ્વજનોની ભાસતી ચિત્રમાલા —સ્વજનો વિશે લાગતી ભાવમાલા – હોવાથી "પિતાજીને શ્રદ્ધાંજલિ," "દાદા", "આર્ય વિધવા" વગેરે રમણીય કૃતિઓ છે.

નાનાલાલના સુપ્રસિદ્ધ કાવ્ય સાથે શ્રી. પૂજાલાલની 'પિતાજીને શ્રદ્ધાંજલિ" સરખાવવાની લાલચને રોકું છું, કેમ કે એક તો નવા ઉપર જૂનાનું ઋણ સ્પષ્ટ છે. વળી એવી સરખામણીથી ક્લાસિકલ રોમાન્ટિક શૈલીઓનું તારતમ્ય નીકળે એમ પણ હું માનતો નથી. એકે શૈલી સ્વયમેવ ઉચ્ચ કે ઊતરતી નથી. દાદા અને પિતા વિશેનાં કાવ્યો કરતાં "આર્ય વિધવા" કાવ્ય ભીનું અને દ્રાવક છે; સમર્થ કલ્પનાએ દૃષ્ટિ સમક્ષ ખડું થતું કરુણસુંદર આલેખન તેમાં પસરતી ભાવના વડે મનને ઊર્ધ્વગામી કરે છે.

ન રંગભીની તવ અંગચુંદડી,
શશી–વિહોણી રજની સમોવડી !
નથી કરે કંકણ કંકણંતાં,
ન નૂપુરો ઝંકૃતિઓ મચાવે,
વિછૂટી થાતાં સરિતા સમુદ્રથી
ન મર્મરે, મૂક વ્યથાતલે ગરે.

× × ×

અણુએ અણુએ તારું જ્વલંત નેત્ર શંભુનું
મદન મુગ્ધ રહી ભસ્મીભૂત કામ બનાવતું.

આ અને બીજાં કેટલાંક “સૌન્દર્યોપભોગ” “મૃગમુંડક” આદિ કાવ્યોમાં કલાપીનું ભાવમાર્દવ છે પણ પૂજાલાલની કાવ્યરીતિ કલાપીથી જુદા પ્રકારની છે એ સમજાશે, કેમ કે કોઈ પણ તરંગ ભાવ કે વિચારને વાગોળવાનું યા વક્તાની ઢબે રજૂ કરવાનું પૂજાલાલના સ્વભાવમાં નથી

૩

સોનેરીમાં તો આ કાવ્યશિલ્પીએ અપ્સરાઓ ઘડી છે—સુદૃઢ અને ભરેલા દેહવાળી, અનેકવિધ ગતિનીલાએ પૃથ્વીની પારેથી ગગનાંગણ આપનંદે વિહરતી રૂપસુંદરીઓ “પાટણની ભસ્મ ઉપર ગંગ ઉતારનાર કોઈ ભગીરથની વાટ જોતી “પુરાણ પાટણના અવશેષોમાં”, મુક્ત પહાડોમાં જન્મેલા પંખીની વતનમાં પ્રાણ મુક્ત કરવાની છેલ્લી ઈચ્છા નિરૂપતી સૉનેટ એકત્રીસમી, જ્યાં “મહાજ્યોતિ અપાર ભક્તિભર અજ્ઞ ને પ્રાજ્ઞો, પડાપડી કરે શહીદ નરનારીઓ રંગમાં” ત્યાં નિવસતા સ્વાતંત્ર્યના પંખી વિશેનું ત્વરિત ગતિ, ઉત્સાહઉદ્રેક, સંભ્રમ આદિ આ ગભીર કાવ્યપાનમાં પણ ઊતરી શકે છે તે દાખવતું સર્જન, સડસડાટ ઊંચે ચઢી જતી વિચારસમૃદ્ધ “કાળી ચૌદશ”ની અભ્યર્થના, હિલોળા ખવરાવતી માતબર “મેઘઋણમુક્તિ”, રમતિયાળ “રજનીને પ્રશ્ન”, મનોહર “લિઓનાર્દો દા વિન્ચી” અને સર્વોત્કૃષ્ટ “અભિપ્સુ યૌવન” વગેરે કૃતિઓ વિશ્વ, આત્મા, બ્રહ્મ, ભક્તિ આદિથી ભડકનારાઓને પણ બહુ આહ્લાદ આપશે. સૌન્દર્યના પૃથક્કરણના શોખીનો સુશ્લિષ્ટતા ઔચિત્ય જાણવા એક વર્ણપસંદગી જ નીચેના ખંડકોની તપાસે, એક એકને પકડી મૂકી જુએ

(૧) પોષ્યો પીયૂષ પાઈ, અચિંત અવનના ખારથી આપ તો યે
હૈયે રાખ્યો, હુલાવ્યો હરખભર મને લાડઘેલા તરંગે

(મેઘ-ઋણમુક્તિ)

(૨) અલિ રજનિ! ચંદ્રમા વર પસંદ શાને કર્યો?
કલંકિત અતેજ આપ, પરતેજથી રાજતો,
જણાય રમણીય કિંતુ કદરૂપ સાચે નર્યો;
(રજનીને પ્રશ્ન×)

(૩) સુવિશાળ ભાલે કથી
શકાય નય એવી રેખ, અવહેલના કૈં કરી
ગ્રહી જગત ક્ષુદ્રતાની! કરમેલડી શી નરી
ચુંબે લલિત રૂપમાં! ઉર જરા જરા ઊછળી
ઉછાળી રહ્યું વિશ્વનું હૃદય.

"અભીપ્સુ યૌવન" મને અતીવ સુંદર લાગ્યું છે. ભાવનાભક્ત, ધૃષ્ટ, અણનમ યૌવનનું-ઝરણામાંથી ગિરિરાજનું રક્ષણ છોડી દઇ વેગીલા બલવાન નદરાજ થતા પ્રવાહનું-એ ભવ્ય ચિત્ર છે. અર્થમાં યૌવનનો મહામન્ત્ર છે. શબ્દ અને લયથી "શિલાંગણ પરે નાચતું" બાલઝરણું, "પ્રવાહ ધ્રુધવન્ત" નદરાજ અને સિન્ધુની "નીલમમય દ્યુતિસુન્દરી" પ્રત્યક્ષ થાય છે. એક ગમ કુટુંબ અને બીજી તરફ ભાવનારમણીની વચ્ચે પ્રતાપી યૌવન ઓર દીપી ઉઠે છે.

૪

ઉપલા વિવેચનથી કવિની જીવનદૃષ્ટિ ઓછી જ સમજાઈ હશે. જેને જીવનના આત્મગત મૌલિક પ્રશ્નોની સૂગ હોય છે તેમને એ દૃષ્ટિ સમજવી સમજાવવી કઠિન છે. પૂજાલાલના જીવનની પાયાની હકીકત

×આ કાવ્યના અંતનું વાકય લાંબુ છટાદાર છતાં કેટલું વિશદ છે? પૂરેવી અર્થને અતીવ પોષક નીવડયો છે.

*અન્ય સોનેટ "અગ્નિનું આવાહન" પણ કલાસિદ્ધિનું ઊંચું શિખર છે 'સખે રજનિ! આવ'ની જ ઉત્તમમાં જ ગણતરી થાય.

અલભ મનુજ દેહ લાભ પામી
નહિ મરણોન્મુખ માટીમાંહી રાચું;
હૃદયભર ભરેલ 'જાડય ,ધામી
અમૃત હું ચિન્મય રૂપ સાધું સાચું.
ક્ષણભંગુર ખોળિયે ચહું
પ્રભુની અક્ષરતા ચિરંતના,
મરણાલયમાં ય હું લહું
અનૂન પ્રાણ અનાદ્યનન્તતા.
વદે "જનમગાંઠ તો મરણથાંભલે બાંધતી,
વિમૂઢ મનુજાત્મને વિષયવેનગારે ગર્યા;"
વદું, અમૃત સાથ એ મૃત સ્વભાવને સાંધતી,
અકાળ ગમ કાળને લઈ જતી મુદાએ ભર્યા

(જન્મદિન)

વૈષ્ણવ ભક્તને વૈકુંઠ ગમતું નથી, કેમ કે ત્યાં નંદકુંવર નથી; આ ભક્તને વૈકુંઠ નથી ગમતું કારણ ત્યાં પ્રગતિ નથી. શાશ્વત અસંતોષથી, 'ઝળહળ ઝંખનઝાળ' થી જનમતો સતત પ્રયત્ન તેનો આનંદ અને પુરુષાર્થ છે. વસ્તુતાએ આનંદધામની યાત્રા એટલી લાંબી અને કઠિન છે કે મનુજ શાશ્વત અસંતોષ માટે જન્મ્યો લાગે એ એનું દુઃખ તેમ લહાવો છે; એ માર્ગે યાતના છે તો . વારાણસી પણ એ જ માર્ગે છે. સચ્ચિદાનંદ ઈશ્વરનું માનવને ઊભું આમંત્રણ કે તારી જડતા, વાસના પાપ ત્યજી મને ભેટ, એ શાશ્વત અસંતોષનું એક બીજ, તેની એક બાજુ છેઃ–

ક્ષુદ્ર કણી મૃત માટીની મારા ખોળામાં નાખો;
કાળજની લઈ વેદના મને વેચાતો રાખો.

(વેચાતો રાખો)

તારે કાજે દ્વાર મારાં અનંત
ખુલ્લાં છે સર્વ દિશાએ સદાનાં;
ચાહે ત્યાંથી આવ, હે ભાગ્યવંત !
મારે ધામે આભ ના આપદાનાં

(મારે દેશે આવ)

ભક્ત શ્રદ્ધાની દૃઢતાથી કહે છેઃ

આવીશ આવીશ તને શોધતો આવીશ હું
સુદૂર સોનેરી તારા ધામમાં
વેદનાના પારાવાર ભેટમાં લાવીશ હું
છલકાતા જીવનના જામમાં.

ત્યાગ તપ સેવા વિરહ આદિ સાધનનાં કષ્ટ તે શાશ્વત આનંદનું બીજું પાસું છે. આપણી વ્યક્તતામાં જે જડતા જડેલી છે તેને ફોડ્યા વગર, તેના ધર્મોને છેદ્યા વગર સિદ્ધિ નથી. સ્નેહનાં દુન્યવી સુખો, મમત્વો ને લાલચો, શંકા અને મતિભ્રમોથી ભક્તે પર થવું જોઈએ. (જુઓ 'પરમ ચુંબક') આ પ્રયત્નમાં વારંવાર પીછેહઠ, ઈશ્વરની અવકૃપા વિરહ આદિ જુદેજુદે રૂપે દેખાય. તે સ્થિતિમાં નામરટણ ઈશ્વરસ્તવન અભિમાનને ગાળી નાખે એવી આર્ત્ત પ્રાર્થના ભક્તને લાંબો વખત ટકાવી રાખે છે.

નથી ભવ્ય દ્વાર માત્ર છે બાકોરિયું રે,
કેમ સરશે ત્યાંથી આભ ખોળિયું,
વામન રૂપે કરજે પ્રવેશ બટુબારણે.

(અતિથિ)

તું પ્રેર, શુભ પ્રેર, વેગભર પ્રેર, અગ્નિ ! મને
ક્યાંયે વિરમ ના, વિરામ મુજને ય ના દે ક્યાંયે.

(અગ્નિનું આવાહન)

વિશ્વનું અધિષ્ઠાન, ગૂઢ તત્ત્વ, પરમ આનંદધામ વિશ્વદેવનો અને આ દિક્‌કાળગત રચનાનો યોગ કેવોક તે ફિલસૂફીનો બીજો મહાપ્રશ્ન છે. એ વિષય આપણા જ્ઞેય પ્રદેશની બહાર એટલે તેનું બે દૂ ચાર જેવું સમાધાન મળે જ શાનું ? કવિની, ભક્તની, સાધકની કોઈ ક્ષણની પ્રેરણાએ, અંતઃસ્ફૂર્તિએ, અપ્રમેય મનોવ્યાપારે, કલ્પના બુદ્ધિ તથા લાગણીની યુગપત્ જાગૃતિ અને એકત્રિત બળે પ્રજ્ઞાએ જે જોયું અનુભવ્યું અને ભાંગીતૂટી વાણીમાં ઉતાર્યું તે જ આ વિશ્વરચનાનું મોંઘામૂલ સમાધાન. સૂક્ષ્મ અસ્પષ્ટ સમજાએલી વાતને સમજવવા ભાતભાતનાં રૂપકોનો આશ્રય લેવો પડે; તે રૂપકોને વળગી રહીએ તો અર્થનો અનર્થ પણ થાય; તેમાં અસંગતિઓ ય હોય. જ્યાં આ વિષય પરત્વે આપણી અંતઃશક્તિને જાગૃત કરવાનું ફિલસૂફીની કવિતા જ સાધન છે, કેવળ તર્કપરંપરા નથી "શિવ," " વિશ્વદેવ " " સનાતન શિશુ," "ચિતારો," વગેરે કાવ્યોમાં આ દષ્ટિ યોગ્ય છે. વિશ્વદેવના મંદિરને આંગણે ઉષા સાથિયા પૂરે છે અને સન્ધ્યા આરતી ઉતારે છે. ચિતારો જ્યોતિની પીંછીને આનંદસિંધુમાં બોળી સીમામાં અસીમ રૂપ સર્જે છે. શ્રી અરવિંદની ભવ્ય કલ્પનાના શિવ – તિરોહિતચેતન વિશ્વનું જડ મૂર્ત સ્વરૂપ — " ભાલા જ્યોતિતણા અનાવૃત કરે ઓજસ્વી એ આકૃતિ," અથવા વિશ્વ સમુત્ક્રાન્તિનો પ્રહ્મા—

સનાતન શિશુ – પ્રભુ કરે લીલા નીજાનંદ લીન  
અનંત બૃહતતણા આંગણામાં, સુકોમલ પાયે  
માંગલ્યની રેખા આંકે, નૂપુરિયા નાચે નિશદિન  
અપૂર્વ સંગીતસૂરે, ચરાચર પુલકે ભરાયે  
દૂધિયાં નિહારિકાનાં લઈ ફીણ કમનીય કરે  
અજબ મારીને ફૂંક શીકરોએ છાઈ દે આકાશ.

# 'પારિજાત' ની સૌરભ

પ્રા. ડોલરરાય ર. માંકડ

ઈ. સ. ૧૯૩૧ માં જ્યારે રા. બળવન્તરાય ઠાકોરે 'આપણી કવિતાસમૃદ્ધિ' નામે અર્વાચીન ગુજરાતી કવિતાના પ્રતિનિધિરૂપ એક કાવ્યસંગ્રહ બહાર પાડ્યો ત્યારે આપણા કવિતાપ્રદેશનાં સામયિકોમાં પણ રા. પૂજાલાલનું નામ નજરે પડતું નહોતું. ઈ. સ. ૧૯૩૩ માં જ્યારે, કાલગણનાની દૃષ્ટિએ જેને આપણા નવતર કવિઓમાં પહેલા મણીએ એવા રા. સુન્દરમનું 'કાવ્યમંગલા' પ્રસિદ્ધ થયું ત્યારે હજી તો હમણાં જ માત્ર કેટલાંક સામયિકોમાં એમનાં દર્શન થવા માંડ્યાં હતાં. પણ ત્યાર પછીનાં આ પાંચ વર્ષના ગાળામાં એમનાં કાવ્યો ઘણાંખરાં બધાં જ શિષ્ટ સામયિકોમાં સતત આવ્યા કર્યાં છે. અને એ ગાળામાં એમણે પોતાની પ્રતિભાશક્તિથી આપણા શિષ્ટ વિવેચક વર્ગના મન ઉપર કોઈ અપૂર્વતાની છાપ પાડી છે. આમ જેની કવિતાના સ્થૂળ શબ્દદેહનો આવિષ્કાર આ છેલ્લાં પાંચ વર્ષ થયાં જ થયો છે, છતાં જેનો સૂક્ષ્મ કાવ્યમાનસવિકાસ ઈ. સ. ૧૯૩૩ ની કે ૧૯૩૧ ની પહેલાના સ્થિતિસંયોગે જ અટકી પડેલો, પહેલી દૃષ્ટિએ, લાગે છે એવા રા. પૂજાલાલ રણછોડદાસ દલવાડીના 'પારિજાત' [1] નામે આ પહેલા કાવ્યસંગ્રહને સત્કારતાં મને ઘણો જ હર્ષ થાય છે.

રા. પૂજાલાલનો આ કાવ્યસંગ્રહ, ૧૯૩૩ પછી બહાર પડેલા નવતર કવિઓના કાવ્યસંગ્રહો સાથે વાંચતાં ઘણાં મેં વિશિષ્ટ લક્ષણો

૧. પ્રવેશક ઉપરાંત આ પુસ્તકમાં આપેલાં પાદટિપ્પણો પણ રા. બળવંતરાય ક. ઠાકોરે લખ્યાં છે અને મુખપૃષ્ઠનું ચિત્ર રા. કૃષ્ણલાલ ભટ્ટનું છે એમ સ્પષ્ટ કરવાનું મૂળમાં રહી ગયું છે એમ કર્તા જણાવે છે તે અહીં નોંધું છું. આ પુસ્તકના સોલ એજન્ટ શ્રી અરવિંદ કાર્યાલય, આણંદ. રૂ.૧.૦ રૂપિયા બે અને પ્રકાશનમાસ સપ્ટેમ્બર ૧૯૩૮ છે.

ધરાવતો જણાય છે. એટલે કેટલીક વિગતોમાં ઊતરીને એની તપાસ કરવાનું અહીં ધાર્યું છે. આશા છે કે એમાં આવશ્યક એવું લંબાણ નિરર્થક નહિ લાગે.

## ૧. વિષયદૃષ્ટિએ

વિષયદૃષ્ટિએ, ભક્તિ-પ્રાર્થના, તત્ત્વચિન્તન, કવિ – કવિતા, રાષ્ટ્ર-પ્રેમ-સ્વાતંત્ર્ય, પ્રણય-પ્રણયિની વગેરેને લગતાં કાવ્યો તેમ જ ભૌગોલિક, ઐતિહાસિક, કૌટુમ્બિક, સામાજિક, પ્રાકૃતિક, પ્રાસંગિક અને આદર્શપર્યવસાયી કે બોધપર્યવસાયી કાવ્યો તેમ વળી બેચાર સાવ હળવી કલ્પનાનાં કાવ્યો પણ આ સંગ્રહમાં દેખાય છે.

આમાંથી ભક્તિ-પ્રાર્થના અને તત્ત્વચિન્તનનાં કાવ્યોની સંખ્યા આ સંગ્રહમાં વધારે દેખાય છે. કુલ ૧૨૧ કાવ્યોમાથી પાંત્રીશેક કાવ્યો આ પ્રકારનાં છે. આ કાવ્યો વાંચતાં જ જણાય છે કે કવિનું હૃદય તત્ત્વતઃ ભક્તહૃદય છે. ભક્તહૃદયને સહજ એવા તન્મયતા સર્વસમર્પણ, નિર્મમત્વ, દીનતા, શ્રદ્ધા, શુચિતા તથા પ્રસન્નમુદ્રાદિ ભાવો આ કાવ્યોમાં સ્થળે સ્થળે દેખાયા કરે છે.

(૧) મમત્વે મૂઢનાં ઊણાં અર્પણો ને અનર્પણો. પૃ., ૨

(૨) શરીર, મન, પ્રાણ, સર્વ મુજ, દેવ ! ખેંચો તહીં. પૃ ૧૪

(૩) લહું પુલક અંગઅંગ તવ શબ્દના સ્પંદથી,
પ્રભાવ પ્રસરે ઉરે અકળના કળાતંત્રનો : પૃ ૯

(૪) તારી સમીપે જ રહું સદા હું;
ક્ષણે ય વિચ્છેદ ન થાવ આપણો, પૃ. ૮૩

(૫) તારા નામમાં તમામ 'હું' 'મારું' ગળી જજો
અકલંક શ્રીમયંક, ચિદાકાશે ખીલજો. પૃ. ૮૬

વગેરે ગ્રન્થોમાં તથા 'રાત્રિની પ્રાર્થના,' 'વસન્તોત્સવ,' 'આશિષ આશિષ,' 'શું આપું ?' આદિ કાવ્યોમાં ઉપરના જુદાજુદા ભાવો સશક્ત થયેલા જણાશે. આ વર્ગમાં ઉત્તમ અને આ આખા કાવ્યસંગ્રહમાં પણ અત્યુચ્ચ પ્રતિનું જણાય છે તે 'સનાતન કુમારિકાને'માંની નીચેની લીટીઓમાં, કેમ જાણે, આ બધા ભાવોને એકત્રિત કરીને મૂક્યા હોય એમ લાગે છે.

કુમારી ! નહુ હું પુનર્જન્મ, શ્રીપાદપદ્મગે
દ્યાનું દુઃખોના અંધાર, ધરું મોની કલ્પના
નમતા નેનાએ, તવ ચરણની તારકરજે
સમર્પું સર્વાત્મા, ગ્રહણ કર તારા પ્રણયના
દયાદાનોમાં હે શુચિ કિરણ, મારા મળ ટળે,
કુમારાં પાવિત્ર્યો આણ બણ, ગુણે સુન્દર સજે ! પૃ. ૭

આ ચરણો આપણા ભક્તિકાવ્યસાહિત્યમાં ચિરકાળ ટકે એવાં છે. ન્હાનાલાલના 'પ્રભો અન્તર્યામી'ની પેઠે આ કાવ્ય પણ આપણા અર્વાચીન ભક્તિપ્રધાન ગ્રન્થોમાં વાંચીજ ઊંચી સ્થાન છે. ખરેખર, અહીંના આ બધા ભક્તિકાવ્યોને સમગ્ર દૃષ્ટિએ જોતાં તેમાં, પોતાની ઇષ્ટદેવતામાં તદ્રુપ થવાને મથતું, એની પાસે આત્યન્તિક દૈન્ય અનુભવીને સર્વસમર્પણ કરવાને તત્પર રહેલું, એને મેળવવા ભક્તહૃદયને સહજ એવી આતુરતા સેવતું અને એમ કરતાં શ્રદ્ધાવાન બનતું, મમત્વહીન મળહીન થઈને પુણ્યશીલ મગ્નતાને ધારણ કરતું તથા અન્તે પ્રસન્ન આનન્દો નામમાં મગ્ન થઈ જતું પરમધન્ય ભક્તિનું હૃદય તેમાં ધબકયા કરે છે એમ લાગ્યા વગર રહેતું નથી. બલવન્તરાય ઠાકોરે સૂચવ્યું છે[૨] તેમ એક્ટી પેઢી સુધી ભક્તિરસથી ઊણા રહેલા આપણા નવ્યસાહિત્યને, ખાસ કરીને આ

[૨] શા ઠાકોરે નથી જણાવ્યા છતાં એમ કહેવું જોઈએ કે 'નવવમંદિર આવો,' 'એક જ દે ચિનગારી' જેવાં ટૂંકાંછતાંયે ભક્તિકાવ્યો આપણને મળ્યાં છે ખરાં.

ક્ષણે જ્યારે 'નમું તને પથ્થરને ? નહીં, નહીં' ના કાવ્ય જેવું માનસ કેળવાનું બને છે ત્યારે એ રસથી લસલસતા કાવ્યો આપનાર આ કવિ જરૂર આત્મમન્થાન છે.

આ વિભાગમાં વિશ્વસમુત્ક્રાન્તિના ( Cosmology ) તેમ જ શુદ્ધ તત્ત્વચિન્તનના કાવ્યો પણ છે 'સનાતન શિશુ'માં પહેલાં નિહારિકા, પછી તારાઓ પછી ચંદ્ર અને પછી 'અવનના ભવચિન' કાળના પડદા ઉપર અંકાય છે એમ ગણીને નિહારિકાથી માંડીને મનુસૃષ્ટિ સુધીનો સૃષ્ટિક્રમ આલેખ્યો છે આ સર્જનક્રમમાં જો કદાચ ભૂલ થાય તો એ ભૂલને ધોવાને માટે પ્રલયનું સર્જન થાય છે એમ કવિ કલ્પે છે પ્રલયોત્તર સ્થિતિમાં વિશ્વસર્જનનું અંતિમ તત્ત્વ 'અનંતની રચી સજ્જા કરે તેના ગહન શયન' એમ કહીને કવિ વિષ્ણુની ક્ષીરસાગર–શય્યાનું રહસ્ય સમજાવે છે એ સ્થિતિમાં એક જ ભાવ ( existence ) હોય છે તેનું વર્ણન કવિએ 'ચૈતન્ય જ્યોતિની ગંગાધારાના ત્યાં અંકાયે અયન' એમ કહીને કર્યું છે આમ જે અંતિમ ચૈતન્યજ્યોતિરૂપે વિલસે છે અને જે ઉપરનોધ્યા ક્રમથી લક્ષિત થાય છે તે 'શિશુ–પ્રભુ' સર્વ પ્રકૃતિતત્ત્વ ઉપર સંપૂર્ણ સત્તા જમાવે છે, એટલે કે સર્વ પ્રકૃતિતત્ત્વોમાં એનો આવિષ્કાર થાય છે આ કાવ્યમાં માત્ર સમુત્ક્રાન્તિનું ચિત્રણ છે, છતાં એ કેટલું તાત્ત્વિક છે એ તો એમાં સમાઈ જતા પ્રાચીન ઉપનિષદ્–પુરાણના અને અર્વાચીન વિજ્ઞાનના ભાવોને આપણે પૂર્ણ પકડી શકીએ ત્યારે જ સમજાય 'મનુપ્રભુ'માં કવિ, બ્રહ્માંડ અને મનુષ્યના સમ્બન્ધનું ચિત્ર દોરે છે અનન્ત બ્રહ્માંડમાં જન તો શૂન્ય જેવો છે એના ક્ષુદ્ર મનુષ્યમાં પણ પરમાત્માના અંશરૂપ આત્મા છે; તેથી એ મનુએ ચરાચરને પોતામાં લીન કર્યું છે. પામર એવો આ મનુ

> દેખાય વામન છતાં ય ત્રિલોકકેરો
> માપે મહાપટ પદત્રયવિક્રમે એ,
> ઉદ્દામ મત્સુગન્ધ જીવનસાગરે એ
> જતાંસનો અમૃતનો મહિમા અનેરો ૫ ૬૫

રેક કાવ્યનું મંડાણ છે. ભક્તિ અને તત્વજ્ઞાનમાં તો એનું પ્રાધાન્ય હોય જ, પણ એ સિવાયના બીજા વિષયોમાં પણ સદાસર્વદા આ શુચિતાની પરિમલ તો હાજર છે જ. એનો કુટુમ્બભાવ જુઓ કે રાષ્ટ્રભાવ, એનું પ્રકૃતિ તરફનું દૃષ્ટિબિન્દુ જુઓ કે ભૂગોલેતિહાસાદિ તરફનું, એના આદર્શો ઉપદેશો અને બોધ જુઓ બધે જ કલ્યાણકારી પુણ્ય ભાવનાનું અસ્તર પ્રત્યક્ષ થશે જ.

તો એનાં કૌટુમ્બિક કાવ્યો લઈએ. કાવ્યસંખ્યાંક ૯૯ થી ૧૦૨ અને ૧૦૬ થી ૧૦૯ સુધીમાં કૌટુમ્બિક અને સામાજિક ભાવોનું નિરૂપણ થયું છે. તેમાં પત્ની, માતા, પિતા અને દાદા એમ ચાર કૌટુમ્બિક વ્યક્તિઓ વિશે કવિએ પોતાની ભાવવ્યક્તિ કરી છે. દરેકના સમ્બન્ધમાં એમનો આદર્શ આર્ય છે. પત્ની પહેલાં અતિથિની બનીને આવે છે; પણ કવિની ભાવના તો એવી છે કે તે 'અનુપા સખી' અને 'રમેશ્વરી દેવી' બની રહે. દેવી એટલે અસ્પૃશ્યા, ઉચ્ચ સિંહાસને બિરાજમાના એવી કોઈ મૂર્તિ નહિ, પણ રસની દીક્ષા આપનારી પરમ રમેશ્વરી; મારે તો કવિ કહે છેઃ

> દેવી ! આવો, પરમ પ્રણયોલ્લાસરંગી વિમાને
> સાથે સાથે ગગન સરીએ; ત્યાં અનંત પ્રકાશે .
> મુક્તાનંદે અનુપ નવલા સ્નેહનાં ગીત ગાતાં
> સત્સૌન્દર્યે સુરભુવનમાં હીંચીએ નંદનોમાં. પૃ. ૨૫૦

આમ પત્ની તે સખી અને દેવી પણ છે અને એનો અભેદભાવી સહચાર આ ધામમાં તેમ પરમ શાશ્વત ધામમાં પણ ઇષ્ટ છે. ૧૦૬, ૧૦૭ અને ૧૦૮ સંખ્યાંકનાં કાવ્યો, કૌટુમ્બિક ભાવોને નિરૂપતાં હોય એવાં આપણાં આજ સુધીનાં બધાં કાવ્યોમાં યે દીપી ઊઠે એવાં છે. પહેલાં બેમાં અન્તર્ગૂઢ પણ ઘનવ્યથ કરુણનો ઝરો જ વહ્યા કરે છે. બન્નેમાં અકાલે થતું કર્તવ્યભાન કર્તાના શોકને ગાઢતર બનાવે છે. બન્ને કાવ્યોમાં, જાગ્રત થયેલા કર્તવ્ય-

રક્તરુપ બની વ્હેતા નાડીમાં પ્રાણ જેમના
તેમનાં સ્મરણોમાત્ર મેવવાનાં રહ્યાં હવે! પૃ. ૧૫૭

– થી શરૂ થતું અને

કષ્ટો વિવિધ રે! વેઠ્યાં દળની દીનતાતણાં;
કૃચ્છ્રચાંદ્રાયણો કેવાં ફળ સૌ અર્પિયાં મને.
ને વિમૂઢ અને મેં હા! નિષ્ઠુરે રાજ ભોગવ્યું!
પિતાના દુઃખદ્દહાડાની ભણીયે જોયું ના જરી!
જડ હૈયું હવે જાગ્યું! જાગ્યું ના જાગવા સમે:
પિતાની ભસ્મને દેવા અંજલિ નયનો ઝખે!
ક્ષમા તાત! ક્ષમામાં રે આપનું આયખું ગયું!
અંતરાત્મા નથી દેતો ક્ષમા કિંતુ બળ્યો ઝળ્યો પૃ ૧૫૯

વગેરે ચરણોમાં છે તેવા કરુણગર્ભવાળુ એ પિતૃતર્પણનું કાવ્ય આપણા સાહિત્યમાં ચિરકાળ ટકો! તો

ગયા દાદા વ્હાલા, પ્રતિનિધિ ગઈ પેઢી ભરના!
ગળ્યો કાળાબ્ધિના જળમહીં મહાડુંગર ગળ્યો!
ગઈ મીઠેરી એ હૃદય હરિયાળી ઊડી ગઈ!
ભલાઈ, ભોળાઈ ગઈ! પ્રણયવેલી ગઈ બળી!
હવે તો દાદાઓ દુરલભ થયા, દારુણ સમો
અકાળે બાળો જ્યાં કરમઈ જતાંઃ શી રીત તહીં
"
ચહે વાસો દાદા? શિશુસુમનિયાંને લઇ સુખે
ખિલાવીને ખીલે અમરત-રમ્યા નંદન વિષે પૃ ૧૬૬

જેવા આદર્શોથી અંકિત પંક્તિઓવાળું 'દાદા' નું કાવ્ય કૌટુમ્બિક જીવનની મહત્તા આપણી પાસે જીવંત સ્વરૂપે રજૂ કરે છે. 'આર્ય વિધવાને' કાવ્યમા પણ શુદ્ધ આર્યભાવના જ વહે છે. એ આદર્શ એની પહેલી લીટીઓમાં જ વ્યક્ત થાય છે:

ગંગાસ્વરૂપ વિમલા વિધવા નમું હું,
સંસાર પાવન કરંત વિભૂતિ છે તું;
તું તો તપસ્વિની વ્રતો કપરાં નિવેશી
છે શાન્ત, દાન્ત, શુચિતા થકી વંદનીયા. પૃ. ૧૬૭

એવી આર્યવિધવા તરફ પણ કવિને ભક્તિભાવ જ ઊભરાય છે અને તે કહે છે:

અખંડ શુચિતાતણાં જલ વહંત મંદાકિની
નમું હું, વિધવા! તને વિમલ જ્યોત આ લોકની! પૃ. ૧૭૧

આમ પ્રણયિનીમાં, માતામાં, પિતામાં, દાદામાં અને વિધવામાં કવિના આદર્શની વિમલતા આપણને દેખાય છે.

પ્રકૃતિકાવ્યો જોઈએ: ૪૪–૪૭ અને ૧૧૦–૧૨૦ એમ પંદરેક કાવ્યોને આ સંગ્રહનાં પ્રકૃતિકાવ્યો કહી શકાય. આ કાવ્યોમાંથી ઘણાં અન્યોક્તિ પ્રકારનાં છે: તેમાં પ્રકૃતિમાં કવિ માનવધર્મ આરોપે છે તથા પ્રકૃતિની લીલામાંથી કવિ માનવને પાળવા લાયક અને અનુસરવા લાયક ધર્મોને તારવી કાઢે છે. ૪૪ મા કાવ્યમાં સાગરને કલ્યાણવિભૂતિ એટલે 'નમણી નમ્રતા'ની વિભૂતિથી ભરપૂર ગણ્યો છે; તેથી નમ્રતાનો, ૪૫ મામાં સાગરનું પોતે લીધેલ ઋણ ફેડવાની મેઘની સમજણ તથા તત્પરતા બતાવ્યાં છે; તેથી ઋણમોચનનો, ૧૧૧ માં ગ્રીષ્મની વાદળીને પોતાની સ્વલ્પતાનો સહુ ઉપહાસ કરે તો પણ પોતાના 'છાયા જળ' કોઈના તપ્ત શિરે લગીરેક ટાઢક કરવાનો અને પછી 'ગ્રીષ્મતણા પ્રકોપે ગળી જવામાં ધન્યતા' માનવાનો નિશ્ચય કરતી વર્ણવી છે; તેથી પરોપકાર અને સર્વસમર્પણનો અને ૧૧૬ મામાં અશક્તિ છતાં, અને તેવાં ઝરણાં સમુદ્રને અર્પણ કરતા પહાડને વર્ણવ્યો છે તેથી ભક્તિનો – એમ વિવિધ પુણ્યશાળી ભાવોને કવિ પ્રકૃતિતત્ત્વોનો આશ્રય

લઈને વ્યંજિત કરે છે 'સુરપાણનો ધોધ' જેવાં શુદ્ધ પ્રકૃતિકાવ્યમાં પણ એનો ભક્તિભાવ ઊભરાઈ જાય છે :

નાનો ધોધ જહાં અહીં પ્રકૃતિની શક્તિ ભરી રાજતી ?
મર્ત્યોના બલગર્વને રમતમાં ખંડી રહી ગાજતી !
ક્યાં સિંધુ, કહીં બિંદુ ? માનવતણી મૂર્ખાઈ જાતી ગળી,
ભક્તિથી શિર નમ્ર શ્રીભગવતી–પાયે પડે ત્યાં ઢળી. પૃ. ૧૭૪

'વસંત' માં પણ કવિના મનની વિમળતા જણાઈ રહે છેઃ

વસંત આવો હસંત, અંતરકુંજ કરો વિમળા વિકસંત,
શોક જર્જરિત ઇહ જીવનમાં રમો અમર યૌવન વિલસંત. પૃ. ૧૮૪

રાષ્ટ્રપ્રેમ–સ્વાતંત્ર્યપ્રેમાદિનાં કાવ્યો જોઈએ. એવાં કાવ્યો આમાં નેરેક છે. 'સ્વાતંત્ર્યનું પંખી' નામે કાવ્યમાં કવિ પોતાની સ્વાતંત્ર્યની ભાવના નિરૂપે છેઃ

વિહંગ તહીં સ્વાર્પણાગ્નિ પર નીડ બાંધી દર્યું;
અપૂર્વ સુખશાંતિસુરતણું રાજ્ય ત્યાં વિસ્તર્યું. પૃ. ૩૮

સ્વાર્પણ વગરની સ્વતંત્રતા નકામી છે, એ બન્ને અવિભાજ્ય છે, સ્વાર્પણ કરવાને તૈયાર હોય તે જ સ્વતંત્રતા મેળવી શકે. મરણ વખતે અને તે પછી પણ પોતાની જન્મભૂમિની જ ઝંખના રાષ્ટ્રપ્રેમીને રહે છે. તેનું નિરૂપણ ૩૧ મામાં છે. 'લોકપ્રકોપ' અને 'કસમયે આંતરકલહો' એ બે કૃતિઓ અન્યોક્તિઓ છે. લોકપ્રકોપથી પહાડો પણ પાતાળજાડરે પચી જશે એમ પહેલામાં અને તરુઓ ગ્રીષ્મમાં આંતરકલહ કરે તે ઠીક નહિ, વર્ષામાં એવાં જમકલાં કરે તો હજી યે એ નભી શકે એમ કહીને શત્રુનાં દળવાદળ ઘેરાયાં હોય ત્યારે આંતરકલહ ન જ શોભે એમ બીજામાં સૂચવે

છે પણ આ વર્ગનાં કાવ્યોની કલગીશાં અને આપણાં હમણાં તો નદીપૂરવેગે રચાતાં જતાં અનેકાનેક રાષ્ટ્રગીતોમાં પણ માનભર્યું સ્થાન પ્રાપ્ત કરે એવાં 'ભારતસ્તવન' માં સંસ્કૃત પુરાણાન્તર્ગત સ્તોત્રશૈલીના ઉત્તમાંશો મૂર્ત થયા છે:

> નમું ભારત માતા હે! નમું માંગલ્યરૂપિણી!
> નમું સૂર્યપ્રભાસિક્તા વેદગાથાપ્રસારિણી! પૃ. ૯૮

–થી આરમ્ભ પામતુ, પ્રકૃતિનાં વિવિધ સ્વરૂપોની સમૃદ્ધિ ભારતની સેવામાં સદૈવ હાજર રહે છે એમ વર્ણવતું:

> પંચ દિવ્ય વિભૂતિઓ–સત્ય શ્રદ્ધા, પવિત્રતા,
> ભક્તિ સમર્પણે લીના, અભીપ્સા સ્થિર–જ્યોતશી,
> વિલસે તવ આત્મામાં પૂર્ણતા પ્રગટાવતી,
> પ્રભુની દિવ્ય લીલામાં તાલે તાલે ભળી જતી. પૃ. ૧૩૯

વગેરેથી એની નૈતિક સંપત્તિ દર્શાવતું અને અન્તે:

> હો દેહ, હો પ્રાણ, અંતરાત્મા હજી પરે;
> એક અંજલિએ સર્વ અર્ધ્ય તારે પદે હો

–થી સમર્પણશૈલીના ભક્તિમાં પરિણમતું આ કાવ્ય આપણાં રાષ્ટ્રકાવ્યોમાં તેમજ ભક્તિકાવ્યોમાં યે સારી પંક્તિ મેળવે છે.

આ વિભાગના બે કાવ્યો તો પ્રેમાનન્દ–વલ્લભ પિતાપુત્રની યાદ દેવરાવે છે, જ્યાં

> જન્મપૂર્વે પણ જે ગિરાતણી
> અર્થસિદ્ધિ થઈ રક્ત અંતરે
> સિદ્ધિ તેહ નિજવાણીવાહને
> લભ્ય થાય, ન પરાઈ વાણીમાં,

ભાષા ભાષાતણી ભિન્ન ભિન્ન પ્રકૃતિ જાણવી;
સિદ્ધિ સંભવતી રહેજે સ્વસ્વભાવાનુસારિણી. પૃ. ૧૨૭

—થી માતૃભાષાભક્તિને વ્યક્ત કરતા ' માતૃભાષા ' નામે કાવ્યમાં વલ્લભનાં દર્પ અને ભડાઈખોરી નથી, પણ નમ્રતા અને ભક્તિની સાથે માતૃભાષાનાં સ્વરૂપનું સત્યશોધન છે.

નથી શરદપૂર્ણિમા વિશદ અત્ર છો વ્યોમમાં
ગિરિ'અર વિશે પરંતુ પ્રિય ગુર્જરીની રમે
પ્રસન્ન મુખકાંતિ, જોડ નહિ જેની કો ભોમમાં.
અહો! વદન વ્હાલું એ – સરસ જ્યોત્સ્નિકા શી ઝમે! પૃ. ૨૨

– વાળા ચરણોયુક્ત કાવ્યમાં કવિનો ગુજરાતભક્ત આત્મા દેખાય છે.

બીજા ગૌણવિષયોને નિરૂપતાં કાવ્યોમાં કેટલાંક સુન્દર છે. છતાં તેને તજી દઈને હવે આપણે 'પ્રિયા કવિતાને' નામનું ખંડકાવ્ય જોઈએ. એમાં કવિએ કવિતાની સાથેનો પોતાનો સદ્ચાર અન્યોક્તિરૂપે વર્ણવ્યો છે. ભજનીય અને ભક્તની વચ્ચે જેમ ઉપાસ્યોપાસક અને સેવ્યસેવક ભાવ દેખાય છે તેમ જ પ્રિયપ્રેયસીભાવ પણ કેટલીક વખત પ્રતીત થાય છે. અહીં કવિ, પોતાનાં અતીત, વર્તમાન અને અનાગત કાવ્યોની ભાવનામૂર્તિને સાકાર કલ્પે છે અને એની સાથેનો પોતાનો પ્રિયપ્રેયસીનો ભાવ વર્ણવે છે. આ એની કવિતપ્રિયા એના પ્રિયનું હૈયું રજેરજ જાણે છે. કવિ જ કહે છે:

તું એક મુજ અંતરંગ સહુ જાણનારી સખી!
ન ગુપ્ત તુજથી કશું ય હૃદયે કદી સંઘર્યું,
ન અન્ય કહીં યે જઈ ઉર કદી ય મેં ઠાલવ્યું;
કહે, અનુભવ્યો કદી તુજ સમીપ સંકોચ મેં? પૃ. ૬૬

ચિરસહચારે વિશ્વાસ કેળવાતાં સંકોચ રહે જ ક્યાંથી? એવા વિશ્વાસના

જનક 'અણઈ સહવાસમા તરંગને રંગ્યા શા દિનો' આવું હૃદયૈક્ય થયા પછી કવિ કહે છે કે મારા ચિત્તની સહુ વાતો તને હું કહેતો, પણ કેવી રીતે?

તને પળપળે કને હું બની મુગ્ધ બોલાવતો,
અડોઅડ ઉછંગમાં પ્રણયિની! લઈને તને
કથા મુજ પ્રવૃત્તિની શ્રવણ નાદરે રેલતો:- પૃ ૬૮

મારી પ્રવૃત્તિની કથા — મારા તરંગ, મારા ગીતો, આદર્શો અને અપૂર્ણ અનુભૂતિઓ બધું હું તારી આગળ બોલતો અને પછી તો, જીવનભરના આ પળેપળના સહચાર કવિ પોતાની કવિતાપ્રેયસી સાથે, દિવસમાં અને રાત્રિમાં, વનમાં અને ઉપવનમાં, વસંતમાં અને વર્ષામાં, આર્તજનના દુ:ખમાં અને સુભાગીના સુખમાં – એમ જીવનના સકલ દેશોપદેશોમાં વિહર્યા કરે છે તેનું આ આખા કાવ્યમાં, રા. ઠાકોર નોંધે છે તેમ 'મુદામય મુદાપ્રેરક' વર્ણન છે એ ધન્ય વર્ણનપ્રવાહનું જોશ એટલું તો પ્રબળ છે કે સ્થિતપ્રજ્ઞશા આ કવિ પણ ઘડીક તો ભાન ભૂલીને પ્રેમોન્માદના રસબિન્દુઓ ઊછળ્યા પડે છે અને કહે છે.

કપોલ અડતા કપોલ, શિર સ્કંધ મારે ધરી
રહો તું, કરવલ્લરી રણકતી ગ્રીવ કંકણે
વિંટાળી મુજ કંઠમાં — અમર પ્રેમના અંધમાં
દૃગે ઊઘડતે ઉરે પ્રણય — અંકમાં તાહરા
ધરી શિર નિમેષહીણું, તવ વદની પૂર્ણિમા
નિહાળત રસપ્રદેશ ગમ સ્વપ્ન પાંખે સરું,
લપાવી મુજ પાંખમાં વિલસતી કળા તાહરી
સિંચાઈ અધરામૃતે સુખસમાધિમાંહિ ગરું પૃ

આને અન્તે કવિ પ્રાર્થે છે.

પ્રભાતપટરંગિણી, હૃદયનંદિની, તું ઉષા
સદૈવ ઉઘાડજો જીવનના પ્રફુલ્લાનના

અખંડ શિવ દર્શને, પરમ મંગળે પ્રેરજે, . . .
પ્રિયે ! તું થઈ ઓતપ્રોત મુજ જીવને જન ભળી;
મહા અરવ શૂન્યમાં ય મુજ સંગ - રહેજે હળી. પૃ. ૭૪

આવું આ વસ્તુ આ કાવ્યમાં કોઈ અપૂર્વ પ્રસન્નોજ્જવલ શૈલીએ શબ્દાવતાર પામ્યું છે. એનો વર્ણનવૈભવ જુઓ :

(૧) ધ્વજો ફરફરે જહીં હરિત વૃક્ષ ઉત્તુંગના
મહા ગગનરાજને પવન નાખતા વીંઝણા; પૃ. ૭૦

(૨) વસંત સખી તાહરી રસિક રમ્ય શૃંગારના
કળાકુશળ હસ્તથી મધુર ગંધથી મ્હેકતી
લઈ કુસુમમંજરી ગૂંથત વેણી તારી પ્રિયે ! પૃ. ૭૧

(૩) અષાઢ ઘન આવતો ગડગડાટથી ગાજતો.
દશે દિશ હસંત હાસ્ય ચપલાતણું વેરતો,
દયાળ જગદેવની કરુણ ધાર વર્ષાવતો. પૃ ૭૨

(૪) સમસ્ત દિન ચેતનામય પ્રકાશ વર્ષી રવિ
તજી જગ કૃતઘ્ન જાય પળ થોભી અસ્તાચળે,
વિરક્ત મુખ ભેખ ધારણ કરંત સંન્યાસનો. પૃ. ૬૯

એની અલંકારસમૃદ્ધિ (યમકાદિની) જુઓ :

(૧) **ભયંકર** ભવાબ્ધિમાં તું તરણી બની ભાહરી,
**તરંગ**તુરંગે **ધસંત** તુચ્છકારતી મૃત્યુને;
**સરંત** સુખ મ્હેલથી ગહનસિંધુની સૂરતા — પૃ. ૬૬

(૩) **વિરામ** તવ **નામ,** પ્રેમ તવ **કામ**નાસિદ્ધિ સૌ, પૃ. ૬૮

(૪) કરંત રસરૂપ; પુષ્પમય **પુંજમાં**
કરે ભ્રમર **ગુંજના;** મધુર ગંધ નિઃશ્વાસને
વહી પવન જાય ડોલત પ્રમોદના **પૂરમાં;** પૃ. ૭૦ – ૭૨

(૫) સુવાડી સરિતા તટે મરમરંત હોડી કને,
બધાં ગગનગર્ભથી ઝરમરંત ઝાંયો તળે, પૃ. ૭૨

પણ કેટલું ટાંકવું ! અથેતિ સુસંશ્લિષ્ટ આ કાવ્યમાંથી છૂટક અવતરણો આપવાં જ નકામાં છે. ઉત્તમ શિષ્ટ ખંડકાવ્યમાં જોઈએ એવું 'કયું' તત્ત્વ આમાં નથી ? એમાં હૃદયને ભાવોચ્છ્વસિત હેલે ચડાવતો ગગનાતીતગામી કલ્પનાવિહાર છે, એમાં અલભ્ય સ્નેહાદ્વૈતપ્રાપ્તિએ ધન્યતા અનુભવતા હૈયાનું આનન્દોલ્લસિત સૌમ્ય ઊર્મિવદન છે અને એમાં ઝાંખાં અભ્રવસનમાંથી ક્યારેક બહાર નીકળી આવતા લલિતશીતળચન્દ્ર જેવો કમનીય ગૂઢાગૂઢ વિચારધ્વનિ પણ છે. વળી એમાં મુક્ત પૃથ્વીછન્દનો વિજય છે. કાવ્યાત્મા એવા શાન્તપ્રસન્ન શૃંગારની સાથે અવિનાભાવે રહેલાં માધુર્યપ્રસાદનો પણ એમાં વિજય છે. સુભગ અનુપ્રાસ અને યમક તો એક બીજા સાથે સ્પર્ધા કરતા આ કાવ્યમાં સ્થાન મેળવીને પોતાને કૃતાર્થ થયેલા સમજે છે. અને આખા યે કાવ્યમાં અથેતિ વહેતું અદ્ભુતાનંદનું ઝરણ સહૃદય વાચકને પોતાના શીતલપુનિત શીકરે સતતપણે સીંચ્યા કરે છે. એમાં નિમજ્જન કરતાં, વાંચનાર રોમાંચિત બનીને ગૂઢ એવા, માનવમનોબુદ્ધયતીત એવા ચરાચરને ભરીને વહેતા પારાવારને સાકાર કરે છે. એવાં કાવ્યો ગુજરાતી સાહિત્યમાં બીજાં કેટલાંક છે?

## ૨. કાવ્યપ્રકારોની દૃષ્ટિએ

કાવ્યપ્રકારોની દૃષ્ટિએ આમાં સૉનેટો તો છે જ. ઉપરાંત આમાં મુક્તકો, સંદાનિતકો, અન્યોક્તિઓ, પ્રકૃતિકાવ્યો, પ્રસંગકાવ્યો, ખંડકાવ્ય, ભજન – પદ – સ્તોત્રાદિને પણ પ્રતિનિધિત્વ મળ્યું છે.

એ બધાંમાં સૉનેટકૃતિઓનું પ્રાધાન્ય છે, કેમકે કુલ ૨૨૧ કાવ્યોમાંથી ચોપન આ પ્રકારનાં છે. આ ચોપન સૉનેટોમાંથી ૧૧ ઇટાલિયન બંધારણનાં, ૯ શેક્સપીરિયન બંધારણનાં અને બાકીનાં ૩૪ અનિયન્ત્રિત અથવા મિશ્ર બંધારણનાં છે. આ સૉનેટોને

તપાસતાં એમ લાગે છે કે કવિએ સૉનેટમાં અન્ત્યયમકનું[2] નવ્ય માન્ય કર્યું છે. ૧૯૩૪ની પછી રચાયેલા આ સંગ્રહનાં એકે સૉનેટમાં અન્ત્યયમકનો અભાવ નથી. આમાંથી શુદ્ધ શેક્સપીરિયન અન્ત્યયમક ૨૦ કાવ્યોમાં છે ને મિશ્ર શેક્સપીરિયન અન્ત્યયમક ૭ કાવ્યોમાં છે.[3] શુદ્ધ ઈટાલિયન અન્ત્યયમક એકમાં, મિશ્ર ઇટાલિયન અન્ત્યયમક ૨૦ કાવ્યોમાં છે.[4] બાકીનાં ૭ કાવ્યોમાં અન્ત્યયમકની કોઇ ખાસ યોજના નથી. ગુજરાતીમાં સૉનેટકૃતિઓનું આટલું વૈવિધ્ય બીજા કોઇપણ એક કવિએ હજી સુધી તો આપ્યું નથી. આ કવિએ ૩૧ સૉનેટો પૃથ્વીમાં, ૭ શિખરિણીમાં, ૬ શાર્દૂલ-વિક્રીડિતમાં, ૩ અનુષ્ટુપમાં, ૨ સ્રગ્ધરામાં, ૨ વસંતતિલકામાં અને ૨ ઉપજાતિમાં રચ્યાં છે. સૉનેટને માટે આપણા બધા છંદોમાંથી પૃથ્વી અનુકૂલતમ છે એમ હવે સિદ્ધ થયું ગણાય. અહીંના પ્રયોગો ઉપરથી એમ પણ જણાય છે કે અર્થગામ્ભીર્યની દૃષ્ટિએ ચૌદ – અક્ષરી છન્દથી ઓછા અક્ષરમાપવાળા છન્દો આ કાવ્યજાતિને ઓછા અનુકૂળ થાય એમ લાગે છે. અષ્ટાક્ષરી અનુષ્ટુપનાં બે ચરણોનું એક ચરણ ગણી લેવામાં તો આખા યે છન્દઃશાસ્ત્રની અવહેલના છે, કેમકે એ છન્દમાં ચરણાન્તે દલયતિ આવશ્યક છે તેને કોઇપણ રીતે અવગણી ન શકાય. વળી આ કવિએ જુદા જુદા વિષયોને સૉનેટોમાં ઉતાર્યાં છે તે તો અનુક્રમણી ઉપરથી પણ સ્પષ્ટ

---

૨. રા. રા. સુંદરજી બેટાઇ (ગુજરાતી સાહિત્યમા સૉનેટમા.) સૉનેટમા આ તત્વની હાજરીની ખાસ જરૂર માનતા નથી, પણ એ બરાબર લાગતુ નથી. સૉનેટમા જેમ ચૌદ ચરણો જોઇએ, વિચારના ભવ્યતાગામ્ભીર્યાદિ જોઇએ તેમ એની રચનામા અલંકરણની દૃષ્ટિએ એકાદ જાતની અન્ત્યયમક રચના પણ જોઇએ જ. પ્રાસાભાસથી આ જરૂર ભાગ્યે જ પૂરી પડે.

૩. abab cdcd effe gg, abab cddc effe (કે efef) gg જેવી મિશ્ર રચના.

૪ abba cddc efef કે ( effe ) gg, abba cdcd efg, abba abba cdcd (કે cddc) ee જેવી.

કરો આમ આપણા ગણ્યાગાંઠ્યા સિદ્ધહસ્ત સૉનેટીઅરોમાં રા પૂજાભાવનું નામ પણ નિઃસંકોચે ગણાવી શકાય. આ લોપનમાંથી વિશેષ કે તેથી પણ વધારે સૉનેટો, સૉનેટરચનાની દરેક ઊર્મિઓમાંથી નિપજી શકે એટલી સિદ્ધિવાળા જરૂર માલૂમ પડશે ભવ્યતા અને ગાંભીર્ય તેમ વળી સુશ્લિષ્ટતા આમાંથી ઘણા સૉનેટોમાં દેખાશે

જેમ સૉનેટ જાતિમાં કવિની સિદ્ધિ ઘણી ઊંચી છે તેમ કાવ્યના અન્યોક્તિ પ્રકારમાં પણ એમની સિદ્ધિ ઉચ્ચ છે આ સંગ્રહમાં પચીસેકથી પણ વધુ કાવ્યો આ પ્રકારના માલૂમ પડશે આવા કાવ્યોમાં હમેશા બે અર્થો હોય છે આ પ્રકારના ખૂબી સમજાયેલા કાવ્યો વાંચતા બન્ને અર્થોની સુયોગ્ય સશ્લિષ્ટતા, જે આ પ્રકારનું મુખ્ય તત્ત્વ છે તે સુભગ રીતે અખંડપણે થયેલ જણાય છે, 'વાડોલિયાને', 'કુવિવેચકને,' 'મગફળિયા,' 'દડી,' 'સનાતન કુમારિકાને,' 'પ્રિયા કવિતાને' આદિ કૃતિઓ તપાસતા જ આ પ્રકારનું સામર્થ્ય સમજાશે એકસામટી આટલી અન્યોક્તિઓ આપણા બીજા કોઈ નવકવિએ આપી નથી

જોકે પ્રસંગનાત્મ કહેવાય તેવા આમાં બે કાવ્યો છે, પણ એમાં કવિને પૂરી સફળતા મળી નથી દેખાતી અપવાદ્ય એક જ છે (પ્રિયા કવિતાને) પણ એ તો આ આખા યે સંગ્રહનું ભૂષણ છે

આમાં સંગ્રહોના મોટા પ્રકૃતિકાવ્યોમાં જેને સ્વભાવોક્ત શુદ્ધ[૫] પ્રકૃતિકાવ્ય કહીએ એવું તો એકે નથી, પણ અલંકૃત શુદ્ધ પ્રકૃતિકાવ્યના

૫. પ્રકૃતિકાવ્યના હું અમુક વિભાગો પાડું છું તેમાંથી જેનું હોય તેનું પ્રકૃતિનું સ્વભાવોક્ત વર્ણન ઉપમારૂપકાદિ અલંકારો પણ વપરાયા વગરનું વર્ણન હોય તેને સ્વાભાવિક શુદ્ધ, શુદ્ધ પ્રકૃતિનું જ વર્ણન હોય પણ એમાં અલંકારની મદદ લીધી હોય તો તેને અલંકૃત શુદ્ધ અને પરધર્મારોપિત હોય તો તેને સમારોપિત પ્રકૃતિકાવ્ય કહી શકાય પણ આ પરિભાષા સમજાવીને આ વિષયને મેં અન્યત્ર (માનસી, અંક ૧ ૧૯૬૬) રજૂ કર્યો છે તેથી અહીં તો ઉપર વાપરેલા શબ્દોની સમજુતી પૂરતું જ આ લખ્યું છે.

ત્રણેક નમૂના મળે છે ખરા. બાકીના બધા પ્રકૃતિનો સમારોપિત છે અને એમાંથી ઘણાખરા અન્યોક્તિપ્રકારના છે. ભજનપદ્યસ્તોત્રાદિ પણ આ સંગ્રહમાં દર્શક છે. પ્રકારદૃષ્ટિએ આમાં, આરતી છન્દોમયી પ્રાર્થનાઓ, લોકઢાળમાં ગવાતાં ભજનો, પુરાણશૈલીએ ગાન સ્તોત્ર કે સ્તવન તથા સામાન્યતઃ પદને નામે સમજાતા ગીતોનો સમાવેશ થાય છે. આમાંથી ઘણાખરા બધા જ અન્તસત્ત્વવાળા છે. ‘જનદીપ’, ‘લાગી વાટે’ અને ‘હું શું આપું ?’ જેવાં ગીતોમાં આર્તહૃદયના અર્થનો અને દીનતાએ નમ્ર બનેલ ભક્તના સમર્પણો સુરેખ રીતે અંકિત થયા છે. આઠ ચરણમાં સમાઈ જતા એ જ સુભગ વિચારને નિરૂપતા ગાનને સંસ્કૃતમાં સદ્ધાન્તિક કહે છે. એ પ્રકારના આમાં ચારેક ગાનો છે. મુક્તક પણ આમાં બે ત્રણ છે. આ બન્ને પ્રકારોમાં પણ કવિની સિદ્ધિ ઉત્તમ.

## ૩. કાવ્યાત્મા અને કાવ્યશરીરની દૃષ્ટિએ

આટલું વ્યાખ્યાનિર્ધાર્યા પછી હવે એમ ખુશીથી કહી શકાય કે આમાં ય રીતે આ કવિમાં કલ્પનોડ્ડયન ઓછું તો ઊર્મિ અને વિચારનું પ્રાબલ્ય વધુ છે. આ ભક્તહૃદયના લગભગ દરેક કાવ્યમાં ઊર્મિનું અન્તર તો હોય છે જ, પણ આ ઊર્મિનો પ્રવાહ ધોધમાર નથી રહેતો, તેથી ઘણી વાર તો એ અસંલક્ષ્ય જેવો જ રહી જાય છે. કેટલીકવાર જે સંલક્ષ્ય બને છે ત્યારે પણ હૃદયને હચમચાવી નાખે તેવું ઉગ્ર સ્વરૂપ એ પકડતો નથી. અને જ્યાં પ્રબળ બનીને હૈયાને ક્ષુબ્ધ કરવા માંડે છે ત્યાં પણ એ શાન્ત જ રહે છે. વાવાઝોડાવાળી તોફાની વર્ષામાં નેવાંમાંથી ઊભરાઈ ઊભરાઈને વહેતા વહેળા જેવા મગ્ન એના ઊર્મિવહેળા ક્યાંય બનતા નથી. ‘વિરહવ્યાકુળા રાધા’ અથવા ‘હવે’ અથવા ‘મારા સદ્ગત પિતાશ્રીને શ્રદ્ધાંજલિ’ વગેરે ગીતોમાં જ્યાં કરુણાપ્રાબલ્યનો આવિષ્કાર થાય છે ત્યાં પણ, બાગની હેનીમાં જેમ ભડાકા વગર એ ધારા સતત પાણી વહ્યા જ કરે તેમ ઊર્મિપ્રવાહનું વહેણ શાન્ત પણ અસ્થગિત સાતત્યવાળું બની રહે છે. વિચારભાગ પણ આ કવિમાં સારી પેઠે છે. જ્યાં તત્ત્વચિન્તનના

શૃંગાર વિમળ છે, પ્રસન્ન છે, ઊર્ધ્વગામી છે, અદ્વૈતપર્યવસાયી છે; માટે તે તો ઉચ્ચ કક્ષાનો છે. શાન્ત તો કવિનો પટ્ટરસ છે; પણ આ શાન્ત નિર્વેદમાંથી નથી જન્મતો એટલું અહીં ખાસ નોંધવું જોઇએ. કવિનો શાન્ત ઇન્દ્રિયનિગ્રહજ અને દૈન્યભાનને લીધે ઉદ્‌ભવતા સર્વ-સમર્પણ ભાવમાંથી જન્મે છે અને પરમાદ્‌ભુત નિર્વિકારી આનન્દો-લ્લાસમાં પરિણમે છે.

ગુણપરત્વે આ કવિમાં માધુર્ય અને પ્રસાદનો ભાવ સાર્વત્રિક છે. ઓજસ્‌નું દર્શન પણ આમાં ક્યાંક થાય છે પણ એ ઓજસ્ માર્દવયુક્ત હોય છે, એટલે કે આ કવિને અર્થૌજસ્ યથાયોગ્ય સ્થળે અભિમત છે, શબ્દૌજસ્ ક્યાં ય નહિ. પદલાલિત્ય આ કવિને સામાન્ય રીતે પ્રકૃતિસિદ્ધ જણાય છે. કવિનો પ્રસાદ, અન્વયની સરલતા પૂરતો જ નથી, પણ કાવ્ય વાંચતાં જ આત્મા આંતર્બાહ્ય પ્રસન્નતામાં મગ્ન થઈ જાય એવો ઘણે ભાગે તો છે. શબ્દગત તેમ જ અર્થગત માધુર્ય અને પ્રસાદ આમાં પ્રયોજાયાં છે, તેથી આ કવિની કવિતા લલિતપ્રસન્નપદાવલિ માત્ર નથી બની જતી, પણ સહૃદયના આત્માને પ્રસન્ન અને મધુર ભૂમિકા ઉપર લઈ જાય એવી થઇ છે.

ક્યાંક અનુભવાય છે છતાં સામાન્ય રીતે ઔચિત્યભંગ આમાં દેખાતો નથી. રસનું ઔચિત્ય, વસ્તુનું ઔચિત્ય તેમ વળી અલંકારનું ઔચિત્ય પણ આમાં ઘણે ભાગે જળવાયું છે.

કાવ્યની વેષભૂષા જેવા અલંકાર પરત્વે, આ કવિ શબ્દાલંકારો-માંથી અનુપ્રાસ અને યમક તથા અર્થાલંકારોમાંથી ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષા, સમાસોક્તિ, અન્યોક્તિ અને વિરોધ જેવા સાદા અલંકારો જ વાપરે છે. અનુપ્રાસ અને યમક તો આ કવિને સહજસાધ્ય છે. આંતર્યમકમાં અને આંતરનુપ્રાસમાં, ઔચિત્યનો ભંગ કર્યા સિવાય આ કવિ ઘણી જ સરળતાથી સિદ્ધિ મેળવી શકે છે. આટલા સુભગ

અનુપ્રાસો અને યમકોથી ખચિત આ પુસ્તકનાં કાવ્યો વાંચ્યા પછી એમ નથી જ લાગતું કે એને ગોઠવવામાં કવિએ સંપ્રજ્ઞાન પ્રયત્નો કર્યાં છે. કાવ્યરસના પ્રવાહમાં એ બિચારા તો તણાતા આવે છે અને વિવશ બનીને, કવિ પ્રતિભા એને જ્યાં મૂકે છે ત્યાં એ ગોઠવાઈ જાય છે અને જેના પોતે આશ્રિત બને છે એવા કાવ્યાર્થને દિપાવે છે. અર્થાલંકારનો તો આમાં મિતોપયોગ જ છે, અને જ્યાં એનો ઉપયોગ થયો છે ત્યાં પણ લગભગ અદૃશ્ય રહે તેમ એ થયો છે છતાં એમની અન્યોક્તિઓ સુભગ છે જ. એકેક જગ્યાએ સાદી અંતર્ગોપમાઓ પણ વપરાઈ છે.

શૈલીપરત્વે એટલું નોંધવું જોઈએ કે આ કવિની શૈલી અર્થાનુસારી ઘણેભાગે બની શકે છે, તેથી એ ક્યાંક સરળ વહેતી અને ક્યાંક અર્થઘન પણ બને છે. ‘ સનાતન કુમારીકાને ’, ‘ સનાતન શિશુને,’ ‘ માનમીને ” ‘ મનુપ્રભુ ’ આદિ કાવ્યોમાં એ અર્થઘન દેખાય છે તો ‘ કલ્પનાને,’ ‘ ગગનવિહારીને ’, ‘ તારો લહિયો ’ આદિમાં અર્થાનુસારિણી છે. ‘ઘનશ્યામ કાં ?’ અને ‘ અંજની ગીત ’ જેવામાં એ ઝુમઝુમ કરતી નાચતીકૂદતી અને લીસી બનીને સરી જતી રમતિયાળ પણ બને છે. ‘ સંગીતવૈરણુ ’, ‘ સફળયાત્રા ’ જેવામાં એ સાવ હળવી બની જાય છે. આ બધાં સ્વરૂપોમાં કવિનો વિજય લગભગ એક સરખો જ છે. પ્રસન્ન શૈલીનું ‘ ઘનશ્યામ કાં ?’ જુઓ. એની શૈલી કેટલી પ્રવાહી છે. છતાં કેટલી પ્રાસન્યપૂર્ણ છે ! એનાં છેલ્લાં બે ચરણો :

> આથી જ જો શ્રીધરરંગ કાળો,
> તો કાં ન લાગે ઘનશ્યામ વ્હાલો ? પૃ. ૧૧૪

–માં જેમ શૈલીની નિર્વ્યાજતા, મુક્તતા કે પ્રવાહિતા તેમ કવિ – માનસની સરળતા મુગ્ધતા અને નિર્દોષતા પણ વ્યંજિત થાય છે.

આ સંગ્રહનાં કુલ ૧૨૧ કાવ્યોમાંથી ૧૪ કાવ્યો પદ જેવાં છે, એટલે કે સામાન્ય ઢાળના રાગમાં રચાયાં છે. બાકીનાં ૧૦૭ જુદાજુદા

છન્દોમાં કે છન્દોમિશ્રણમાં રચાયાં છે. છન્દોમાં વપરાશની દૃષ્ટિએ પૃથ્વી પહેલો આવે છે. કુલ ૩૨ કાવ્યોમાં એ વ્યાપક છે. અને ચારમાં એકદેશી છે. પૃથ્વીની અગેયતા તો આમાંનાં ઘણાંખરાં દૃષ્ટાન્તમાં પ્રતીત થાય છે જ, પણ ક્યાંક, પૃથ્વીની શક્ય તેવી ગેયતા પણ આમાં સારી રીતે ઊતરી છે એમ અનુભવાય છે. પછી આવે છે શિખરિણી: એ નવમાં વ્યાપક અને ચારમાં એકદેશી છે. પછી અનુષ્ટુપ, એ સાતમાં વ્યાપક અને સાતમાં એકદેશી છે. શાર્દૂલ આઠમાં વ્યાપક અને પાંચમાં એકદેશી છે. વસંતતિલકા સાતમાં વ્યાપક અને પાંચમાં એકદેશી છે. સ્રગ્ધરા છમાં વ્યાપક અને ચારમાં એકદેશી છે. ઉપજાતિ પાંચમાં વ્યાપક અને ચારેકમાં એકદેશી છે. અંજની ચારમાં વ્યાપક છે. ભુજંગી, ત્રોટક અને શાલિની પણ એકેક કાવ્યમાં વ્યાપક છે. ઉપરાંત આ કવિએ છપ્પામાં ત્રણ અને સવૈયામાં બે કાવ્યો લખ્યાં છે તે અક્ષરમેળના એ છન્દોને પુનરુજ્જીવિત કરે છે. બાકીનાં કાવ્યોમાં છન્દોનાં મિશ્રણો છે. તે ઉપરાંત ૭ કાવ્યોમાં મનહરજાતિના છન્દનો વપરાશ છે. એક કાવ્ય તો આખું મનહરમાં છે. તો પાંચમાં મનહરના જ સંબંધી બંગાળી પયારનાં જુદાંજુદાં સ્વરૂપો છે—ગુર્જર પયાર બેમાં, દીર્ઘપયાર બેમાં અને બંગાળી પયાર એકમાં એમ. બીજા એકદેશી રીતે વપરાયેલા છન્દોમાંથી શાલિની, રથોદ્ધતા અને ગીતિનો વપરાશ નોંધપાત્ર છે; કેમકે એ છન્દો આપણા હમણાંના કવિઓ ખાસ વાપરતા નથી. આ બધામાંથી પૃથ્વી ઉપર કવિનો કાબૂ વધારેમાં વધારે છે. અનુષ્ટુપ અને શિખરિણીમાં પણ એમનો હાથ ઠીક બેસી ગયો છે. ભુજંગી એકમાં જ છે પણ એનો ઉપયોગ કવિ બહુ જ સુભગ રીતે કરી શક્યા છે. સવૈયા તરફ આ કવિનું ધ્યાન દોરાયું છે, પણ ઝૂલણા તરફ દોરાયું નથી તે નવાઈભર્યું છે. કાન્તનાં 'સાગર અને શશી' વાળાં કાવ્યથી જેના તરફ આપણો મોહ વધ્યો છે અને ઇન્દુલાલ ગાંધીએ જેને 'પરમ્પરિત ઝૂલણા'ને નામે પોતાનાં એક સુન્દર

એ કથનને હવે સ્પષ્ટ કરવાની જરૂર છે. ૧૯૩૩માં રા. સુન્દરમ્‌નું 'કાવ્યમંગલા' પ્રસિદ્ધ થયું ત્યારથી, ખરી રીતે સામયિકોમાં તે તે કાવ્યોની પ્રસિદ્ધિની ગણત્રીએ તો તેનાથી પણ બેત્રણ વર્ષ આગળથી આપણાં કાવ્યસાહિત્યમાં કેટલાંક નવતર બળોએ દેખાવ દીધો છે. તેમાંથી સમાજવાદી વલણ, વાસ્તવવાદી વલણ, રાષ્ટ્રલડતનું કોઇ ને કોઈ સ્વરૂપ મૂર્ત કરવાનું વલણ, વળી છન્દનું પ્રવાહીત્વ, સંવાદશૈલીત્વ તેમજ સામાન્ય જનથી સમજાય એવું નિરૂપણસારલ્ય વગેરે તત્ત્વો વિષયદષ્ટિએ તેમજ શૈલીદષ્ટિએ બહાર તરી નીકળે છે. લગભગ આ બધાં જ તત્ત્વોનો અભાવ આ કવિ, જેનાં કાવ્યોનો રચનાકાળ ૧૯૩૩ – ૩૬નો છે તેનાં કાવ્યોમાં ચોકખો જણાઈ રહેછે. હિન્દના એક ખૂણે આવેલા પોંડિચેરીના અરવિન્દાશ્રમમાં, શાન્ત વાતાવરણમાં રહેતા આ કવિનું માનસ સમાજવાદી વિચારો કે ભારતની રાષ્ટ્રલડતથી અજ્ઞાત રહ્યું છે એમ તો નથી જ; પણ સૌમ્યપ્રકૃતિ એવા આ માનસમાં આવા ભાવો પડતાં જ એની ઉગ્રતા અને ઉદ્ધતતા ગળાઈ ગઇ છે. દલિતપીડિતાર્તાદિ તરફની એમની સહાનુભૂતિ નીચે આપ્યું છે તેવાં અવતરણોથી સ્પષ્ટ જણાય છે, પણ એમાં સાત્ત્વિક વૃત્તિ છે, તામસી નહિ :

પરંતુ ગગનો પરે રસસમાધિમાં ઝૂલતો
રખે તું નિજ માસ આ અવનિની જૂની વેદના
દુઃખે દલિત મૂક સ્નેહ ઉર, તું જહીં ઝૂલતો
થયો પરમ પાંખવંત જ્વલાવતો ચેતના.
સુદીનવદના ધરા સતત આશ તારી કરે;
ઉતાર રસજ્યોતિને અમૃતમૂરતા ભૂ પરે. પૃ. ૧૧

રાષ્ટ્રલડતના વૈયક્તિક સ્વરૂપને લગતું આમાં એકે કાવ્ય નથી; પણ સ્વાતંત્ર્ય, રાષ્ટ્રપ્રેમ, લોકપ્રકોપ આદિ શાશ્વત સિદ્ધાંતોનાં વિવિધ સ્વરૂપો નિરૂપતાં કાવ્યો તો આમાં છે ખરાં. કવિને ક્ષણિક ચાલ્યાં જતાં અમુક વ્યક્તિગત સ્વરૂપો તરફ નહિ જેવું જ આકર્ષણ છે; પણ એની પાછળના શાશ્વત સિદ્ધાન્તો તરફ તો એને પૂરતું માન

છે. સંવાદશીલી હમણાંહમણાંના કાવ્યસંગ્રહોમાં કોઇ ને કોઇ પ્રમાણમાં દેખાય છે. તેનો તો આ પુસ્તકમાં સદંતર અભાવ છે. સામાન્ય જન સમજી શકે માટે ભાનપૂર્વક પોતાની શૈલીને સરળ કરવી એ વાત પણ આ પુસ્તકમાં ક્યાંય નજરે પડતી નથી. આમ વિચાર કરતાં જણાય છે કે ૧૯૩૦ પછી પ્રચારમાં આવેલાં પ્રયોગશીલતાનાં કેટલાંક સ્વરૂપો જે આજના નવીનતર કવિઓના કાવ્યસંગ્રહોમાં વિશિષ્ટપણે દેખાઇ રહે છે તેનો આમાં અભાવ છે. પણ તેથી ૧૯૩૦ પછીના સમાજનાં અને સાહિત્યનાં વાતાવરણથી આ કવિ અસ્પૃષ્ટ રહ્યા છે એમ માનવાનું નથી. જે કાંઇ શ્રેયોનુરૂપ છે તેનો આ કવિએ સ્વીકાર કર્યો છે જ. વૃત્તની પ્રવાહિતાને તો આ કવિએ પોતાની કરી લીધી છે. લોકજીવન તરફની સહાનુભૂતિ એનામાં નથી એમ નથી, રાષ્ટ્રપ્રેમાદિનાં શાશ્વત સ્વરૂપો તરફ એને માન છે. આમ પહેલી દૃષ્ટિએ એમ લાગી જાય કે કવિમાનસનો વિકાસ ૧૯૩૦ – ૩૨ ની મર્યાદાએ અટકી ગયો છે, પણ વસ્તુતઃ એમ નથી. આજ સુધીની આપણી કવિતાના વિકાસમાંથી જે જે શ્રેયોનુસારી, જે જે નિત્ય જણાયું છે તેના ઘણાખરા અંશોને કવિએ આત્મસાત્ કરી લીધા છે, બાકીના જે અંશો હજી માત્ર આરમ્ભદશામાં જ છે તેના તરફ એમણે જોયું નથી; એટલે કે હમણાંના બીજા કાવ્યસંગ્રહોમાં કવિમાનસની પ્રયોગદશા જ પ્રતીત થાય છે, તો આ સંગ્રહમાં કવિમાનસની સ્થિરતા પકડતી દશા દેખાય છે.

વ્યક્તિગત રીતે ચારતાથી ભર્યાં આ સંગ્રહનાં કાવ્યોમાં એક પ્રકારનું ઉન્નત જીવનદર્શન પ્રતિબિમ્બિત થયું છે અને તેથી આખા યે સંગ્રહમાં મંગલમયી ભાવનાની સર્વાંગસુન્દરતા પ્રતીત થાય છે એમ દર્શાવવાનો પ્રયત્ન મેં આ લેખના પહેલા ભાગમાં કર્યો જ છે. પોતાને આવી જ ભાવના અભિમત છે એમ કવિએ પોતે પણ જાહેર કર્યું છે:

જાણે યદિ જવું ગમે જ, સ્મિત લક્ષ્મીનાં ઓસરી,
સુવર્ણતણી કાંત કાંતિ મળી જાય માટી મહી,

હીરા રતન ને મણિ પથરાણી બનો કાંકરી
,પરંતુ અમલું પ્રસાદમય હાસ પાવિત્ર્યનું
થશે ન કદિ ઝાંખુ, ના મલિન એ કદીએ થશે,
નિરંતર પ્રસન્ન પદ્મસમ અંતરે એ ઠરો. પૃ ૨૯

જેવા ભાવો આ સંગ્રહમાં સંખ્યાબંધ સ્થળે દેખાય છે. ખરેખર:

વાસનાના વિકારોની ઘૃણા એના સ્વભાવને
પાવિત્ર્યના પ્રદેશો જ આકર્ષે એની આંખને પૃ. ૬૬

એવા આ કવિના આ પહેલા જ કાવ્યસંગ્રહમાં એના વિધાયકને એક જીવનદર્શન પ્રાપ્ત થયું છે એમ પ્રતીત થતું નથી શું ? કવિતાપ્રદેશમાં શીખતાં શીખતો, પ્રયોગશીલતા કે પ્રયોગખોરી બતાવતો આ કોઈ નવીન કવિ નથી, પણ જેનું માનસ અને હૃદય ઘડાઇને સ્થિરતાને પ્રાપ્ત કરતું થાય છે એવો, પોતાના જીવનદર્શનને આપમેળે સાહજિકપણે જ શબ્દદેહમાં વ્યક્ત થવા દેતો આ કોઇ સિદ્ધહસ્ત કવિ છે, એમ આ બધાં કાવ્યોના અભ્યાસ પછી લાગતું નથી શું ?

## ૫. સમગ્ર દૃષ્ટિએ

આ બધાં કાવ્યોને તથા એમાંથી આવિષ્કાર પામતા કવિમાનસને અવલોકયા પછી એમ થાય છે કે હવે આપણે સમગ્ર દૃષ્ટિએ આ કવિની સિદ્ધિ જોઇએ. તો એના વિશે મને જે લાગે છે તે અહીં નોંધું છું, અલબત્ત હજી તો હમણાં જ બહાર પડતાં પુસ્તકનું કાયમી મૂલ્ય આંકવામાં અનિશ્ચિતતાનું, પક્ષિલતાનું, અસ્પષ્ટ દર્શનનું જોખમ તો રહેલું છે જ; છતાં અતિપ્રગલ્ભતાનો દોષ વહોરીને પણ મને જે અત્યારે લાગે છે તે, લખ્યા વગર રહેવાતું નથી તેથી લખું છું. સમયવહને તેમ જ અન્યસહૃદયપરીક્ષણે એની કસોટી થઇ રહેશે.

મને એમ લાગે છે કે નરસિંહરાવથી માંડીને આપણા કવિતા-પ્રદેશમાં જે નવકવિઓનો પ્રાદુર્ભાવ થયો છે તેમાંથી નરસિંહરાવ, કાન્ત, કલાપી, ન્હાનાલાલ, ખબરદાર અને બળવન્તરાયના કાવ્યોમાં જે જે વિશિષ્ટ તત્ત્વો ગુજરાતને પહેલી વાર મળ્યાં તેમાંથી ઘણાંખરાંનો સમુચિત વિકાસ શ્રી પૂજાલાલના કાવ્યોમાં અનુભવાય છે. નરસિંહરાવે આપણને પ્રકૃતિકાવ્યો આપ્યાં, કાઇક અગમ્યવાદમાં ઢળતું એવું ભક્તહૃદય પણ બતાવ્યું. કાન્તે આપણી કવિતાને કોમળ ભાવ અને મૃદુ અલંકરણો આપ્યાં. કલાપીએ કરુણોત્થજનિત ઊર્મિઓ તેમજ પ્રેમોન્માદ આપ્યો. ખબરદારે ગૃહજીવનના આર્યપાવિત્ર્યે ભૂષિત ભાવોને આપણી કવિતામાં મૂર્ત કર્યા. બળવન્તરાયે આપણી કવિતાને અર્થઘન ભાષાશૈલી તથા મુક્તછન્દરત્ન આપ્યાં. ન્હાનાલાલે ગગનગામી કલ્પનાવિહાર અને શબ્દવૈભવે આપણી કવિતાને સમૃદ્ધ કરી. આ બધાં લક્ષણો, પૃથક્ પૃથક્ કે એકબીજામાં મિશ્રિત થઈને પોતપોતાના સારી પેઠે વિકસિત સ્વરૂપમાં આ કાવ્યસંગ્રહમાં હાજર છે એમ મને લાગ્યા કરે છે. નરસિંહરાવના પ્રકૃતિકાવ્યોના ઉત્તમાંશો અહીંના પ્રકૃતિકાવ્યોમાં નજરે પડશે. આમાં સ્વભાવોક્ત શુદ્ધ, અલંકૃત શુદ્ધ તેમ જ સમારોપિત પ્રકૃતિકાવ્યો મળે છે તે મેં આગળ નોંધ્યું છે જ. આમાં છપાયેલી ફાગણની કવિતા વાંચીને નરસિંહરાવની એ જ વિષયની કવિતા યાદ આવે છે. આપણા પ્રાચીન અવશેષો તરફ આદર અને માનથી જોવાની વૃત્તિ બન્નેમાં સામાન્ય છે. ભક્તહૃદયત્વમાં તો આ કવિ આપણા લગભગ બધા જ ભક્ત-કવિઓની પર ભૂમિકાએ પહોંચ્યા છે. આ સંગ્રહમાં ઠેરઠેર સુભગ યમકાનુપ્રાસ જોતાં જ કાન્તની તે દિશાની ઉચ્ચ સિદ્ધિ યાદ આવે છે. કાન્તના યમકો અને અનુપ્રાસો સામાન્ય રીતે સુભગ તો ક્યાંક પ્રયત્નપ્રેરિત અને તેથી કૃત્રિમ પણ લાગે છે, પૂજાલાલનું એવું નથી. કલાપીનો ઊર્મિધોધ અહીં શુચિભાવે સૌમ્ય બન્યો છે. 'મૃગમરૂ' જેવા કાવ્યમાં કલાપીના મૃદુ હૃદયનાં જ આપણને દર્શન થાય છે. કલાપીનો 'પ્રેમોન્માદ' તો અહીં સાવ ગળાઈ ગયો છે, તેને બદલે સાત્ત્વિક રસના ઝીણા ઝરણા જ અહીં વહે છે. ખબરદારનો ગૃહજીવનપ્રેમ

અહીં એના અત્યન્ત પવિત્ર સ્વરૂપમાં મૂર્ત થયો છે અને એની વ્યકિતમાં માત્ર શબ્દચમત્કૃતિ જ અહીં દેખાતી નથી, પણ યોગ્ય શબ્દરચનાની સાથે વિચારગામ્ભીર્ય અને ઊર્મિવહન પણ પ્રતીત થાય છે. અહીંના વિધવાના કાવ્યની સાથે નરસિંહરાવનાં એ વિષયનાં કાવ્યો સરખાવતાં એકની શુચિતા અને બીજાની સુધારાપ્રિયતા એટલે પ્રચારપ્રિયતા જણાઈ રહે છે. આગળ જ કહ્યું છે કે આપણા કવિ સમાજના કે કુટુમ્બના કોઈ પણ ચંચલ અને ક્ષણિકની વ્યકિતગત ભાવથી આકર્ષાતા નથી. એને આકર્ષે છે એની પાછળ રહેલું શાશ્વત સત્ય. ન્હાનાલાલનાં કલ્પનાવિહરણો જેટલું જ ગગનગામી કલ્પનોડ્ડયન આપણા આ કવિ પણ સાધી શકે છે એમ 'પ્રિયા કવિતાને' વાંચ્યા પછી કોણ નહિ કહે? ન્હાનાલાલના શબ્દવૈભવમાંથી નવીનતાભર્યા અને મોહકતાભર્યા ખાલી શબ્દોને બાદ કરીએ તો આપણા કવિનો શબ્દવૈભવ ચારુતાભર્યો લાગશે. અને બલવન્તરાયનાં અર્થઘનતત્ત્વને તથા મુકતછંદત્વને તો આપણા કવિએ પોતાનાં કરી લીધાં છે. આટલું જ્યાં આમ નરસિંહરાવની નીરસતા અકડાઈ અને પ્રચારપ્રિયતા, કલાપીનું ઊર્મિદાસ્ય, બોટાદકરનું શબ્દચિત્રત્વ, ન્હાનાલાલનો શબ્દવ્યામોહ તથા અસ્પષ્ટતા અને બલવન્તરાયની કિલષ્ટતાદિ તત્ત્વોનો ઘણે ભાગે અભાવ જ દેખાશે. એટલે તો મને એમ કહેવાનું મન થાય છે કે ઉપરના કવિઓએ શિષ્ટ કવિતાનાં ભિન્ન ભિન્ન અંગોને આપણી કવિતામાં મૂર્ત કરવાના પ્રયત્નો કર્યા છે તેમાંનાં ઘણાંખરાંનો સારી રીતે વિકસિત એવો પાક રા. પૂજાલાલની કવિતામાં દૃષ્ટિગોચર થાય છે. આ આખા યે સંગ્રહમાં પ્રયોગશીલતા જેવું તત્ત્વ લગભગ દેખાતુ જ નથી. કવિએ પોતાની આગલી પેઢીની કવિતાને પચાવી લીધી છે અને પછી સિદ્ધહસ્ત કવિના આત્મવિશ્વાસથી પોતાનો કાવ્યપ્રવાહ વહેવડાવ્યા કર્યો છે. કવિતામાં કાંઈક નવું આપું એવો પ્રયોગશીલ કવિનો મોહ આ કવિમાં લગભગ નથી જ,[૭] પણ

---

૭ પયાર છન્દનો ઉપયોગ જેવા એક બે મુદ્દાને આમ પ્રયોગશીલ ગણી શકાય પણ એમાં પ્રયોગશીલતાનો મોહ ભાગ્યે જ જણાય છે

જે સિદ્ધ થઈ ગયું છે તેના ઉત્તમાંશોનું જ નિરૂપણ કરવાની એમની વૃત્તિ જણાય છે.

અને આગલી પેઢીના, આ પેઢીના તથા પ્રાચીન પેઢીઓના આપણા સરસ્વતીકવિગણમાંથી બહુ થોડામાં દેખાય છે તેવી અતિઘણી ઉચ્ચ કક્ષાની મંગલીકરણની મનઃશુચિતા આપણા આ નવતમ જૂનાં સિદ્ધ કવિનાં કાવ્યોને સળંગ રીતે સૂચિત કરી રહી છે ને એનો વિશેષ છે. ગુજરાતને, હિન્દને અને જગતને જે ઘડીએ કલ્યાણમય પાવિત્ર્યની ઘણી જ જરૂર છે તે ઘડીએ આવા ભક્તકવિનો પ્રાદુર્ભાવ આપણે ત્યાં થયો છે તેને હું તો વધાવી લઉં છું; અને માટે જ કુવિવેચકોને દૂર જવાનું કહેતા આ કવિને કહેવાની રજા લઉં છું કે:

હે ભક્ત, હે વિમલ શક્તિ તણા ઉપાસી,
તારાં શુચિ કવન જે અહીં અર્પિયાં તેં
તેમાં વહંત શિવ મંગલ ભાવનૌઘે
જાતો તણાઈ સહુ કાકસમદ, જોને!

*

# 'પ્રિયા કવિતાને' — એક રસદર્શન.

શ્રી. 'પુરંદર'

આપણા સિદ્ધહસ્ત સોનેટીઅરોમાં સ્થાન પામી ચૂકેલા શ્રી. પૂજાલાલે "માત્ર સૉનેટ લખીને જ તેમની સાહિત્ય પ્રવૃત્તિની પૂર્ણાહુતિ નથી કરી પણ અન્ય કાવ્યસ્વરૂપો ઉપર પણ તેમણે સફળ હાથ અજમાવ્યો છે." એની પ્રતીતિ આપણને તેમના ખંડકાવ્ય 'પ્રિયા કવિતાને'થી થશે. 'પ્રિયા કવિતાને' એ માત્ર ખંડકાવ્ય નથી પણ અન્યોક્તિ પ્રકારનું એક સર્વાંગસંપૂર્ણ સુંદર ખંડકાવ્ય છે. એમાં કવિએ કાવ્યદેવી સાથેનો પોતાનો સહવાસ, પોતાનો સહચાર અન્યોક્તિરૂપે વર્ણવ્યો છે. ઈશ્વર અને ભક્તની વચ્ચે જેમ વિવિધ પ્રકારના સંબંધો નિર્માણ થયેલા હોય છે, જેમ ભક્ત ક્વચિત્ ઈશ્વરને પ્રિયા સ્વરૂપે, માશુક સ્વરૂપે નિરખે છે તો ક્વચિત્ માલિક સ્વરૂપે તો ક્વચિત્ કર્તા-હર્તા સ્વરૂપે–જગન્નિયંતાના સ્વરૂપે–નિહાળે છે અને પ્રિયતમ, સેવક, ઉપાસક, ભક્ત વગેરે વિવિધ ભાવો અનુભવે છે તેમ અહિયાં પણ કવિતાદેવીના ભક્ત કવિ પૂજાલાલ કાવ્યદેવીને વિવિધ સ્વરૂપે નિહાળે છે અને વિવિધ સ્વરૂપે પૂજે છે પણ ખરા. કવિ કાવ્યદેવીને તેમની પ્રિયા સ્વરૂપે નિહાળે છે અને તેની સાથે તેના પ્રિયતમના સ્વરૂપમાં સહવાસ–સહચાર સેવે છે. શરૂઆતમાં કવિ કાવ્યદેવીનું એક આદર્શ પ્રિયતમાને છાજતું વર્ણન આલેખે છે. જીવનસંગિની જેમ જીવનની સર્વ ક્ષણોમાં સાથે જ રહે છે, સુખદુઃખમાં સહભાગી બની રહે છે અને જીવનમાં ડગલે ડગલે, ખભેખભા મિલાવી, હાથેહાથ ઝાલી, હૃદયે હૃદય જોડી સંસાર–વનને પાર કરવા લાગે છે તેમ કાવ્યદેવી પણ કવિની વસંતમાં અને વર્ષામાં, કવિનાં સુખોમાં અને દુઃખોમાં, કવિના આનંદમાં કે શોકમાં, સર્વ ક્ષણે અને સર્વ સ્થળે સહભાગી થઈને, આદર્શ અર્ધાંગના થઈને રહે છે.

આ કાવ્ય વાંચતા P. B. Shelley નું, To the spirit of Beauty કાવ્ય યાદ આવી જાય છે. શેલીને અને પૂજાલાલને આરાધના કરવી છે, ઉપાસના કરવી છે એક જ વ્યક્તિની – કાવ્યદેવીની પણ બન્નેની ઉપાસનાના, આરાધનાના ચરમફળમાં જ ભાન ફેર છે. એકને પોતાની ભક્તિનું નક્કર સ્વરૂપે ફળ મળ્યું છે જ્યારે બીજાને એવું કાંઈ જ નથી મળ્યું. પરંતુ તે તો કવિતાદેવીના સાક્ષાત્કાર માટે, દર્શન માટે વિનવે છે. શ્રી પૂજાલાલને એવો કોઈ વિલાપ કરવો નથી પડતો. શેલીએ પોતાનું સર્વસ્વ એ દેવીના પ્રેમમાં અર્પણ કરી દીધું છે છતાં, તેને કાવ્યદેવીનો એકાદ કૃપાકટાક્ષે ય નથી મળતો. તે કવિતાદેવીને ચાહે છે, પૂજે છે, અને સન્માને છે, છતાંય કાવ્યદેવી શેલીને દર્શન ન આપતા ટળાવે છે. આમ શેલી માટે કાવ્યદેવી કોઈ અગમ્ય, ગૂઢ એવી કલ્પનમયી સુંદરી છે જ્યારે આપણા આ કવિને તો કાવ્યદેવી પ્રિયતમાના સ્વરૂપમાં, સુખે સુખી અને દુઃખે દુઃખી થતી વિશ્વના અગમ્ય, ગૂઢ, અણદીઠ રહસ્યોનો ભેદ સુગમ બનાવી આપે છે. કાવ્યદેવી તો એમની સહચરી છે, જીવનસંગિની છે અને એમના જીવનમાં ડગલે ડગલે ક્ષણે ક્ષણે અજસ્ર ચેતનાની લહરીઓ સ્ફુરાવે છે. કવિને વિશ્વના અનંત અગાધ ઊંડાણોમાં ડૂબકી મરાવે છે, અતાગ વ્યોમમાં સેર કરાવે છે અને કવિના તરસ્યા હૃદયને સુધાથી સિંચે છે. આમ કાવ્યદેવીને શેલી અને પૂજાલાલ તદ્દન એકમેકથી વિરુદ્ધ દૃષ્ટિએ નિહાળે છે – નિરખે છે.

કાવ્યદેવી તો આપણા કવિ સાથે પ્રિયતમાના સ્વરૂપે વિહરે છે અને તેથી જ

'તું હિ સકલ અંતરંગ મુજ જાણનારી સખી' કહી કવિ તેને બિરદાવે છે. તે કવિના 'અંધ નેત્રની' 'તારા' બની 'ભયંકર ભવાબ્ધિ મધ્ય' તરણી પણ બને છે એટલું જ નહિ,

'વિમુક્ત યમપાશથી કરતી મારી સાવિત્રી તું,
સદૈવ સુખદુઃખમાં સતત એક તું સંગિની,

અચૂક સહુ દુઃખમાં પ્રણયભાગ તું માગતી,
વિષાદ મુજ વ્હાલથી વદનમંદિરે ધારતી,
ઉધાડી ઉર વિહ્વલા મુજ વ્યથાઅધી ઝીલતી,
વદી વચન મીઠડાં સરસ દેતી આશ્વાસનો.'

અને જ્યારે કવિ એ 'પ્રણયિની'ને મુગ્ધ બની કને બોલાવી ઉરંગે લઈ

'તરંગ, કંઈ ઊંડાણો, ઉર ઉછાળના ભાવ કૈં
અપૂર્વ અનુભૂતિઓ સહુ'

સુણાવે છે ત્યારે **કવિતાદેવી**ની 'પ્રફુલ્લ મુખબિંબ તહી ઉલ્લસી' ઊઠે છે.

માત્ર આમ જ નહી પણ કવિ જ્યારે પ્રકૃતિની ગોદમાં વિહરે છે ત્યારે પણ કાવ્યદેવીનો તેમની સાથેનો સહવાસ અને સહચાર તેમનું જીવન મધુર બનાવે છે.

કવિ પ્રભાતે સૂર્યોદયમાં કાવ્યદેવીને

'રવિના સમુજ્જ્વલ સુવર્ણને આસને
વિરાજિત વિલોકી ઉન્મદસમાન'

નાચી ઊઠે છે; તો વળી ક્વચિત્ કાવ્યદેવી તેમને પ્રેમથી 'મ્હાલવા' બોલાવે છે. જુઓ,

'રહસ્ય – રજની સમે રભસથી ભરી પાંખ પે,
પ્રશાંત ગગને સ્ફુરંત તનુતારકોમાં તને
નિહાળું પુલકંત નેહલ દગે મને ઇંગિતે
અમીમમહી મ્હાલવા પ્રણયપૂર્ણ બોલાવતી'

કવિની એજ કવિના પ્રિયા વસંતવેણુ શી કોકિલામાં, કુસુમમંજરીમાં અને રસફાગના ઉત્સવમાં પણ તેની સાથે જ રહે છે. તો વર્ષાઋતુમાં

લહેરાતણું, સુગીત સુણાવતી નિહાળે છે. વળી, કવિની આ પ્રિયા શૈલીની રહસ્યમયી સુંદરી નથી પણ વિશ્વનાં અગમ્ય રહસ્યોને સુગમ્ય બનાવનાર પ્રિયા છે એમ

'રહસ્ય મુજ કાનમાં કથતી કેવું એકાંતમાં' એ પંકિત દ્વારા જણાઇ આવે છે. અને એવી આ પ્રિયા માત્ર મનોહર, મધુર, શૃંગારની મૂર્તિ જ નથી પણ તેના ઉરમાં અગાધ કરુણ છલોછલ ભરેલો છે. તેનું દિલ દલિતનાં દુઃખો જોઈ દગ્ધ થાય છે, વિલાપ સુણી હૃદય વીંધાય છે, તેથી તે દલિતોના નિવાસમાં આવી પ્રેમભર આશ્વાસન આપે છે.

એટલે જ કવિ કહે છે,

'ધરા ઢળી પડેલને અમરવેલડી શી લળી,
સુધા રૂપરશથી નવીન દઇ પ્રાણ ઊઠાડતી.'

આ પંકિતઓમાં કવિતાદેવીનું પ્રેરણાદેવી, ઉદ્બોધક અને પ્રેરકના સ્વરૂપમાં કવિને દર્શન થાય છે. કવિના 'આત્માની અમૃતકલા છે' એ ભાવ કવિએ એક નહીં, બે નહીં, પણ ચાર વખત વ્યકત કર્યો છે. (જુઓ પંકિત નં. ૧૪૧, ૧૯૧, ૧૯૫, ૧૯૬)

પરંતુ કવિની આ પ્રિયતમા જગતજનોની માતારૂપે કવિની નજરે પડે છે.

"બની તું જતી સર્વની મધુર મોંઘી કૈં માવડી,
અપાર ભવસિંધુ પાર લઈને જતી નાવડી."

અને નીચેની પંકિતઓમાં તો કવિ કવિતાદેવીને શિવાસ્વરૂપે, માંગલ્યકારી દેવી સ્વરૂપે નિહાળે છે.

'પ્રિયે! કવિતા સુંદરી! મધુરમૂર્તિ માંગલ્યની
સમીપ જ સદૈવ શ્રીમુખ સુહાય તારું શિરે!'

**સરિતા તટે,** નિજ ઉત્સંગમાં શિર લઈ, ગગનગર્ભથી અંતરંત ગીત લળી, મર્મસ્પર્શી વિનંતી કરે છે. કવિતા એ માંગલ્યકારક છે, શિવ છે, આત્માને ઉજ્જ્વલ પ્રકાશથી દેદીપ્યમાન કરનાર જ્ઞાનપુંજ છે એવો ભાવ પણ વ્યક્ત કરે છે.

અંતે કવિ પ્રભાતપટરંગિણી, નિખિલનંદિની, સમુલ્લાસિની, હૃદયનંદિની, પ્રફુલ્લવદના, સચ્ચિદાનંદિની, અમરધામની ઉષાને સનાતનપણે સુમધુર રસસરતા અખંડિત બનાવવા પ્રાર્થે છે. અને

'અબાધિત વિકાસથી ઈહ, પરત્ર, યા જન્મમાં
મને તુજ બનાવજે, મુજ બની રહેજે ય તું !'

આવી ભાવભરી યાચના કરે છે.

વળી છંદ, અલંકાર, શૈલી, વિચાર, ઊર્મિ, કલ્પના અને ગુણની દૃષ્ટિએ પણ એક શિષ્ટ ખંડકાવ્યને જરૂરી સૌ તત્ત્વો એમાં આવી જાય છે. કવિનો પૃથ્વીછંદ પરનો કાબુ કાવ્યમાં સફળતા મેળવી આપે છે. સુકૃત પૃથ્વીની ખરી સિદ્ધિ આ કાવ્યમાં થતી દેખાય છે. તો અલંકારોની દૃષ્ટિએ જોકે યમક જેવા અલંકારો જ મળે છે, પણ તેય કવિની કલામયતા સિદ્ધ કરી આપવામાં અગત્યનો ભાગ ભજવે છે.

'ઉદાર, વરદાન ધાર સમ વારિધારા ઝરી,' જેવી પંક્તિમાં દ, ધ અને ર ના પુનરાવર્તનથી કર્ણમંજુલ વર્ણસંગીત સધાય છે તો

'સમર્પતી સુભાગ્ય સ્નેહતણું સ્વર્ગની સૃષ્ટિ શું'

અને 'સમુત્સુક રહું સદા સુખદ હે સુધામંદિની' જેવી પંક્તિઓમાં સધાતી વર્ણસગાઈ ક્યાંયે અવરોધક ન બનતાં, કાવ્યની પ્રાસાદિકતાને ઘાતક ન નીવડતાં, બન્ને તે પૂરક બને છે, પોષક બને છે.

લહેરોતણું, સુગીત સુણાવતી નિહાળે છે. વળી, કવિની આ પ્રિયા સોહીની રહસ્યમયી સુંદરી નથી પણ વિશ્વનાં અગમ્ય રહસ્યોને સુગમ્ય બનાવનાર પ્રિયા છે એમ

'રહસ્ય મુજ કાનમાં કથતી કેવું એકાંતમાં' એ પંક્તિ દ્વારા જણાઈ આવે છે. અને એવી આ પ્રિયા માત્ર મનોહર, મધુર, શૃંગારની મૂર્તિ જ નથી પણ તેના ઉરમાં અગાધ કરુણ છલોછલ ભરેલો છે. તેનું દિલ દલિતનાં દુઃખો જોઈ દગ્ધ થાય છે, વિલાપ સુણી હૃદય વીંધાય છે, તેથી તે દલિતોના નિવાસમાં આવી પ્રેમભર આશ્વાસન આપે છે.

એટલે જ કવિ કહે છે,

'ધરા હળી પહેલને અમરવેલડી શી લળી,
સુધા રુપરશથી નવીન દઈ પ્રાણ ઊડાડતી.'

આ પંક્તિઓમાં કવિતાદેવીનું પ્રેરણાદેવી, ઉદ્બોધક અને પ્રેરકના સ્વરૂપમાં કવિને દર્શન થાય છે. કવિના 'આત્માની અમૃતકલા છે' એ ભાવ કવિએ એક નહીં, બે નહીં, પણ ચાર વખત વ્યક્ત કર્યો છે. (જુઓ પંક્તિ નં. ૧૪૧, ૧૯૧, ૧૯૫, ૧૯૬)

પરંતુ કવિની આ પ્રિયતમા જગતજનોની માતારૂપે કવિની નજરે પડે છે.

"બની તું જતી સર્વની મધુર મોંઘી કૈં માવડી,
અપાર ભવસિંધુ પાર લઈને જતી નાવડી."

અને નીચેની પંક્તિઓમાં તો કવિ કવિતાદેવીને શિવાસ્વરૂપે, માંગલ્યકારી દેવી સ્વરૂપે નિહાળે છે.

'પ્રિયે! કવિતા સુંદરી! મધુરમૂર્તિ માંગલ્યની
સમીપ જ સદૈવ શ્રીમુખ સુહાય તારું શિરે!'

અને આવી આ દેશીને કદી ય રૂસણું ન લેવા દવિ સાચું કવિત્વ, અર્થ અને તદનુસાર શબ્દપસંદગી, કલ્પના, ભવ્ય ઉદ્બોધન, સરળતા, માધુર્ય અને પ્રસાદ, વર્ણસગાઈ વગેરે એકજ કડીમાં મેળવવાં હોય તો જુ

'પ્રભાત પટરંગિણી, નિખિલનંદિની તું દિ તું,
ઉષા અમરધામની, સુરખી સર્વ સંસારની !
સદૈવ ઉદયાચળે ઉરતણા સમુલ્લાસિની,
સુહાસકુસુમ વેરતી, હૃદયનંદિની ! રાજજે !'

જેવી પંક્તિઓમાં જોવા મળે છે. વળી આખાય કાવ્યમાં ઠેરઠેર સુંદર વર્ણનો પણ જોવા મળે છે. જેમકે,

'ધ્વજો ફરફરંત જ્યાં ગગનચુંબી વૃક્ષોતણા,
અનંત ઘુતિ – દેવને પવન નાખતા વીંઝણા;
જહીં કિલકિલાટ કોટિ વિહગોતણા કંઠથી
સવી સરલ માધુરી, હૃદયશૈલ ગાળી મહીં
કરંત રસરૂપ; પુષ્પમય પત્રના પુંજમાં.
મચે ભ્રમર – ગુંજના, વિપુલ રિદ્ધિ સૌગંધના
વહંત જહીં વાય વાયુ લહરંત આનંદથી'

શ્રી. ડો. દ. માંકડ આ કાવ્યને બિરદાવતાં લખે છેઃ "એમાં હૃદયને ભાવોચ્છ્વસિત હેલે ચડાવતો ગગતાતીતગામી કલ્પનાવિહાર છે, એમાં અલભ્ય સ્નેહાદ્વૈત પ્રાપ્તિએ ધન્યતા અનુભવતા હૈયાનું આનંદોલ્લસિત સૌમ્ય ઊર્મિવહન છે, અને એમાં ઝાંખાં અભવસનમાંથી ક્યારેક બહાર નીકળી આવતા લલિત શીતગચંદ્ર જેવો કમનીય ગૂઢાગૂઢ વિચારધ્વનિ પણ છે."

આમ છંદ, અલંકાર, ભાવાનુકૂળ ભાષા, સંગીત, લલિત અને કોમલ પદાવલિ, સુંદર વર્ણનો, પ્રાસાદિકતા અને માધુર્યથી શોભતું આ ખંડકાવ્ય ખરેખર શ્રી. પૂનમલાલની ઉત્તમ સિદ્ધિના નમૂનારૂપ છે.

*

# 'પારિજાત'ના ભક્તકવિ

સ્વ. શ્રી. ઝવેરચંદ મેઘાણી

### જ્યાં જ્યાં વસે એક ગુજરાતી

પૉંડિચેરીના શ્રી અરવિંદ આશ્રમમાં પણ ત્યાં ગયેલા આપણા થોડા ગુર્જરપુત્રોએ ગુર્જર સંસ્કારિતાની એક વસાહત સ્થાપી દીધી છે. ગુર્જરીનાં એ અરવિંદ-પ્રભાવમાં રંગાએલા બેટાઓ વતન-પ્રભાવમાં રંગાયેલું કલેજું જાળવીને રહ્યા છે. પોતાની આત્મસાધનાને એમણે ગુજરાત-ખોળે ઠાલવ્યા કરી છે. નિબંધો વાર્તાઓ કે કાવ્યો જેવાં સાહિત્યસર્ગને રૂપે

### 'પારિજાત'નાં કવિતા-પુષ્પો

એ દૂર દેશમાં યે ગુજરાતની શરદ પૂનમની સ્મૃતિ સાચવતો, ગગન ઘેરતાં ઘનોની છાંયથી પૂર્ણચંદ્રનું મુખ ન દેખાવા છતાં,

ચિદંબર વિષે પરંતુ પ્રિય ગુર્જરીની સ્મે
પ્રસન્ન મુખકાંતિ, જોડ નહિ જેની કો ભોમમાં
અહો વદન વહાલું એ, (ગુજરાતની શરદપૂર્ણિમા)

એવી પતનયાદનાં સ્તવનો ગાતો એક યુવાન કવિ પૉંડિચેરીથી ગુજરાતના અભિષેકાર્થે 'પારિજાત' નામનો કાવ્યપુષ્પસંગ્રહ પાઠવે છે. એ સંગ્રહનું પૃષ્ઠચિત્ર અંદરની કૃતિઓની સમૃદ્ધિનું સૂચક છે. કવિજીવનના યોગાંકુર વર્ષો સૂચવતી એ જ વૃક્ષડાળીઓ દેખાય છે. પર્ણે પર્ણે પારિજાત-પુષ્પો લગેલાં છે. તરુવર પર ન સમાતાં એ પુષ્પો ધરતી રૂપી છાબમાં અઢળક ઢળીયાં છે.

### કવિતાઃ એની એકલ સંગિની

સવાસો પૂરી ને લટકાની એક, એટલી આ કૃતિઓના રચયિતા

નવીન કવિઓની વણઝારમાં કયું પ્રબળ તત્ત્વ લઈને ઉતરે છે? કવિતા એની કઈ દૃષ્ટિ છે? કવિતાકાર તરીકે હું એને ભક્તાત્મા, આરાધક, ઉપાસકના સ્વરૂપમાં નિહાળું છું.

તું એક મુજ અંતરંગ સહુ જાણનારી સખી!
ન ગુપ્ત તુજથી કશું ય હૃદયે કદી સંઘર્યું,
ન અન્ય કહીં યે જઈ ઉર કદીય મેં ઠાલવ્યું (પ્રિયા કવિતાને)

હૃદય ઠાલવવાનું એક જ ઠેકાણું કવિતા; સુખદુઃખમાં સતત એકજ સંગિની કવિતા સ્મિતે સ્મિત મિલાવતી, દુઃખમાં અર્ધ ભાગ માગતી, કવિપ્રાણનો વિષાદ વદનચંદ્રિકે વારતી, કવિ – સવિકલતાની વ્યથાને અંતર ઉઘાડીને ઝીલતી, કવિતાના એ લાંબા આરાધન સ્તોત્રમાં આખરી યાચના એટલી જ છે કે,

પ્રિયે! તું થઈ ઓતપ્રોત મુજ જીવને જ ભળી;
મહા અરવ શૂન્યમાં ય મુજ સંગ રહેજે હળી. (પ્રિયા કવિતાને)

કવિતા સાથેના તાદાત્મ્યનો આવો જીવંત સાક્ષાત્કાર કરાવનારું કાવ્ય જો 'પ્રયોગદશાનું સર્જન' હોય, તો નવીન ગુર્જરોની એ પ્રયોગદશા અતિ નજીકની પરિપક્વ દશાનો એક સુનેરી ખ્યાલ ખડો કરે છે.

## ઠાકોર – કવિતાના અનુયાયી

ઉપર ટપકાવેલી થોડી માત્ર પંક્તિઓ તુરત પ્રતીતિ આપશે કે 'પારિજાત'ના નવકવિ બ. ક. ઠાકોરના પદ્યપંથોના પ્રેમી છે. પોતાની કવિતાનું વાહન એમણે 'સોનેટ' નામની રચનાને બનાવ્યું છે. તેમાં પણ 'ધીરગંભીર આંદોલનોની મુક્તાનંદી ગૌરવભરી છટાની પરંપરાને પગથિયે પગથિયે સોનેટના શિખર – કલશે લઈ જવાનું સામર્થ્ય ધરાવનાર પૃથ્વી છંદ'માં શ્રી. પૂજાલાલની કલ્પના ભાવનાઓ [illegible] નેવી આસાનીથી રમે છે ને એની પ્રત્યેક ક્રીડામાં નિત્યનૂતન કાવ્યલીલા પ્રકટ કરે છે.

પૃથ્વી છંદને પ્રાધાન્ય આપનાર કવિતાશક્તિ જો પ્રતિભાસંપન્ન હોય તો જ તે છંદના ગૌરવયુક્ત પગલે પગલે એને છાજતી અર્થગરિમા રમતી આવે. કમજોર કાંડા એ છંદના ગૌરવના ઘાતક બની એને કંગાલિયતના જ ચીથરા પહેરાવે. પૃથ્વીછંદને અધિકારી ખેલાડીની અપેક્ષા રહે છે. શ્રી. પુજાલાલની કલમ અધિકાર પ્રાપ્ત હોઈ એનું ગૌરવ રક્ષે છે, જ્યાં પૃથ્વીછંદના વાહન – સ્વીકારને એક બે અનિવાર્ય મર્યાદાઓ નડ્યા વિના રહેતી નથી. એક તો કંટાળો આપે તેવું એક સુરીલાપણું ને બીજું સંસ્કૃતપ્રધાન શબ્દાવલિને પ્રતાપ ઊભી થતી દુર્બોધતા.

## બુદ્ધિ અને કલ્પનાનું સૂક્ષ્મીકરણ

બેશક બ. ક. ઠાકોર કહે છે તે સાચું છે કે 'કલાસૌંદર્ય બુદ્ધિ અને કલ્પનાના સૂક્ષ્મીકરણે જ ગ્રાહ્ય બને તેવા વિષય છે.' અને એમનો કટાક્ષ પણ કદાચ સાચો માની લઈએ કે, આમવર્ગના નામે ઓળખાતી કોટિલક્ષાવધિ જનતાને પણ સામાન્યમાંથી વિશિષ્ટ અને પામર પશુમાંથી સંસ્કારી માનવ બનાવવાને માટે તો અપ્સરાપ્રકૃતિ કલાઓનો અવતાર છે. આત્માના શ્રેયાર્થે ધર્મની ઉત્પત્તિ – પ્રવૃત્તિ છે, પણ તે શ્રેય ચિત્તતંત્રના સૂક્ષ્મીકરણ વિના અસાધ્ય અને તે સૂક્ષ્મીકરણનો કર્તવ્યપ્રદેશ જ કલાઓનો ઈલાકો છે.'

## એના ગ્રાહકો જૂજ છે

પણ અહીં પ્રશ્ન એ રહે છે કે 'સૂક્ષ્મીકરણ' એટલે શું? પૃથ્વીછંદનાં ઉપરાછાપરી વળતાં ગૂંચળાંમાં અટવાઈ જતા શબ્દોને એને શબ્દદેહી વિચારોને પકડવાની માથાકૂટ કેટલી હદ સુધી કર્યા કરીએ તો 'ચિત્તતંત્રનું સૂક્ષ્મીકરણ' થયું કહેવાય?

સત્ય હોય તો તે આટલું જ કે પૃથ્વીછંદ પ્રધાન અથવા પૃથ્વીછંદ આજે જેનો પર્યાય બની ગયેલ છે તેની દુર્બોધતાપ્રધાન કલાના ગ્રાહકો અતિ– અતિ જૂજ રહેવાના, એ એના ગૌરવની વાત ગણો ભલે.

## ભક્તિભાવે ઝૂકતો આત્મા

મર્યાદાઓ જેની અનિવાર્ય છે અને તાકાત પણ જેની અચૂક છે, તેવા આ પૃથ્વીછંદનું વાહન કરીને 'પારિજાત' ના શાયર પોતાના 'સૉનેટ'ને વહેવા દે છે. અગાઉ કહેવાયું તેમ એ ભક્તકવિ આપણા પ્રાચીન કવિઓ 'સુબુદ્ધિ તે તું શારદા'થી શરૂ કરતા તેવી, ઝૂકતા આત્માની શ્રદ્ધાથી 'ભગવતીને', 'કલ્પનાને,' 'સનાતન કુમારિકાને,' 'માનસીને,' 'તારો લહિયો,' 'અજાણ્યું કવિ' વગેરે સ્તોત્રોમાં સરસ્વતીનું, વિદ્યાનું, પ્રતિભાનું, કવિતાનું, આવાહન કરે છે: ઓ પરમેશ્વરી! મારા હૃદયમંદિરે પ્રવેશ! મુજ બદ્ધ, પામર, દૌર્બલ્યથી ભરેલ સ્વભાવ તારી પ્રતિચ્છવી બની રહે, તેવી રીતે તું મારા જ્યોતિનું નયન અમૃતના મહાઅંબરે દોરજે. હે કલ્પના દેવી! મારું અશાંત માનસ હજુ કવિત્વને ઝંખી રહ્યું છે. હજુ મુજ આત્મા રસોન્મદ બનીને નવછંદહિંડોલા પરે ઝૂલવા ચહે છે. તું અલોપ ન થજે, મારા કાવ્યઝરા મુક્ત કરજે. હે સનાતન કુમારિકા, તારા પ્રણયના શુચિકિરણ મને દે જેથી મારા મળ ટળે. કુમારાં પાવિત્ર્યો મારા અણુ અણુમાં સુંદર સજી દેજે. હે પ્રજ્ઞા, હે કવિતા મને ફક્ત તારો લહિયો બનાવ. હું માગું છું—શુદ્ધ વાણીને, અપૂર્વ તુજ છંદમયતાને.

## મળમાં મંગલા નહિ આવે

કવિનાં આ તમામ સંબોધનો ઉદ્બોધનોમાં મુખ્ય લક્ષ્ય છે શુભ્રતાનું, પાવિત્ર્યનું, સદભિલાષનું. એને પોતાની અંદરથી જાગતા કવિને જ પૂછે છે કે માનસીને તારા કાવ્યમંદિરમાં પધરાવવાના સદભિલાષ છે? પણ એ વિમલ શ્વેત કમલમાં વસનારી, એ શ્વાસે શ્વાસે પદ્મવર પરમાત્મનની સુગંધ લહેરાવનારી તારા મલીમય પ્રાણમાં પગ કેમ મૂકી શકશે? દુર્ગંધમય વાતનો સમાગમ કેમ સહન કરી શકશે? 'મળે નહીં જ મંગલા આવશે! એના ચરણ નૂપુરોની અપૂર્વ રસસરતા ને પ્રસન્ન વદન તો એ ત્યારે જ લાવશે જ્યારે તું—

'લઈ સ્ફટિક-શુભ્ર અક્ષર અનંતમાં જે સ્ફુરે,'

બનાવ શુભ તેહનો નિલય;                    ( અભીપ્સુ કવિને )

સુકવિ – સાચાકવિ – પ્રતિભાસંપન્નકવિ બનવા મારેના આવા સદભિલાષો રજૂ કરનાર કવિ ભક્તની કોટિના જ હોવા જોઇએ. એને મન કવિતા સસ્તી, બજારું, ચાહે તે વિષયને ડોંજ્યા કરનારી, આ કે તે હરકોઈ લાગણીને લલકાર્યા કરનારી શક્તિ નથી. તેમ કવિએ પોતાના આત્મામાં વસાવતી જોઈતી આ મંગલતા, આ શુભ્રતા ને આ શુચિ, એ પણ નર્યા ગગનવિહારોને અધીન નથી એ કવિ 'ગગનવિહારીને' કાવ્યમાં કહે છે, આકાશનાં જ્યોતિપુંજો મહી જ રઝળતો ન રહેજે કવિ,

પરંતુ ગગનો પરે રસસમાધિમાં ભૂલતો
રખે તું નિજ ભાન આ અવનિની જૂની વેદના.''

*

સુદીનવદના ધરા સતત આશ તારી કરે!
ઉતાર રસ-જ્યોતિને અમૃત સૂરતા ભૂ, પરે.

પૃથ્વીના પટ પરે જ એ તારી રસજ્યોતિને આખરે ઉતારજે. એ 'True the Kindred points of earth and heaven' એ કવિ વર્ડ્ઝવર્થના આદર્શને આંહી 'પારિજાત'નો પૂજારી અપનાવે છે.

કંગાલિયતમાંથી બહાર નીકળે છે.

'પારિજાત' ના પ્રભ – ઉપાસક શાયરની આ દૈન્ય – ભરી લાગણી, આ 'દીન – પ્રાર્થના' ક્યાં સુધી ચાલ્યા કરશે ?

કશી ય નથી યોગ્યતા, અવમતા સ્વભાવે ભરી,
જ્વોઝ્વલઃ અનાગ છે મલિનતા જ્યાંઈ ફરે. (દીનની પ્રાર્થના)

એવા એવા કંગાલિયતના ઉદ્દગારોથી કંટાળો આવતો હતો. ત્યાં તો નૂતન પ્રાણ – રવ સાંભળ્યો

વિશાળ થઈ જા સ્વભાવ ! સુવિશાળ આકાશની
સમાન અણુસીમ; આ રજકણે રૂંધાઈ રહે
તમોજડ દશા મહીં; કલુષ કાળના પાશની
વિદાર દૃઢ શૃંખલા,...... (કુંઠિત સ્વભાવને)

અને કવિ–આત્માએ શાર્દૂલ પેઠે કેશવાળી ખંખેરી—
નકામી આશંકા કૃપણુ તુજને હાથ ! કનડે
'સમર્પી સૌ દેને' – પ્રણય પડઘો અંતર પડે. (પ્રણય પડઘો)

પાંખો ફફડાવતું પ્રાણ–વિહંગ જોયું—
ધ્યાને અપરિમેયનાં અવર ગૂઢ આમંત્રણો :
વિહંગ ! ભર ફાળ લે ઝટ અતાગમાં ઊડણો (આત્મ વિહંગને)

ચૈતન્યને હાકલ

અતાગમાં, અપરિમેયમાં, અનંતમાં ઉડ્ડવાની કવિએ ફાળ ભરી,
ને એણે હાક મારી ચૈતન્યના આદિ પાવકને
ગુહાનિહિત આદિ–અગ્નિચિનગારી જાગી ઊઠો !
ઊઠો પરમ પાવકો ! જડ સમાધિ ત્યાગી ઊઠો (અગ્નિનું આવાહન)

મરજીવાનું વીરત્વ

ઉર–આવેગના, કલ્પનાના, ઊંડા વિચારોના સમુદ્ર–તલમાં મોતી વીણવા માટે

સમુદ્ર ભણી ઊપડ્યા કમરને કસી રંગથી
અડંગ મરજીવિયા ડગ ભરંત ઉત્સાહનાં,

*

ગયા ગરજતા અફાટ વિકરાળ રત્નાકરે,

અગાધ જળમાં પ્રવેશ કીધ કાળને ગહ્વરે

*

ખુંદ્યાં મરણનાં તમોમય તળો અને પામિયાં
અખૂટ મણિમોતીકોષ, લઈ બ્હાર એ આવિયા. (મરજીવાને)

ભક્તોની વાણીમાં વિક્રમ હોય છે. શ્રી. પૂજાલાલની આ પંક્તિઓમાં પ્રાણનો શૌર્ય–ટંકાર છે. પચેવું, ઝરવેલું સંઘરી સંઘરીને ઘૂંટેલું કસુંબલ આત્મ–શૌર્ય આંઢી ઉચિત ઉચ્ચારણને પામે છે. વિચારોમાં નવીનતા ન હોવા છતાં ઉચ્ચારણનો મરોડ વાણીના ધનુર્ધારીને શોભાવનારો છે.

## નાને કુંડાળે અશ્વ રમાડે છે

એક સામટાં ચોપન સોનેટનું આ ઝૂમખું આપનાર કવિ પૂજાલાલ પહેલવહેલા છે. અને એમાંનાં બાર તો પોતાને અત્યંત આકર્ષી ગયાં છે એવું કહેતા 'પ્રવેશક'કાર શ્રી. ઠાકોરે આમાં સોનેટો ઉપર ચર્ચા કરી છે. સોનેટ નામના આપણે પ્રાન્તે ઉતરી આવેલા નૂતન કાવ્યપ્રકારનો અભ્યાસ કરવાની પ્રચુર સામગ્રી શ્રી. ઠાકોરે તેમ જ શ્રી. બેટાઈએ આપણને પૂરી પાડી છે. હું પોતે તો આ ચૌદ પંક્તિઓના કાવ્યપ્રકાર વિષે ઝાઝું સમજતો ન હોઇ એટલું જ કહી શકું છું કે એકજ કાવ્યભાવને આટલા ટૂંકા કુંડાળામાં ઝીલો અશ્વારોહી જેમ અશ્વ રમાડે તેમ પૂજાલાલ રમાડી જાણે છે. ધ્યાનચૂક થતી નથી સૂરતા સ્થિર રહે છે.

## કૌટુંબિક પ્રેમ

'બીજી કવિતાઓ' નામના બેઉ ખંડોમાં પણ સોનેટોના ઘાટ સહેજે ઉતરી શકે તેવી ઊર્મિગીતોની કૃતિઓ છે. શિવાજીના જીવનનો પેલી નવાબની બેગમવાળો કિસ્સો વર્ણવતુ કથાકાવ્ય છે, એવાં જ લાંબાં ઉદ્‌ગારકાવ્યો પોતાના પિતાને વિષે, દાદાની સ્મૃતિ વિષે, વિધવા વિષે પણ

છે. એમાંથી 'દાદા'નું કાવ્ય તો બાળકોને અને કુમારોને સવેળા પાઈ દેવા સરખું છે. કૌટુંબિક ભાવોની ધરતીમાંથી ઉખડી પડેલા અત્યારના આપણા જીવનયોગની ઉભયભ્રષ્ટ હાલતનો વિચાર કરીએ છીએ ત્યારે કંપી ઉઠાય છે. તેવે ટાણે આપણા નવીનો, પોતાના યુગકાળથી તદ્દન જુદા ને વિરોધી યુગકાળમાં છવી ગયેલાં સ્વજનોને – પિતાને, દાદાને, બાને, બહેનને સર્વને કાવ્યમાં સ્મરી રહ્યા છે. સ્મરણોને અશ્રુભીના કરી રહ્યા છે ને એવા સ્મરણોનું એટલું તો સરસ સાધારણીકરણ નિપજાવી રહ્યા છે કે આજની ભલે નહીં પણ આવતી કાલની નવી પેઢી તો જરૂર પાછી રાષ્ટ્રજીવનના સમગ્ર સ્વાભાવિક એકમ સમી કુટુંબસંસ્થામાં પુનઃ મૂળિયાં નાખી શકશે. કવિ ન્હાનાલાલની ગીતાના ભાષાન્તરવાળી અર્પણકવિતા, સુન્દરમનું 'બાની છબી,' ઉમાશંકરનું પિતૃશ્રાદ્ધ સારતું વેદનામય નાનું કાવ્ય, હમણાં જ નિહાળેલા 'સ્વપ્નસ્થ'નાં બહેનચિત્રો ઇત્યાદિ અનેક અત્યારે યાદ આવે છે.

## દાદાનું સ્તોત્ર

શ્રી. પૂજાલાલે તો કાવ્યના પ્રારંભમાં જ એક આંખો સામે રમે તેવી શબ્દ – મૂર્તિ સરજાવી છે –

અમારા એ દાદા, વિપુલ વડનાં ઝુંડ સરખા,
વિશાળી છાયાએ સકલ અમ સંતાપ હરતા.

નાનાં બાળકોને કુટુંબના તેમજ શાળાના અનેક જુલમોમાંથી રક્ષા દેતા એ 'દાદા' ઘણીયે આંખોને આજે સજલ કરશે, કેમકે,

હવે તો દાદાઓ દુરલભ થયા, દાસ્યુ સમો

*

ગઈ મીઠેરી એ હૃદય હરિયાળી ઊડી ગઈ!
ભલાઈ, ભોળાઈ ગઈ! પ્રણયવેલી ગઈ બળી!

*

ગયા દાદા વ્હાલા અમ ભવનના શંભુ સરખા!

## પદો પણ વેરાયાં છે

પ્રસંગ ધો ઉપરાન્ત અન્ય અનેક કાવ્યપ્રકારોમાં પગલી પાડ્યા વિના રહી શકે એવું આપણા નવીનોમાં તો કોઇક જ હશે. પૂજાલાલનાં 'પારિજાત'માં અહીં તહીં થોડાં પદો વેરાયેલાં પડ્યાં છે. તે બતાવે છે કે જો ધારે તો આ કવિ જૂની સંત – વાણીની લઢણમાં અનેરાં પદો ગાળી આપે —

સચરાચરની પાજે રે,
અગમ એક ઓવારે રે બેઠો છે માછીડો.

*

વેચાતો રાખો રે મને કોઈ વેચાતો રાખો.

*

કોણ આવશે રે ભાઈ! લાંબી વાટે.

અને છેલ્લું મૂકેલું —

જુગ જુગનો હું જાચક ને તું દુનિયાનો દાતાર:
રે હું શું આપું!
હું રજકણમાં રુંધાઉં, તું અનંતનો અસવાર:
રે હું શું આપું!

## જનતાને ન નિંદો

આ પદો દિલ પર ચંપાઈ બેઠેલા પૃથ્વીછંદનો બોજો થોડીકવાર હેઠો મૂકીને લોક – વાણીના શીતળ છાંયડે વિસામો લેવરાવે છે. ઓ નવીનો! કોઈ આવાં હળવાં પદો આપો, વિરાટ લોકસમૂહને લાગણીઓની સૂક્ષ્મતાથી વિહોણો ગણી ઉવેખો ના. તમે અજમાવી તો જુઓ, આવાં પદોને સૂરે સૂરે સહસ્રાવધિ હૈયાં થનગનતાં આવશે. આપણો લોકસમૂહ પામર નથી, ક્ષુદ્ર નથી, એ તો આપણી જુગજુગ — ઘૂંટેલી સંત – વાણી લોક – વાણીના

સમૃદ્ધિ-ભંડારની વારસદાર જનતા છે. એનો સંસ્કાર તો અત્યારે ય સુષુપ્ત છતાં જીવતો છે. એને ન નિંદો, ન ધિક્કારો, આપણી નાગર મનોદશાનું આરોપણ એમના પર ન કરો. આપણી વિમુખતાનો ચોર-કોટવાળો દંડ એમના પર ન નાખો.*

## પૂજાલાલને પ્રાર્થના

ભાઈ પૂજાલાલના ભક્તહૃદયને પ્રાર્થું છું, કે આટલી બધી ભાવના-સંપત્તિ અને પ્રબળ પ્રૌઢ ગભીર કલ્પનાઓને વૃત્તોમાં વિક્રમશીલ છટે વહાવનારી આટલી શક્તિના તમે સ્વામી છો, તો એકવાર આપની અંન-વાણીનાં મુકાયેલાં નદીનિર્ઝરોને તમારા મેઘ-વર્ષણે નવપલ્લવિત કરો.

કહેશો ના, કહેશો ના કોઈ કે પૃથ્વી માલિની ને શિખરિણી તો તેમને અનાયાસે કવિતા પ્રેરાવતા છંદો છે. યાદ કરજો, તમે એ વૃત્તોને તમારાં ગરુડ-વાહનો બનાવવા માટે કેટલાં વર્ષો, કેટલી શક્તિ, કેટલો મહાવરો ખર્ચેલ છે! એ તમને અનાયાસે આકાશમાંથી નથી સાંપડ્યાં. એના જેટલું જ પરિશીલન જો પૂજાલાલે, સુન્દરમ્ કે ઉમાશંકર આદિ બાંધવો લોકવાણીના પ્રકારોનું કરે, તો હું વિના સંકોચે કહું છું કે કબીર, રવિસાહેબ અને ધીરા ભોજલનો, દાદુનો ને સુરદાસનો યુગ ઝાંખો પડે તેવી નવી ઝબકનાં લોક-પદો નૂતન ભાવો ને કલ્પનાઓને લઈ જનવિરાટને હૈયે હૈયે રમતાં, અને

પરંતુ —

અરે! કાંઈ નહીં.

# 'પારિજાત' — એક સૌગન્ધ્ય લહરી

શ્રી. શાન્તિલાલ ઠાકર

અમે ગુજરાતને ધન્યવાદ આપીએ છીએ, કારણ કે તેને આંગણે પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી પારિજાતના પુષ્પોની વૃષ્ટિ થઇ છે, અને તેના સુગંધની ઉન્માદકારી લહરીઓથી ગુજરાતના કાવ્યપિપાસુ રસાત્માઓની રસવૃત્તિ પ્રસન્ન અને પરિપુષ્ટ થવાની અમને ખાત્રી છે. શ્રી અરવિંદ – આશ્રમના નંદનવનમાં વીણેલાં પારિજાત, ભગવતી દિવ્યચૈતન્યમયી માતાની કૃપાથી, ભાઇશ્રી પૂજાલાલે ગુજરાતને સમર્પ્યાં તે ધન્ય ટાણે અમે અમારો હર્ષ પ્રગટ કરીએ છીએ. તે ભાઇનો અમે ઉપકાર માનીએ છીએ.

"પારિજાત" નું રસપાન કરતાં કરતાં અમને ખરેખર આનંદ પ્રાપ્ત થયો છે, અને તે આનંદમાં અન્ય સહૃદયોને સહભાગી કરવાની વૃત્તિથી પ્રેરાઇ ને અમે શ્રી પૂજાલાલની કવિતાનાં મુખ્ય લક્ષણોનો અભ્યાસ નમ્રતાપૂર્વક રજૂ કરીએ છીએ.

કવિનું દિલ ભક્તહૃદય છે એ તો પ્રથમ દૃષ્ટિએ પણ વાચકને જણાયા વિના રહે તેમ નથી. તેમની કવિતામાંથી આધ્યાત્મિકતા તો ટપકે છે કવિ રાત્રિની મૌનભરી ઋચાઓ સાંભળતા હોય કે સુરપાણના ધોધના પડછંદ ઝીલતા હોય, આર્યવિધવાનાં આદર્શને પ્રતિબિમ્બિત કરતા હોય, પોતાના એક યુવક મિત્રને લગ્નટાણે અભિનંદન પાઠવતા હોય, પોતાનો જન્મદિવસ ઊજવતા હોય કે પોતાના સદ્‌ગત પિતાને શ્રદ્ધાંજલિ અર્પતા હોય, તે અગમનિગમના અણસારા કરતા તારાઓનું અવલોકન કરતા હોય કે શિખરોની શૂન્ય એકલતામાં ભવ્ય મંગલદર્શન કરતા હોય, તે રાજર્ષિ શિવાજીની પુણ્યમયી સૌંદર્યપૂજા ચીતરતા હોય કે શિવ અને સુંદર ભાવિસર્જનની શક્યતાવાળી *કાળી ચૌદશની ભયંકર વિનાશકતા* આલેખતા હોય – પણ કવિનો પ્રધાન અંતિમ સૂર તો એક જ નીકળે છે અને

તે તેમની આધ્યાત્મિક જીવનની તમન્ના, તેમની દિવ્ય જીવનની નિરંતર અભીપ્સા અને તેની ખાતર સંપૂર્ણ સમર્પણ કરવાની લગની સર્વસ્વ ન્યોછાવર કરી નાખવાની તાકાત.

જુઓ,

નિગૂઢ રાત્રિને મ્હેલે શાંતિ શાશ્વત સુંદરી
તેડે તારકની સેજે મીઠડા મૌનથી ભરી.
નિર્બંધ, નિર્વસન, નીરવ, નિર્વિકલ્પ,
નિત્યપ્રભાત પુરુષ પ્રભુ પ્રાણપારે
જાગી અનંત રશ્મિરેશ્વરરૂપ માણે
આનંદ દીય અકલંક–મયંક ખારે. (રજની મહેલે)

* * *

અનંતદલ પદ્મની મનુજ–આત્મરૂપી કળી
થતાં જનમનું પ્રભાત દલ ખોલવા લાગતી,
અને પરમ–પ્રેમભંગ અવકાશમાં નીકળી
કરે અમૃતગુંજના મગણરેણુ ડોલાવતી (જન્મદિન)

* * *

પ્રણયની સિદ્ધિના સારમાંથી
ચૈતન્યો સર્જવાને પ્રકૃતિ–પુરુષ અદ્વૈતયોગે મહાલો
(એક યુવક મિત્રને લગ્નટાણે)

* * *

જતુ ચૂર્ણ બનાવ, અંધ તિમિરો દીપાવલી–રાંસથી
પર્વોમાં પલટાવ, સર્જન તણો સર્વાંગ મોહામણો
સોના–સૂર્ય ઉગાડ, દિવ્ય વિલસે સન્મુક્તિની મંજરી:
કાળીચૌદશના નિશીથસમયે તાગ બજે ખંજરી: (કાળી ચૌદશ)

તેમની ભક્તિમાં ક્યાંયે પોચાપણું કે લાગણીવેડા નથી, અલબત્ત, સ્થળે સ્થળે કરુણા, મૃદુતા અને સંવાદિતાના સૂર છે; પણ પ્રધાન સૂર તો કવિના આધ્યાત્મિક જીવનનો અડગ નિશ્ચય, માયિક સુખો તરફ વીરતાભરી પરાઙ્મુખતા, પાછા વળીને જોવાની કાયરતાને ફગાવી દેતી કેસરિયાંવૃત્તિ છે. દિવ્ય ચેતનાના અસીમ નવને ખૂંદી નાખવા, પોતાની જીવનનૌકાને ભરદરિયે છોડી મૂકનાર અને ઝંઝાવતો સામે જેની છાતી ગજગજ ફુલે છે એવો એ નાવિક – કવિ તંત્રશાસ્ત્રમાં જેને 'વીર' સાધક કહે છે તેવો છે. એને તો જીવનનાં અતાગ ઊંડાણોમાં ડૂબકી મારી દિવ્યનાનું ઝવેરાત મેળવવું છે; એ જીવનને જુગારે ચડેલો સટોડિયો છે – એણે તો હોડ બકી છે એક જ, "કાં તો જન્મમરણના ત્રાસવાળી માનવતા જાય અને તેને સ્થાને વિજ્ઞાનજ્યોતિથી અલૌકિક દિવ્યચેતના સ્થાપિત થાય, અથવા તો એ ભવ્ય પ્રયત્નમાં એ ફના થઈ જાય." એને બાંધછોડ કરવાની વૃત્તિ નથી કવિ દિવ્ય યજ્ઞનો યજમાન છે એણે આવાહન આપ્યું છે બધી નિમ્નગામી વૃત્તિઓની આહુતિઓનો ભડભડ ગ્રાસ કરી જનાર દિવ્ય અભીપ્સાના અપૂર્વ અગ્નિને! તેની નેમ છે એક – આ લોથપોથ થઈને પડતા શબ પામે – શરીરચેતના પામે દિવ્ય યાત્રા કરાવવાની અને અંતે વિજ્ઞાનમય રૂપાંતર સિદ્ધ કરાવવાની! તે જહેમતભરી મુસાફરીમાં ભલેને અનેક વિઘ્ન આવે, પણ તે કદી હૃદયદૌર્બલ્ય દાખવી આંસુ સારવાનો નથી અને એમ કરી અસુરોની સેનાને હર્ષનો અવસર આપવાનો નથી. કવિના આત્મ-વિહંગે મુક્તિના માળાની મોજને માણી છે; એટલે તે આ કામનાના કાદવથી ખદબદ થઈ રહેલા સંસારમાં રાચી શકે તેમ નથી; તેને તો ત્યારે જ જંપ વળશે જ્યારે તે પોતાના મૂલનીડમાં પહોંચી, આત્માનંદનાં ચણ ચણશે અને અનંતમાં ગગનવિહાર કરશે.

જુઓ,

જુગાર રમશું અનંત સહ દાવમાં જાતને
મૂકી: પરમ પામશું, થવું ખુવાર યા . મુન્મને (જુગારીઓ)

* * *

ખુંધાં મરણનાં તમોમય તળો અને પામિયા
અખુટ મહિમોનાં દ્વાર, લઈ બહાર એ આવિયા (મરણવિજય)

જ્વલંત શ્રદ્ધા કેરી હોડી,
લાખ વિચાર કરીને અંતે
મેં તો ભરદરિયામાં છોડીઃ
હવે ન પાછું ફરી જોનારો
હું તો નાવિક નાવિક (નાવિક)

*  *  *

તું પ્રેર, શુભ પ્રેગ, વેગભર પ્રેર, અગ્નિ! મને
ક્ષણે વિરમ ના, વિરામ મુજનેય ના દે ક્ષણે,
પ્રચંડ તવ જ્વાળને પ્રતિપળે ઊંચે ને ઊંચે
ઉછાળ, રચી વીજવલ્લરીમયી શિખાની સીડી. (અગ્નિનું આવાહન)

*  *  *

..................સકળ મુજ લે તું લઈ હરી
લુંટારા શો આવી! તિમિર તમરાં છો કકળતાં!
ભલે તારી જ્વાળે મૃત મનરુવાંટાં પ્રજ્વળનાં. (પ્રણયપડઘો)

*  *  *

જ્યાં અપરિમેયનાં અરવ ગૂઢ આમંત્રણો:
વિહગ! ભર ફાળ, લે ઝટ અતાગમાં ઊડણો. (આત્મવિહંગને)

આ રીતે અભ્યાસ કરતાં આપણને એમ સ્પષ્ટ લાગે છે કે કવિના ઉપર શ્રી અરવિંદની યોગ પ્રણાલીની ખૂબ ઊંડી અસર છે. અમે તો એમ પણ કહેવાની ધૃષ્ટતા કરીએ છીએ કે જે વાચકને શ્રી અરવિંદની યોગપ્રણાલીનું — તેમના તત્ત્વચિંતનના મૌલિક સિદ્ધાંતોનું–જ્ઞાન નથી, તે કવિની કવિતાના હાર્દને બરાબર સમજવા અસમર્થ નીવડશે. આ સંબંધમાં અમે 'પારિજાત'નાં પ્રથમ બે કાવ્યો–પ્રારંભિક

'અર્પણ' અને 'ભગવતીને' તથા છેલ્લું કાવ્ય 'હું શું આપું ?' તે તરફ વાચકનું ધ્યાન ખેંચીએ છીએ. તે બધામાં જે સમર્પણની ભાવના છે, તે શ્રી અરવિંદની યોગપ્રણાલીનો મુખ્યતમ સિદ્ધાંત છે.

વાંચો,

મમત્વે નડતાં ઊણાં અર્પણો ને અનર્પણો :
મોટાં મોટાં લે માડી ! સ્વીકારી શિશુસર્જની ! (અર્પણ)

પ્રવેશ પૂલકાવતી અણુ અણુ સ્મિતે શોભના !
સ્વયં ધર મને લઇ અમૃત તત્ત્વ વૈકુંઠનાં. (ભગવતીને)

* * *

જુગ જુગનો હું જાચક ને તું દુનિયાનો દાતાર :
રે હું શું આપું ?
હું શું આપું ? માગું તારી દયા માત્ર તલભાર :
રે હું શું આપું ? (હું શું આપું ?)

વળી, અનેક સિદ્ધિઓ પ્રાપ્ત કર્યા છતાં છેવટે દિવ્યચેતનાને પાર્થિવ ભૂમિકા પર સુપ્રતિષ્ઠિત કરવાનો આગ્રહ તથા કવિનો વિજ્ઞાનસૂર્યને અર્થે સમગ્ર આધારમાં જીવનવ્યાપી શુદ્ધિનો આગ્રહ – આ બધાં તત્ત્વો શ્રી અરવિંદની વિચારસરણિ સમજ્યા હોઇએ તો જ સ્પષ્ટતાથી સમજાય.

જુઓ,

ભૂપર કરવા આવ, હે અદ્દભુત રૂપ અનાદિ !
પૃથ્વીના પ્રાણને પાટ સ્થાપ તારી શાશ્વત ગાદી (પ્રભુતાનું પંખી)

* * *

અવનિને આંગણે આવો, સૂરજદેવ !
પગલાં સોનાનાં પાડતા જી !

ખડે ખડે અટકાઈ રહેલ ઘોર
વેરણ રાતને ભગાડના જી.
(વિજ્ઞાનસૂર્યને)

આ કવિની શુદ્ધ કવિતાની ભાવના પણ શ્રી અરવિન્દની ' Future Poetry 'નો પડઘો પાડે છે સાચા કવિનું કર્તવ્ય એક જ છે અને તે એ કે જગતના બાહ્ય કોલાહલો તરફ કાનને બહેરા કરી દઈ, દિવ્ય શ્રુતિ દ્વારા ભગવાનની મોહમયી બંસરીના અનાહત ધ્વનિ સુણવા તે ધ્વનિને શબ્દદેહ આપવાની ઘડમથન પણ કવિને કરવાની હોતી નથી તેને તો માત્ર કવિતાદેવીની ' અપૂર્વ છંદોમયી શિવા સરસ સૂનૃતા શુદ્ધ વાણી 'નો વાહિયો જ બનવાનું છે ઉપર પ્રયોગ કરાયેલા બધાં જ વિશેષણોમા ઋગ્વેદની અસર ઉપાડી છે પણ તેય શ્રી અરવિંદનાં લખાણો દ્વારા કવિને પહોંચી હોવાનો સંભવ વિશેષ છે કાવ્યરાણીનું વહાલેરું, પાળેલું કલ્પના-પંખીડુ અશુદ્ધ વાતાવરણમાં ઊતરતું નથી; તે તો માત્ર શુદ્ધિની ડાળે માળો બાંધીને રહે છે માટે સાચા કવિએ, જો શ્રેષ્ઠ કવિતાને જીવવી હોય તો, સમગ્ર જીવનમા શુદ્ધિ સ્થાપિત કર્યે જ છૂટકો છે શ્રેષ્ઠ પંક્તિની કવિતા માટે અનિવાર્ય એવી આ સંપૂર્ણ શુદ્ધિ પર ઝોક-તે પણ શ્રી અરવિંદની વિચાર-સરણી-નુ એક અંગ છે.

જુઓ,

કથા શ્રમ જરો, મને નહિ જ મંગવા આવશે. (અભીપ્સુ કવિને)

તર્કની જાળને જોતાં વાર પંખી ઊડી જતું,
એનું જ્યોતિતણી ડાળે રસમાળે જ કૂજતુ
વાસનાના વિકારોની ઘૃણા એના સ્વભાવને,
પાવિત્ર્યના પ્રદેશો જ આકર્ષે એની આંખને (કવનાતુરને)

આ સિવાય, 'વિશ્વદેવ' નામનું કાવ્ય આપણને ઋગ્વેદના દશમા મંડળમાં આવતા પુરુષસૂક્તની વિરાટ ભવ્ય કલ્પનાની યાદ અપાવે છે.

'कः' નામનું કાવ્ય વાંચતાં ઋગ્વેદનું '**कस्मै देवाय हविषा विधेम**' સૂક્ત સ્મૃતિમાં ઉભરાય છે; જો કે કવિના કાવ્યમાં કલ્પનાની લલિત સુકુમારતા તથા શબ્દપ્રયોગોની ચમત્કારી કાવ્યમયતા વિશેષ છે.

કવિની કલ્પનાનો ચમત્કાર અનુભવવો હોય, તો જુગજુગથી ઝંખતી એકાન્ત વિયોગિની રાધાના ઊના નિઃશ્વાસની ઉષ્મામાં તમારે થોડુંક કરમાવું પડશે, અને તેમની સતતસંગિની 'પ્રિયકવિતા' સાથેના તેમના વિવિધ વિહારમાં તમારે પણ સહચારી બનવું પડશે. તમે શું અનુભવશો ! શૃંગારથી માંડીને કરુણ સુધીના બધા જ રસોનો રોમાંચજનક આવિર્ભાવ, નૈસર્ગિક સૌન્દર્યના ભવ્યલલિત ચમત્કાર, આનંદ હિલ્લોલના હિંચોળા. કવિની ભાષામાં સંસ્કૃત ભાષાની અસર છે, તેમ જ એમના અલંકારોમાં પણ છે. મધ્યયુગના સંસ્કૃતસ્વામીઓની ઉત્પ્રેક્ષા જોવી હોય તો 'ઘનશ્યામ ક્યાં ' વાંચો. ચમત્કારિક 'વિરોધાભાસથી હર્ષપુલકિત થવું હોય, તો પિતાશ્રીને શ્રદ્ધાંજલિ' આપતા કવિના કરસંપૂટમાં તમારૂં ભાવપુષ્પ ઉમેરો. વીરકવિતાની શક્યતાના તણખા ઝરતા નિહાળવા હોય, જોડાક્ષરોથી પ્રચુર મર્દાનગીભર્યો શબ્દપ્રયોગ શ્રવણ કરવો હોય તો સૂરપાણના ધોધના ધસમસતા વેગ સાથે ઘડીક ધસડાઓ, અને 'સ્વાતંત્ર્યના સૈનિકો'ને વીરમૃત્યુ માટે કુસુમાંજલિ અર્પો. આ સામગ્રીમાં એવી શક્યતા અમે નિહાળીએ છીએ કે પ્રો. બ. ક. ઠાકોર સાથે અમને પણ કવિને કહેવાનું મન થાય છે કે – 'ગુજરાતને એક સળંગ લાંબુ આખ્યાન અથવા તો વીરકાવ્ય આપો.'

કવિની કવિતામાં અમને બીજી એક વિશિષ્ટતા નજરે પડી છે, અને તે એ કે કવિએ કુદરતનો પરિચય ખૂબ સાધ્યો છે, અને પ્રકૃતિમાતાને ખોળે બેસી તેમણે ગહન શાન્તિમાં ડુબકીઓ દીધી છે અને નૈસર્ગિક સૌન્દર્યની પ્રેરણાનાં પાણી પીધાં છે. આ વિષયમાં અમને કહેવું પ્રાપ્ત થાય છે કે – કવિ માત્ર સુંદર અને કોમલ ઘટનાઓમાં જ નહિ, પણ ભયંકર અને રૌદ્ર બનાવોમાં તેમ જ દૃશ્યોમાં સત્યનું મંગલદર્શન કરે છે અને તે તેમની વેધક, તત્ત્વબોધી ક્રાન્તદૃષ્ટિને આભારી છે. કવિ રજનીને

અંતમાં, કવિને એક વિનતી કરીએ? સામાન્ય રીતે, કવિના કવિતાનો પ્રવાહ નૈસર્ગિકતાથી અસ્ખલિત વહે છે, પણ 'માતૃભાષા' એ સંગ્રહ એક નિબંધ નથી શું? વિચારભારની દષ્ટિએ, વિષયની પસંદગીની દષ્ટિએ તેની રજૂઆતની દષ્ટિએ તેમાં કવિતા થોડી છે તેને બદલે કોઈ એક મનુષ્ય નિદ્રામાંથી ઝબકીને જાગતાં પોતાની ઊંડી લાગણી પ્રથમ સ્વાભાવિકતાથી જ માતૃભાષામાં વ્યક્ત કરે છે એવો કોઈ પ્રસંગ અથવા તો એવો જ કોઈ બીજા પ્રસંગ કવિતામાં ઉતાર્યો હોય તો તેને આ સંગ્રહમાં સ્થાન આપવાનો અધિકાર મળત ખરો પણ આ તો કાવ્યસંગ્રહમાં નિબંધ જેવું લાગે છે બીજું, કવિએ શા માટે ધ્વનિની આડકતરી રીતે ઉત્પન્ન થતી પ્રબળ અસર ઉપર બહુ રાખવી જોઈએ? રાજર્ષિ શિવાજીના પ્રસંગમાં કવિતાના ચમત્કારની માન પ્રસંગ જ રજૂ કર્યો હોત અને શિવાજીના મુખમાં પવિત્રતા અને સૌંદર્ય માટેની ઉક્તિઓ ન મૂકી હોત તો ન ચાલત? ઉપદેશાત્મક લીટીઓ લખવાનો લોભ કટલીક વાર કવિ રોકી શકતા નથી, અને તેથી કવિમાં તેટલે અંશે ન્યૂનતા આવે છે એવી અમારી માન્યતા અમે નમ્રતાથી કવિની આગળ રજૂ કરીએ છીએ

ઉપર જે કર્યું છે તે કવિની કવિતાનું બહિરંગપરીક્ષણ નથી, પણ માત્ર તેનું તાત્ત્વિક દર્શન કરવાનો એક અલ્પ પ્રયત્ન છે બહિરંગ પરીક્ષણ કરવાની અમારી શક્તિ નથી, પણ અમે જરૂર એટલું માનીએ છીએ કે આ કવિની કવિતાની વિશિષ્ટતા ખાસ કરીને તેના લક્ષ્ય ઉપર, પરંતુ ઉપર અને વિભાગના આરંભાગ ઉપર છે, અને તેથી જ અમે તે તત્ત્વોની ઝીણવટભરેલી ચર્ચા કરવાનો પ્રયત્ન કર્યો છે. અંતમાં અમે કવિને ફરીથી હાર્દિક અભિનંદન આપીએ છીએ અને 'પારિજાત'ના પુષ્પોની બીજી માળા ગૂંથવાથી ન્થી, તે વડે ગુજરાતની વાડીને તે શણગારશે અને તેની ફોરમથી સહૃદયોના ચિત્તભૃંગોને ઉન્મત્ત કરી, તેમના ગુંજારવથી પોતે કૃતકૃત્ય થશે એવી આશા સાથે વિરમીએ છીએ

*

# 'પારિજાત'નો પ્રસાદ

શ્રી. બચુભાઈ રાવત

આજ પાંચેક વર્ષથી ગુજરાતી સાહિત્યાકાશના એક ખૂણેથી, કોઈ સૌમ્ય–તેજસ્વી તારકની પેઠે એક યુવાન કવિ પોતાના પ્રસાદનું તેજ વહાવી રહ્યો છે. એ પાંચ–સાત વર્ષના પટ પર એની કવિતા, કોઈ રાજસવારીની પેઠે પોતાના તેજથી આંખ આંજી નાખતી નહિ, પણ એક પુણ્યશીલ ભક્તની આભા પેઠે શાન્ત પ્રકાશ પાથરતી આવી છે. અને હમણાં થોડા વખત પર એનો જે સંગ્રહ બહાર પડ્યો છે તેના સમગ્ર વાચન પછી મન પર છાપ પણ એજ પડે છે જાણે કોઈ ભક્તકવિ ગુજરાતને સાંપડ્યો છે.

એ સંગ્રહનું નામ 'પારિજાત,' અને એના કવિ તે ભાઈ પૂજાલાલ રણછોડદાસ દલવાડી. પ્રજાપતિ જેવી લોકધર્મના પ્રધાન કોમમાં એમનો જન્મ. મૂળ નાપાના વતની. આજથી વીસેક વર્ષ ઉપર ગુજરાતના તરુણોનાં કલેવર ઘડનાર અખાડાવીર શ્રી. અંબાલાલ પુરાણીના એ શિષ્ય અને સાથી. અમદાવાદમાં કૉલેજના અભ્યાસની સાથે સાથે અખાડામાં કામ કરતા અને એની સાહિત્યપ્રવૃત્તિઓનાં હસ્તલિખિત માસિકોમાં લખતાં કવિતાની કૃપા ઉતરી. શ્રી. અંબુભાઈ પૉંડિચેરી ગયા ત્યારપછી થોડા કાળે એ પણ ત્યાં ગયા. મૂળથીજ પોતે સહૃદય અને આસ્તિક વૃત્તિના, તેમાં ત્યાંની સાધનાએ બલ પૂર્યું અને એમની કલમમાં તપની નિર્મલતા, સમર્પણની વીરતા અને ભક્તિનો ઓજ ઉતર્યો. પરિણામ આજે આપણી આગળ મોજૂદ છે.

અને કેવું પરિણામ? એ સંગ્રહના પ્રવેશકમાં શ્રી. બલવંતરાય ઠાકોર તો એટલે સુધી કહે છે કે 'અઢી ત્રણ જમાના પછી આજ પહેલીવાર ગુજરાતી કવિતા આવો નવો સ્વતંત્ર સુંદરભક્તિફુવારો પામે છે.' જો કે એમ કહેતાં પહેલાં આપણે 'પ્રભો અન્તર્યામી,' 'મંગલ મંદિર ખોલો,' 'એકજ દે ચિનગારી' જેવાં ગુજરાતી સાહિત્યમાં ચિરકાળ ટકી રહે તેવાં

ભક્તિકાવ્યો અને શ્રી. ન્હાનાલાલ – ખબરદારનાં સુંદર ભજનો ભૂલી જવા નથી જોઈતાં. પણ હા, એટલું નિર્વિવાદ કહી શકાય કે સાચા ભક્તના જે લક્ષણો–ચિત્તની શુચિતા, હૃદયની આર્દ્રતા, દીનતા, શ્રદ્ધાબલ, સાત્વિક અભીપ્સા, સમર્પણ, મસ્તી, પ્રસન્ન આનંદ : એ બધાં ભાઈ પૂજાલાલનાં કાવ્યોમાં એટલે અંશે છે કે જે સમગ્રરૂપે એમને એક ભક્તકવિની કોટિમાં લાવી મૂકે છે. એમનાં કાવ્યો વાંચતા જઈએ છીએ ને આપણને ઉત્તમોત્તમભક્તકવિઓ સાંભરે છે. મીરાંની પેઠે એ 'તારું નામ' ગાવામાં તરબોળ બને છે; સુરદાસની માફક આર્તપણે પોતાની ઊણપો સંભારી આત્મવિડંબના કરે છે, નરસિંહની પેઠે એને રસરાસનું દર્શન થાય છે; અર્જુનની માફક વિરાટરૂપ દર્શન લાધે છે. કોઈ વેદના પૌરુષભર્યાં આવાહનોનું અનુરણન પણ આપણને સંભળાય છે. જુઓ, ચૈતન્યના હેત અગ્નિનું એ આવાહન કરે છે :

તું પ્રેર, શુભ પ્રેર, વેગભર પ્રેર અગ્નિ ! મને<br>પ્રચંડ તવ જ્વાળને પ્રતિપળે ઊંચે ને ઊંચે<br>ઉછાળ, રચી વીજવલ્લરીમથી શિખાની સીડી,<br>અનંત શિવ ધામમાં અચળ એહને ટેકવી,<br>મને સતત આપ ઊર્ધ્વ ગતિ, અગ્નિ ! તારી ફૂંકે. (અગ્નિનું આવાહન)

પ્રભુને એ જુજવાં રૂપે જુએ છે અને એનું દર્શન કદીક લલિત-કોમળ ભાવથી, તો કદીક ગગનગામી કલ્પનાઓ વડે, મુક્ત, વેગવાન અને પ્રસાદભરી ભાષામાં કરે છે. ક્વચિત્ દિશાની દીવાલે કાળનો પડદો પાથરી, તેના પર ચિત્રો આલેખતા ચિતારા રૂપે એ પ્રભુને જુએ છે, તો ક્વચિત્ સચરાચરને પાર કોઈ અગમ ઓવારે બેઠેલા માછી રૂપે જુએ છે. 'સનાતન શિશુ' નામના કાવ્યમાં વિશ્વની ઉત્ક્રાન્તિની કથા જે ભવ્ય ઉઠાવથી એમણે આલેખી છે તેમાં પ્રભુને અદ્ભુત બાલક રૂપે કલ્પ્યા છે. એ બાલક દિશાનાં હાથીઓને જેર કરીને તે પર સવાર થાય છે, કાળકેસરીની યાળ પકડીને એને ત્રાડ પડાવે છે. સાંભળો,

દિગ્ગજોને નમાવીને બાળરાજ થતા અસવાર;
કાળકેસરીની યાળ ગ્રહી બળે પડાવતા ત્રાડ;
સુન્દર આવર્તકોને નિચોવીને પીતા તેની ધાર;
લીલાલ્હેરે સુતનુ અંગુલિ પર તોળી લેતા પ્હાડ. (સનાતન શિશુ)

એમની વિરક્તિની ભાવનાનું તેજ જુઓ. 'દંડી' નામના કાવ્યમાં કહે છેઃ

દંડીનાં વ્રત લીધાં છે, અગ્નિનાં અંબરો સજ્યાં,
વિદારી મોહના વાઘા, દિશાનાં દ્વાર ભેદિયાં;

આ તેજસ્વી ભાવનાઓ અને વિરાટ દર્શનોમાં જેવાં ઉન્નત ઉડ્ડયનો છે તેવાં જ એમણે વેદનાનાં અને આરતભર્યાં ભજનોમાં પણ ઉતાર્યાં છે. 'વિરહવ્યાકુળા રાધા'ના એક કાવ્યમાં, પ્રભુપ્રેમે વિહ્વળ બનેલી રાધાનું વર્ણન કરતા, કવિએ નરસિંહ કે દયારામનું સ્મરણ કરાવે એવી વ્યાકુળ વાણીમાં જે ચિત્રો ખડાં કર્યાં છે એમાંનાં બેએક જોઈએ :

રાધાના ઉન્હા નિસાસે ધખી ઊઠે શીતળ નીલ આકાશે,
રણો પર આગ જ્વાયે :
રાધાનાં નયનનૂર ઊડી ગયાં તારક દેશમાં દૂર
જ્યાં એનું સ્પંદન થાયે;
રાધાની અલકવેણી પિંખાઈને વાદળીઓ બની એની
ઊડી રહી વ્યાકુલતાએ :

અને એમની પ્રભુમિલનની આરઝૂ જુઓ. 'આવીશ' નામના કાવ્યમાં પ્રભુને કહે છે, તને મળવા આવીશ. કેવી રીતે ?

આવીશ આવીશ તને શોધતો આવીશ હું
સુંદર સોનેરી તારા ધામમાં :
વેદનાના પારાવાર બેડમાં લાવીશ હું
ઝળકાતા જીવનના જામમાં. (આવીશ આવીશ)

ભેટમાં શું લાવીશ ? વેદનાના દરિયા; જીવનના જામમાં છલોછલ ભરીને !

ભક્તના જેમ પોતાની લઘુપોના ભાનથી આવતી નમ્રતા ને સમર્પણભાવ હોય છે, તેમ સંસારનાં સુખદુઃખ, જરામરણ વગેરે પ્રત્યે મસ્ત બેપરવાઈ પણ હોય છે. એવી મસ્તીનાં — મૃત્યુંજય ભાવનાના બેએક નમુના જુઓ :

અમે મરણનું રસાયન બનાવીને પી ગયા;
થયા અજરકાય ને અમર આત્મઓજે ભર્યા. (રસાયન)

આમ, એકમાં મરણનું રસાયન બનાવે છે, તો બીજામાં વળી જાનનો જુગાર ખેલે છે. સાંભળો,

જુગાર રમશું અનંત સહ દાવમાં જાતને
મૂકી : પરમ પામશું, થશું ખુવાર યા મુન્મને. (જુગારીઓ)

હોડમાં જાતને મૂકીશું. કાંતો પરમાત્માને પામીએ છીએ, કાંતો ખુવાર થઇ જઇએ છીએ.

કાવ્યમાં સૉનેટની રચના ઉપર બાઈ પૂજાલાલનો હાથ ઠીક જામેલો છે, અને આજના કોઈપણ કવિના એક સંગ્રહ કરતાં વધારે સૉનેટ એમણે આમાં આપ્યાં છે. જોકે એમાં ભાષાના ભાર અને છંદની ભૂલભુલામણીમાં અર્થ ગૂંગળાઈ ગયાના દાખલા પણ છે. છંદોમાં, સંસ્કૃત વૃત્તબંધો ઉપરાન્ત બીજી વિવિધતા પણ દાખવી છે. એમાં અંજની ગીત છપ્પા ને સવૈયા છે; પદ અને લોકભજનોની મનોરંજક છાંટ પણ છે. અને એ સર્વમાં વાણીપ્રવાહ વધારે સરળ ને વિશદ બન્યો છે. જોકે એમાંયે ગેયતાના સાચા લયમાધુર્યની ઊણપ ક્યાંક લાગે છે.

પાટણના અવશેષો જોઇને તેની પુરાણી પ્રભુતા સંભારી કવિનું હૃદય રડે છે કે એક દિવસ એ પ્રભુતા હતી—

હતી: પણ હવે નથી સ્મૃતિ વિના કશું યે રહ્યું !
ન મુકિત્ત મલકે, ન શૌર્ય ઝળકે, ન લક્ષ્મી લસે !
બધું ય અહ ! કાળની કપિલ કોપઆગે દહ્યું !
(પુરાણ પાટણના અવશેષોમાં)

પણ એટલો શોક કરીને જ એ બેસી રહેતા નથી. એથી પ્રજ્વલિત થયેલું એમનું ચિત્ત તો પોકારી ઊઠે છે કે,

ભગીરથ ન કોઈ ભસ્મ પર ગંગ ઉતારશે ?

પૂછે છે કે એ પ્રભુતાની પડેલી આ ભસ્મ ઉપર ગંગા ઉતરીને ઉદ્ધાર કરનારો કોઇ ભગીરથ પાકવાનો છે કે નહિ ?

એમની બીજી કૃતિઓમાં મા, કુટુંબ, પ્રણયિની, જીવનદેવી, પિતા, દાદા, વિધવા વગેરેનાં આર્દ્રતાથી ભર્યાં સંસારચિત્રો છે. એમાં કુટુંબજીવનની આર્ય ભાવનાની ચરતા પદેપદે ચીતરી છે. 'પિતાને શ્રદ્ધાંજલિ' અર્પતા એમના અનુષ્ટુપ કવિશ્રી ન્હાનાલાલના એવા જ કાવ્યની યાદ દેવડાવે છે એ આખું કાવ્ય પશ્ચાત્તાપની વેદનાથી ભરેલું છે. પિતાની છાયા અને માતાનું વાત્સલ્ય એ બને જેમાં એકી સાથે મળી શકે અને છતાં એ બેયમાં કોઈ કોઈવાર જે કઠોર તત્ત્વ જણાય છે તેનો અંશ પણ જેમાં ન મળે એવું કોણ ? દાદા. દાદાનું એ ચિત્ર એમણે અત્યંત આર્દ્ર હૃદયે દોર્યું છે. એ કાવ્યના અંતે કવિ કહે છે તેમ 'અમ ભવનના શંભુ સરખા' એ ગઈ પેઢીના દાદાઓ 'આ દારુણ સમામાં દુર્લભ' થયા છે. પણ આ બધાં કાવ્યોમાં પાણીદાર મોતી જેવું નમણું સૌંદર્ય તો 'આર્ય વિધવા' ના કાવ્યનું છે.

પણ આજે આખા સંગ્રહમાં પોતાના વિશિષ્ટ વ્યક્તિત્વથી જુદુ જ તરી આવે છે એવું કાવ્ય તો છે 'પ્રિયા કવિનાને'. એમાં કવિએ પોતાની

કવિતાને જીવનમાં વિધવિધ પાસાંમાં અને સમયમાં સદા સંગિની રહેતી જીવનસાથી તરીકે ચીતરી છે. અને એના સદ્‌ચારનાં રંગદર્શી વર્ણનો, પૃથ્વી છંદની મુક્ત, મસ્ત, પ્રવાહી વાણીમાં વિવિધ કલ્પનાથી શણગાર્યાં છે. એમાં લલિત મનોહર પ્રકૃતિચિત્રોની જોડ પણ, આછા મધુર શૃંગાર, ઓજસભર્યાં ભાવ અને ભાષા વડે ઉઠાવ્યો છે. એકજ વાનગી આપણે જોઈએ.

> અષાઢ ઘન આવતો ગગડાટથી ગાજતો,
> દશે દિશ લસંત લાસ્ય ચપલાતણું વેરતો,
> સુકાયલ ધરાપરે ગિરિ, વનો, નદી ને સરો,
> પરે વિપુલ પ્રાણની હરિત લ્હેરીઓ લાવતો
> પ્રિયે તુ મુજને નદી નવ તૃણાંકુરોની પરે
> નુવારી અગ્નિતા નટે મરમરંત લ્હેરી કને,
> સુનીલ ઘન–અંજને નયન આંજી ભેભાન શા
> મને તુ લઈ જાય મેઘમય ગાજતા મંજળે. (પ્રિયા કવિતાને)

પણ આ વાનગી એ આખા કાવ્યમાં રહેલા પ્રેમોલ્લાસનો પૂરો આસ્વાદ નહિ કરાવી શકે. આટલેથી જ અટકીએ.

છેલ્લી વીસીના આપણા નવા યુવાન કવિઓના જે કાવ્યસંગ્રહો આ દશકામાં બહાર પડ્યા છે તેમાં ભાઈ પૂજાલાલના 'પારિજાત'નું સ્થાન સહેજે ઉપલા થરમાં આવે છે અને આપણા નવીનોમાં આગળ પડતું સ્થાન ધરાવતા એમના બીજા સમકાલીનોની કવિતા પેઠે એમની કવિતા પણ પોતીકું વ્યક્તિત્વ સ્થાપે છે.

આ પંદર મિનિટમાં તો એ સાત્વિક ભાવો, પ્રસાદભર ભાષા અને પ્રસન્ન કાવ્યતત્વોનો પૂરો આસ્વાદ ક્યાંથી કરાવી શકાય ? મારાથી થઈ શક્યો હશે માત્ર એમાંના કેટલાંક સારાં તત્ત્વો પ્રત્યે અંગુલિનિર્દેશ. પણ આપણાંમાં કહ્યું છે તેમ. એટલું 'આંગળી ચીંધવાનું પુણ્ય' મેળવવાની આ તક સાંપડી તેનો યે સંતોષ લઉં છું.

# સ્વતંત્ર અને સર્જક ભક્તિપ્રવાહો

શ્રી. મોહિનીચંદ્ર

જગતમાં કવિનું સ્થાન ઉત્તમ છે. જૂના યુગમાં કવિ રાજાનો આશ્રિત બનતો અને તેની ખુશામત કરી ધનોપાર્જન કરી શકતો, એને તો ભાટ ચારણતા, કવિ તરીકેના કનિષ્ઠ પદ ઉપર બેસાડી શકાય.

પરંતુ કવિનો સાચો અર્થ તો પયગંબર છે. સત્યશીલ જેની વાણી છે એ સાચા કવિ નામને લાયક છે. ભર્તૃહરિએ એક શ્લોકમાં કવિને રસસિદ્ધ કહેલો છે, એનો પણ આ જ અર્થ છે. નવ રસો જેણે સિદ્ધ કરેલા છે, ભૂત, વર્તમાન, ભવિષ્યની આરપાર વહેતી કાળની સૂક્ષ્મ ગતિને માપીને જે તેને પારખી શકે છે તથા તેના ઐક્યતત્ત્વને જે પિછાની શકે છે અને માતા જેમ બાળકને આંગળીએ બઝાડી દોરે છે તેમ જનતાને આંગળીએ વળગાડી, જે દોરીને તેને ઉન્નતિના શિખર ઉપર લઈ જઈ શકે છે તે જ સાચો કવિ છે.

કવિની વાણી સિદ્ધ છે, સાત્ત્વિક રસનો એ ઉત્કૃષ્ટ પરિપાક છે. પ્રસાદ, અર્થની મીઠાશ, દેહની સુરેખતા, ભાવની કોમળતા તથા વાણીના સ્થૂલ અને સૂક્ષ્મ દેહ અને આત્મા, શબ્દ અને અર્થની એકરૂપતા; એ કવિત્વરીતિનાં મુખ્ય લક્ષણો છે.

કવિ પૂંજાલાલનો 'પારિજાત' કાવ્યસંગ્રહ અનેક ગુણોથી યુક્ત છે. સંગ્રહમાં કવિની ૧૨૧ પદ્યકૃતિઓનો સમાવેશ થયેલો છે. કવિ પોતે કુંભકારની પછાત ગણાતી જ્ઞાતિમાં જન્મ પામેલ છે; છતાં તેઓ પોતાની ઈશ્વરદત્ત શક્તિએ તથા શ્રમપૂર્વક કરેલી ઉપાસનાએ કવિની સિદ્ધિને પામ્યા છે. જ્ઞાતિના નામને ઉજાળે તેવી તેમનામાં પ્રતિભા છે એ આ સંગ્રહ વાંચતાં જ પ્રતીત થાય છે.

# 'પારિજાત'ની કાવ્યકલા

શ્રી. મધુસૂદન પારેખ

પૂજાલાલનો પ્રથમ કાવ્યસંગ્રહ 'પારિજાત' ઈ. સ. ૧૯૩૭માં પ્રગટ થયો. બલવંતરાય ઠાકોરે એનો ઉપોદ્‌ઘાત લખીને એનું મહત્ત્વ ખૂબ વધારી મૂક્યું. ઉપોદ્‌ઘાતમાં 'પારિજાત'નાં કાવ્યો વિષે બ. ક. ઠાકોરે કરેલી સૂચનાઓ તથા બીજા સમાલોચકોની ટીકાઓને લક્ષમાં લઈને પૂજાલાલે લગભગ દરેક કાવ્યની થોડી ઘણી મરામત કરી. એટલે ઈ. સ. ૧૯૫૪માં પ્રગટ થયેલી 'પારિજાત'ની બીજી આવૃત્તિમાં એ જ જૂનાં કાવ્યોની કાયાપલટ દેખાય છે. બલવંતરાય ઠાકોરે પોતના ઉપોદ્‌ઘાતમાં 'પારિજાત'નાં કેટલાંક કાવ્યોની પંક્તિઓ ટાંકીને તેના ગુણદોષની ચર્ચા કરી છે. પણ બીજી આવૃત્તિમાં એ પંક્તિઓ નજરે જ ચડતી નથી. અથવા તો એમનું સ્વરૂપ ઘણુંખરું પલટાઇ ગયેલું દેખાય છે. આને લીધે પ્રથમ વાચને જરા ગૂંચવાડો ઊભો થાય છે. બલવંતરાયનો ઉપોદ્‌ઘાતનો કેટલોક ભાગ બીજી આવૃત્તિ માટે નકામો થઈ પડે છે. જો કે ઉપોદ્‌ઘાતમાં એમણે કરેલી સૉનેટ, ઊર્મિકાવ્ય, મનહર, પયાર તેમ જ પ્રવાહી પદ્યરચનાની ચર્ચા કોઈ પણ કાવ્યકૃતિ માટે ખૂબ મૂલ્યવાન થઈ શકે તેમ છે. તદુપરાંત 'પ્રિયા કવિતાને' કાવ્યનું કવિના હૃદયમાં પ્રવેશીને તેમણે કરાવેલું સૌંદર્યદર્શન ખૂબ પ્રેરક અને રસિક છે.

'પારિજાત' ના કવિએ પોતે પણ પોતાનાં કાવ્યો વિષે પ્રસ્તાવનામાં જે કાંઈ થોડું ઘણું કહ્યું છે તે ધ્યાનમાં લેવા જેવું છે. એક વાત એમણે એ કહી છે કે 'પારિજાત'માં માત્ર આત્મિક જીવનનાં કાવ્યોને જ સ્થાન આપવાનો તેમનો મૂળ ઈરાદો હતો. પણ વાચકોને અળખામણું થઈ પડે એ ભયથી તેમણે આત્મિક જીવનનાં કાવ્યો ઉપરાંત આર્યસંસાર, રાષ્ટ્રપ્રેમ, પ્રકૃતિ વગેરે વિષયો ઉપરનાં કાવ્યો તેમાં ઉમેર્યાં. પરંતુ મૂળ વિચારની

અસરને કારણે 'પારિજાત'માં મુખ્યત્વે આત્મિક જીવનનાં કાવ્યો જ ધ્યાન ખેંચે છે. આ કાવ્યો ભક્તિ કાવ્યો છે. આ પ્રકારનાં કાવ્યોમાં સનાતન કુમારિકાને, તારો લહિયો, પરમસુખદ, આત્મનિવેદનને, અગ્નિનું આહ્વાન, દંડી, મરજીવિયા, રસાયન, કાળી ચૌદશ, અભીપ્સુ યૌવન, ફક, સનાતન શિશુ, ચિતારો, માછીડો, વેચાતો રાખો, આશીશ આશીશ, અમૃતના યાત્રીઓ, શાશ્વત અસંતોષ, ઘનશ્યામ કાં, વગેરે મહત્ત્વનાં ગણી શકાય. આ ભક્તિકાવ્યોમાં કવિનું જીવનદર્શન અને તત્ત્વજ્ઞાન વ્યક્ત થાય છે. કવિએ જીવનનો એક આદર્શ નક્કી કરી લઈને આશ્રમવાસ સ્વીકાર્યો છે. કેટલાંય વર્ષોથી એ આદર્શની પ્રાપ્તિ માટે કવિની સાધના ચાલી રહી છે. એમની એ સાધનામાંથી આ ભક્તિકાવ્યો પ્રગટયાં છે. એમના સાધક-જીવનની અસર કાવ્યમા કઈ રીતે વ્યક્ત થઈ છે તે જોઈએ.

આપણા વાસ્તવિક જગતને પેલે પાર કોઈ અગમ્ય પરમ તત્ત્વ વિલસી રહ્યું છે. આપણા ઋષિમુનિઓએ એનું વર્ણન કરતાં થાકીને છેવટે એને 'નેતિ નેતિ' કહીને સંતોષ માન્યો છે. નરસિંહ આદિ ભક્ત કવિઓ એની લીલા ગાતાં કદી થાક્યા નથી. 'પારિજાત'ના કવિએ પણ એ 'સનાતન શિશુ'ની લીલા વર્ણવી છે. બૃહત્ બ્રહ્માંડના આંગણમાં એ સનાતન શિશુ

દૂધિયા નિહારિકાનાં લઈ ફીણ કમનીય કરે

અજબ મારીને ફુંક શીકરોએ છાઈ દે આકાશ;

આવી અજબ લીલાઓ ખેલતો કાળના પડદા પર અવનવાં ચિત્રો આલેખતો આ સનાતન શિશુ જરાક ભૂલ જણાતાં પ્રલયજળથી આખું ચિત્ર ધોઈ નાખવાનું પણ ચૂકતો નથી અને છેવટે

શેષની શય્યા રચીને કરે તેમાં ગહન શયન.

થોડીક જ પંક્તિઓમાં કવિ પ્રભુની લીલાનાં ભવ્ય ચિત્રો ઉપસાવી શક્યા

છે. 'મનુપ્રભુ'માં પણ 'સોહ'ની વિરાટ જ્યોત પ્રગટાવનાર, ત્રણ પગલાંમાં ત્રિલોકને માપી લેનાર વિરાટ પ્રભુનું વર્ણન છે. 'કઃ' માં પણ

જનન–મરણની પાંખ પ્રસારે કોનો હંસ વિહંગ

તેમ જ

મૃત માનવ માટીમાં જાગી ઝળહળ ઝંખનઝાળ,
કોને માટે આકુળવ્યાકુળ ભરે અનંતે ફાળ ?

વગેરે પંક્તિઓ દ્વારા પ્રભુની લીલાનું જ પરોક્ષ રીતે વર્ણન છે. કાવ્યનું નામ કઃ જરા વિચિત્ર લાગે છે. કવિ સુંદરમે આ જ વિચાર આવી જ રીતે 'કોણ ?' કાવ્યમાં ખૂબ સુંદર રીતે મૂકયો છે. કદાચ એથી જ પૂજાલાલે કઃ જેવું સંસ્કૃત શીર્ષક પસંદ નહિ કર્યું હોય !

કવિ કોઈ વાર એ તત્ત્વને ભગવતીરૂપે જુએ છે, કોઈ વાર સનાતન કુમારિકા તરીકે તેને ઓળખે છે. કોઈ વાર પ્રિયા કવિતારૂપે પણ તેનું દર્શન કવિને થાય છે.

કોઈ વાર કવિ એ પરમતત્ત્વને

જ્યોતિની ઝલમલ પીંછી અમોલી
ઋતતણા વિધવિધ રંગમાં બોળી

દિશાની દીવાલે કાળના પડદા ઉપર અગમ્ય ચિત્રો આલેખતા ચિતારા તરીકે કલ્પે છે. 'માછીડો' કાવ્યમાં ભવસાગરમાં આમતેમ અથડાતાં માનવ માછલાંને મૃત્યુના મુખમાંથી ઉગારનાર માછીડા રૂપે તેને કલ્પ્યો છે. રસના તારથી જાળ ગૂંથતો એ માછીડો ચિત્ત–ચકોર છે.

સચરાચરની પારે રે
અગમતણે ઓવારે બેઠો છે માછીડો

એ ચિત્ર સુંદર છે.

વિવિધ સ્વરૂપે વિલસી રહેલા આ પરમ તત્ત્વથી એનો એક સ્ફુલિંગ છૂટો પડીને પૃથ્વી પર પથરાઈ ગયો છે. માનવી એ દિવ્ય સ્ફુલિંગ છે. ચૈતન્યનું એક બિન્દુ છે. પરંતુ કોઈ અકલ્પ્ય કારણથી કે શાપથી એ

જીવ પરમાત્માથી વિખૂટો પડી ગયો છે. બંનેની વચ્ચે કિંતુભાવનો માયાવી પડદો પથરાઈ ગયો છે. એ ચીર અદીઠ છે—ઝાકળઝીણું છે. એ અંતરપટને હટાવીને પરમતત્ત્વને પામવામાં જ મનુષ્યજાતિનો પુરુષાર્થ છે. પરમાત્મા પણ પોકારી પોકારીને કહે છેઃ 'મારે હૈયે આવ.'

તારે માટે દ્વાર મારાં, દુલારા,
ખુલ્લાં સર્વે સૌ દિશાએ વિશાળ

માનવજીવનને મળવા માટે એની એટલી બધી આતુરતા છે કે માનવજાત પાસે તે વેચાતો રહેવા પણ તૈયાર છે. બૂમો પાડી પાડીને તે કહે છે

વેચાતો રાખો રે, મને કોઈ વેચાતો રાખો
કથીરકણી મૂઠ માટીની મારા ખોળામાં નાખો
મને કોઈ વેચાતો રાખો

પ્રભુનો આ વિરહનાદ સાંભળીને ભક્તજન બાવરો બની જાય છે. એને ભેટવા માટે તે આતુર બની બની જાય છે. દિવ્ય સાદનો જવાબ વાળતાં તે કહે છે

આવીશ, આવીશ, તને શોધતો આવીશ હું
સુદૂર સોનેરી તારા ધામમાં
વેદનાના પારાવાર ભેટમાં લાવીશ હું
ઝબકાતા જીવનના જામમાં

માનવજાતિને શોભે તેવો આ જવાબ છે. એ પરમતત્ત્વની પ્રાપ્તિમાં જ એનો પુરુષાર્થ છે. પરંતુ એ માર્ગ સરળ નથી. પ્રેમનું પરમ મોતી પામવા સારુ 'મરજીવિયા' બનવું પડે છે. હૃદયમાં 'શાશ્વત અસંતોષ'ની આગ જલતી રાખીને જ, મુક્તિ અને ભક્તિને પણ તુચ્છ લેખીને જ એને પામી શકાય છે. સુભગ્યતાનાં દર્શન માટે હૈયામાં તીવ્ર અભીપ્સા

હોવી જોઈએ. અને છતાં ય માનવ જીવનની એટલી બધી મર્યાદાઓ છે, હૃદયની વૃત્તિઓ એટલી બધી સંકુચિત છે, કામ રાગ દ્વેષ વગેરે એવા શત્રુઓ છે કે એનો માર્ગ રૂંધાઈ જતો લાગે છે. એથી જ કવિનું ભક્તહૃદય વારંવાર દીન બનીને આ બધી ગ્રંથિઓમાંથી પોતાને મુક્ત કરવા માટે પ્રભુને પ્રાર્થે છે. કોઈ વાર કવિ કુંઠિત સ્વભાવને વિશાળ બનાવવા ચાહે છે, કોઈક વાર 'આત્મવિહંગને' આ જગતનાં તિમિરભર્યાં અરણ્યો વટાવીને દ્યુતિલોકને ઉંબરે અને સુરનંદનોમાં ઉડ્ડયન કરવા પ્રેરે છે, પોતાની કૃપણતા મલિનતા અધમતા વર્ણવી કોઈ વાર દીનભાવે પ્રભુની પૂર્ણતા વાંછે છે. પતિતનો ઉદ્ધાર કરવા પ્રભુની કૃપા વાંછે છે, આ દિશામાં પોતાની સતતગતિ રહ્યા કરે અને દિવ્ય અગ્નિનો એકાદ તણખો પણ મળે એ માટે કવિહૃદય 'અગ્નિને આહ્વાન' કરે છે. એની પાસે શિઘ્રગતિ માગે છે.

તું પ્રેર, શુભ પ્રેર, વેગભર પ્રેર અગ્નિ, મને;
ક્ષણે વિરમ ના, વિરામ મુજનેય ના દે ક્ષણે.
મને સતત આપ શિઘ્રગતિ, અગ્નિ! તારી ફૂંકે.

'પરમસુંદર'માં પણ સંસારના મારના પ્રહાર વર્ણવી કવિ પ્રભુને પ્રેમસ્વરૂપ પ્રગટ કરી પોતાના શરીર, મન, પ્રાણ સર્વ તેની ભણી ખેંચવાની પ્રાર્થના કરે છે. 'કાળીચૌદશ'માં પણ એજ વિચાર છે. અંધારમાં અથડાતી બુદ્ધિને – દૃષ્ટિને પ્રકાશ આપવા કવિ કાળી – ચૌદશની શક્તિને પ્રાર્થે છે.

જૂનું ચૂર્ણ બનાવ, અંધ તિમિરો દીપોત્સવી રાસથી
પર્વોમાં પલટાવ;

કાળી ચૌદશના નિશીથ સમયે દિવ્ય જ્યોતિની ખંજરી બજતી જોવાની કવિની મહેચ્છા હોય છે. જગતની જુનવાણી વસ્તુનો – જડ તિમિરનો નાશ થઈ નવું પ્રકાશમય જગત સર્જાય એ કવિની પ્રાર્થના છે. વિચારસરણી ખૂબ સચોટ રીતે રજૂ થઈ છે. આ કાવ્યની સાથે સુંદરમનું આવો જ કંઈક વિચાર વ્યક્ત કરતું 'ઘણ ઉઠાવ' કાવ્ય વધારે શક્તિ-

શાગી છે; ભાવની વધારે સમર્થતા દર્શાવે છે. જો કે 'કાળી ચૌદશ'માં પણ શાર્દૂલની ચપળ ગતિને કારણે ભાવમાં વેગ આવતો દેખાય.

ભક્ત કવિની આ દીનહીન પ્રાર્થનાઓ સાથે એમનો પુરુષાર્થ પણ છે જ. દિલની દુગ્ધાઓ દફનાવી, ચિંતાઓની ચિતા પૂજે સળગાવી, પ્રલોભનો સામે બધિર બનીને, આશાને મૃગતૃષ્ણા માનીને કવિ 'અમૃતના યાત્રી' બને છે. 'મરજીવિયા'માં પણ એ જ પુરુષાર્થની ઝંખના વ્યક્ત થઈ છે. 'અહોત્સાહ' અને 'પથિક'માં પણ આ ને આ જ વિચાર રજૂ થયો છે. 'દંડી' કાવ્યમાં વ્રતધારી યાત્રીઓનું સુંદર ચિત્ર છે. તેમની સ્થિતિ તેમજ તેમના અડગ નિશ્ચયનું કવિ સારું દર્શન કરાવી શક્યા છે. કવિની કાવ્ય શૈલીનો પ્રસાદ પણ એ ચિત્રમાં જોઈ શકાય છે. આ રહી એ પંક્તિઓ :

દંડીના વ્રત લીધાં છે. અગ્નિના અંબરા સજ્યાં,
જલાવી મોહનાં મેવા, દિશાના દ્વાર ભેદિયાં;
વટાવી કાળની ચોકી, ભયના ભોંયરાં તજ્યાં.

અને છેલ્લી પંક્તિમાં એ વ્રતધારીઓનો ઉત્સાહ અને એમની શ્રદ્ધાથી કાવ્ય પૂરું થાય છે.

પરમાનંદધામે જ કરીશું સ્થિરતા ધરી.

આમ કવિના જીવનનો આદર્શ, તેમનો એ માટેનો પુરુષાર્થ, તેમનું જીવનદર્શન વગેરે આ ભક્તિકાવ્યોમાં જોઈ શકાય. કવિના વિચારની સચ્ચાઈ આદર્શ તરફ આગળ ધપવાનો ઉત્સાહ, આદર્શનિષ્ઠા, સુંદર છટાદાર બાની વગેરેને કારણે આત્મિક જીવનનાં આ ભક્તિકાવ્યો 'પારિજાત'નું આકર્ષણ બની રહે છે. આ ગુણદર્શન કર્યા પછી આ કાવ્યોની મર્યાદાઓના દર્શન વિના વિવેચન અધૂરું રહી જાય. એમની કાવ્યકલાની પહેલી મર્યાદા એ એકનો એક સામાન્ય વિચાર અનેક કાવ્યોમાં ઘણુંખરું એકની એક જ સામાન્ય પદ્ધતિએ રજૂ થાય છે. ઊર્ધ્વગતિ, આત્માની ઉન્નતિ કે એવી જ કોઈ દિવ્ય દૃષ્ટિ કે પ્રકાશ પામવાની પ્રાર્થના અનેક કાવ્યોમાં રજૂ થા

છે. વિચારના આ સામ્યને કારણે તેમ જ પંક્તિઓની પણ કેટલીક વા-એકરૂપતાને કારણે કઈ પંક્તિ ક્યા કાવ્યની હશે તે નક્કી કરવું પણ મુશ્કેલ બની જાય છે. બીજું, કાવ્યોમાં ઉપદેશનું તત્ત્વ આગળ ધસી આવતું હોવાથી કાવ્યોનું રસતત્ત્વ કથળે છે. કવિ આત્મવિહંગને, યાત્રીને, હૃદયને વારંવાર કાંઇ ને કાંઈ જ્ઞાનબોધ કરતા દેખાય છે. કાવ્યમાં ઉપદેશ આપોઆપ ફલિત થતો હોય તો જુદી વાત છે. કાવ્યપ્રકાશકારે કહ્યું છે તેમ કવિતા કાન્તની માફક ઉપદેશ કરનારી હોવી જોઈએ. કવિ પૂજાલાલ ધર્મગુરુ કે વડીલ કે શિક્ષકની જેમ સીધો જ્ઞાનોપદેશ કરતા હોવાથી કાવ્યો ધર્માદેશ જેવાં બની ગયે છે. વળી આ ઉપદેશ પણ કવિએ જે જીવનધર્મ માન્યો છે તે અંગેનો જ – એક જ પ્રકારનો છે. કાવ્યપ્રકાશકારે કાવ્યમાં પ્રકારોનું વર્ણન કરતાં ધ્વનિકાવ્યોને ઉત્તમ પ્રકારનાં કહ્યાં છે. 'પારિજાત' આવાં ધ્વનિકાવ્યો કેટલાં ? કાવ્યમાં ધ્વનિ ન ઊઠતો હોય ત્યાં વાચ્યાર્થ ખૂબ સુંદર હોય. એવા કાવ્યમાં કોઈ સુંદર વિશિષ્ટ ઊર્મિ કે અનુભૂતિનું આલેખન હોય. કોઈ અવનવા ચિંતનનો ચમત્કાર હોય. 'પારિજાત'નાં આ કાવ્યોમાં એવી કશી શક્તિ દેખાય છે ખરી ? પૂજાલાલની દૃષ્ટિ અમુક સીમિત પ્રદેશમાં જ ફર્યા કરતી દેખાય છે. કોઇવાર ઊર્મિ સુંદર હોય છે તે પણ ઉપદેશના ભાર તળે કચડાઈ જાય છે. એટલે કેટલીક વાર એમનાં કાવ્યો સાવ declamatory ભાષણિયા બની જાય છે. કાવ્યો declamatory બને તેનો વાંધો નથી પણ એવાં કાવ્યો ઊર્મિ કે ચિંતનથી એવાં રસેલાં હોય કે કાવ્યના રસતત્ત્વને બાધ ન નડે. પૂજાલાલ કેટલીક વાર 'મોનાલીઝા' કે 'લીઓનાર્દો દા વિન્ચી' જેવી સુંદર કલાકૃતિને કાવ્યનો વિષય બનાવે છે. વાચકને સહેજે કાંઈક અવનવું પામવાની આશા બંધાય છે, પરંતુ એ કૃતિઓના વર્ણનમાંથી કવિતા સાવ સામાન્ય ચિંતનમાં સરી પડીને સમાપ્ત થઈ જાય છે. કવિનાં માત્ર ભક્તિકાવ્યોમાં જ નહિ પણ 'પારિજાત'ના સમગ્ર કાવ્યોમાં એમની પ્રતિભા અમુક ઊંચાઈ સુધી જ ઊડી શકે છે. તીવ્ર અનુભૂતિનો અભાવ પણ એનું કારણ હોઈ શકે. બોટાદકરની કાવ્યકળાને જે મર્યાદાઓ નડતી હતી તેમાંની ઘણીખરી પૂજા-

લાલનાં કાવ્યોમાં પણ જોવા મળે છે. પૂજાલાલનાં ભક્તિકાવ્યોની જે મર્યાદાઓ છે તે સમગ્ર 'પારિજાત'ની મર્યાદાઓ છે. આ ભક્તિકાવ્યોમાંનાં ઘણાંખરાં સૉનેટકાવ્યો છે. સૉનેટમાં કવિએ જે અવનવા અખતરા કર્યા છે તેમાં પણ એમનો ઉત્સાહ જોઈ શકાય છે. અનેક છંદોની ચકાસણી તેમણે સૉનેટ માટે કરી જોઈ છે અને છેવટે ક્લાસ 'પૃથ્વી' છંદ પર ઠરીયો છે. 'પૃથ્વી છંદ'ને અંજલિ આપતું અને એની શક્તિઓ વર્ણવતું એક સૉનેટ પણ તેમણે રચ્યું છે. આમ સૉનેટ રચનામાં તેમણે સારી કામગીરી બજાવી છે, પણ માત્ર સૉનેટની રચના એ જ કાવ્ય નથી. કેટલીક વાર તો એવું પણ બનતું દેખાય છે કે સૉનેટની લાક્ષણિકતાઓ પૂરેપૂરી જળવાઈ હોવા છતાં રસતત્ત્વના કે એવા બીજા કોઈ અભાવને કારણે કાવ્યો કથળે છે. આમ છતાં પચાસથી પણ વધુ સૉનેટોની એક સામટી રચના રજૂ કરનાર કવિના ઉત્સાહની કદર થવી જ જોઈએ.

ભક્તિકાવ્યોની તેમ જ સમગ્ર 'પારિજાત'નાં કાવ્યોની કાંઈક મર્યાદાઓ દર્શાવ્યા પછી પણ એટલું તો સ્વીકારવું પડશે કે જ્યાં ભાષણ અગર ઉપદેશનું તત્ત્વ લુપ્ત થાય છે ત્યાં કાવ્યમાં રસપ્રવાહ ફૂટી નીકળે છે. 'મરજીવિયા'નું કાવ્ય લઈએ. સગાવહાલાંની રોકટોકને ન ગણકારી મરજીવિયાઓ મહાસાગરમાં કૂદી પડ્યા અને મહામૂલાં મોતી મેળવ્યાં એ વાચ્યાર્થની પાછળ સુંદર ધ્વનિ પડેલો છે. પરમપ્રેમનું મોતી મેળવવા માટે મરજીવિયા બનીને ઝંપલાવવાની કવિહૃદયની મહેચ્છા એમાં વ્યક્ત થઈ છે. નરસિંહ, મીરાં, ધ્રુવ, પ્રહ્લાદ જેવાં મરજીવિયાંઓએ અનેક સાહસો વેઠીને પ્રેમનું મોતી પ્રાપ્ત કર્યું. કવિને પણ એવા ભક્ત મરજીવિયા બનવાની ઝંખના છે.

'અભીપ્સુ યૌવન'માં પણ આજ ઝંખનાનું સુંદર આલેખન છે. નટરાજની અન્યોક્તિ દ્વારા ભક્ત હૃદયની તીવ્ર અભીપ્સા કવિએ વ્યક્ત કરી છે. આખું કાવ્ય કવિની સુંદર ચિત્રાત્મક શૈલીને કારણે શોભી ઊઠ્યું છે.

હવે હું નટરાજ, ઝંખનભર્યાં નર્યાં જોમનો
જુવાળ દ્યુતિવંત ધાઉં, અનિરુદ્ધ આવેગથી
શિલાખડક તોડતો;

આ સુંદર પંક્તિઓ નટરાજને પ્રત્યક્ષ કરે છે, અને છેલ્લે નટરાજની અભીપ્સામાં કવિના જ હૃદયનું દર્શન થાય છે. એ અભીપ્સા સુભવ્યતાના દર્શન પામવાની છે, પરમરસતત્ત્વમાં તદ્રૂપ થવાની હૃદયની એ મહેચ્છા છે.

સુનીલ દ્યુતિમંત સજ્જ રસરૂપિણી સુંદરી,
મને ધવલ—ફેન પુષ્પ શયનિયમાં દે ભરી.

આ બંને કાવ્યો સોનેટ તરીકે પણ ખૂબ સફળ કહી શકાય તેવાં છે અને પૃથ્વી છંદ સડસડાટ આ કાવ્યોમાં વહી જાય છે તે પણ કવિનું છંદપ્રભુત્વ દર્શાવે છે. કવિ જ્યારે પોતાનું મિશન બાજુએ રાખીને કલ્પનાનો કૈંક ચમત્કાર દર્શાવે છે ત્યારે પણ કાવ્યો રસમય બનતાં દેખાય છે 'ઘનસ્યામ કાં?' એ એવું એક રસિક કાવ્ય છે. કવિ એક રસિક પ્રશ્ન રજૂ કરે છે.

થયા ઘનશ્યામ હશે પ્રભુ કાં?

એ પ્રશ્નના પ્રત્યુત્તરમાં કવિ વિવિધ કલ્પનાઓનો રસથાળ રજૂ કરે છે. કવિ કલ્પે છે કે શું પ્રભુએ પાપનો રંગ અપનાવ્યો તેથી કાળાશ આવી? શું કાળ જઠરે પચાવ્યો તેની કાજળ—કાંતિ કાયામાં પ્રસરી રહી? કે પછી ધરાએ રાધાનું પ્રેમસ્વરૂપ ધરી પોતાના સ્નેહનો રંગ લગાડ્યો? કવિ પોતાની અભીપ્સિત મૂર્તિ સાથે કેવી લાડભરી લીલા ખેલે છે? કવિહૃદયની ભક્તિ આ કાવ્યમાં મનોરમ બની શકી છે એનું કારણ એટલું જ કે કવિએ જ્ઞાનની પોટલી ફેંકીને અહીં કલ્પના સાથે રમત માંડી છે.

'રજનીને પ્રશ્ન' એ ભક્તિકાવ્ય નથી પણ એમાંય કવિએ કલ્પનાની રમત માંડી છે. મનની હળવી પળોમાં પ્રકૃતિના અંગ સાથે કવિ રમને ચડ્યા છે. કવિ રજનીને પ્રશ્ન કરે છે:

અલિ રજની ! ચંદ્રમા પર પસંદ તેં કાં કર્યો ?

ત્યારે મનમાં સહેજ આનંદ થાય છે કે કવિ ચસ્યા ખરા ! રજનીના પર ચંદ્રમાની નિંદા કરીને તેને પ્રકાશહીન પર – તેજથી શરતો કહીને કવિએ રજનીને ચીડવવાની રમત માંડી છે અને તેથી કાવ્યમાં પણ રસાનંદ રેલાઇ રહે છે. પણ એ કવિ કલ્પનાનો આનંદ હૃદયમાં સંઘરીએ ત્યાં જ 'રજનીનો ઉત્તર' કવિ રજૂ કરે છે અને વળી પાછી ઉપદેશકની ગંભીરતા કવિ ઉપર સવાર થઇ જાય છે.

ઉપરનાં છેલ્લાં બે કાવ્યોની જેમ જ કોઈ હળવી મસ્તીની પળોમાં લખાયેલાં 'સંગીતવેરણ' અને 'સફળ જાત્રા' પણ સુંદર બની શક્યાં છે. 'સંગીતવેરણ'માં કલા અને અર્થશાસ્ત્ર વચ્ચેનો વિસંવાદ એક સુંદર હળવા પ્રસંગદ્વારા કવિએ રજૂ કર્યો છે. દલપતરામનાં કાવ્યોની યાદ આપે તેવું મનહર છંદમાં જ લખાયેલું આ કાવ્ય રંજન અને બોધ બંને આપે છે. બોધ અહીં પ્રસંગમાં સુંદર રીતે વણાઇ ગયો છે. 'સફળ યાત્રા'માં પણ કવિએ એક નાના પ્રસંગ મારફત ભક્તિનું સાચું રહસ્ય પ્રગટ કર્યું છે. મોતને આરે ઊભેલા ગધેડાના મુખમાં પાવું કીમતી ગંગાજળ રેડી દઇને પોતાની કાવડ ખાલી કરનાર ભકતજન બીજા યાત્રીઓના ઉપહાસનું પાત્ર બને છે ત્યારે એનો જે જવાબ છે 'નેવજ્જે નવાઈશ પ્રભુ રામેશ્વર' એ સચોટ અને બોધક છે. માત્ર જડ અને બાહ્ય ભક્તિ નહિ પણ પ્રેમ – સર્વ પ્રત્યે પ્રેમ એ જ સાચી ભક્તિ છે. આ બન્ને પ્રસંગ કાવ્યોને ઊર્મિકાવ્યો કહી શકાય કે નહિ તેની ચર્ચામાં ન ઊતરતાં બલવંતરાય ઠાકોરના જ મંતવ્યને જ સ્વીકારી લઇશું કે "લાગણીઓના આવેગ સાથેનો બોધ સ્પષ્ટ ઉચ્ચારેલો હો, ધ્વનિત જ હો એવી કૃતિ ઊર્મિપ્રધાન છે, સુબોધક છે." આશ્રમમાં રહીને સાધકધર્મનું પાલન કરતા હોવા છતાં કવિની દૃષ્ટિ વેદાંતજડ નથી બનતી; તેમની ફિલસૂફી શુષ્ક અને એકાંતિક નથી થતી. સંસારના રસવિષયોની કવિનું ચિત્ત અવગણના કરતું નથી. કવિનો આશ્રમધર્મ એમને

સંસારીરસથી વિમુખ કરીને આવ પ્યુરિટન નથી બનાવનો. સંસારના રંગ તેમને સ્પર્શી શકે છે, સ્વાતંત્ર્યની ભાવના તેમને આકર્ષે છે, જીવનનો રસ તે માણી શકે છે. જીવનને કૃશ કરી નાખવાની કે ધર્મની જડતાથી હૃદયને કચરી નાંખવાની ત્યાં વૃત્તિ નથી. શ્રી અરવિંદની ફિલસૂફીની આ ઉદારતા પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ એમના લેખમાં દર્શાવી જ છે. સૌથી પહેલાં કવિની સ્વાતંત્ર્યની ભાવનાની જ વાત કરીએ. એમાં માતૃભૂમિની ઝંખના પણ આવી જશે. વતનપ્રેમ, પૉંડિચેરીની શરદ પૂનમ, સ્વાતંત્ર્યનું પંખી, પકડાણની પુત્રીને છેલ્લી આજ્ઞા એ આ પ્રકારનાં કાવ્યો છે 'વતનપ્રેમ'નું શીર્ષક જ કાવ્યનો ભાવ દર્શાવી દે છે. અંગ્રેજીમાં Breathes there the man with soul so deadથી શરૂ થતું કાવ્ય છે તેનો આ અનુવાદ છે.

પૉંડિચેરીની શરદ પૂનમ કવિને ગુજરાતની ભૂમિની યાદ કરાવી જાય છે. એ પૂર્ણિમા મલિન છે, તપ્ત હૃદયને શાંત કરનારી નથી, એ ઉલ્લાસ આપનારી નથી, પરંતુ માતૃભૂમિની યાદ તાજી કરી આપે છે તે માટે કવિને તે ગમી જાય છે. 'પકડાણની પુત્રને છેલ્લી આજ્ઞા'માં પોતાના મૃતદેહને માતૃભૂમિની માટીમાં ભેળવવાની આજ્ઞા પકડાણ પિતા પોતાના પુત્રને કરે છે. 'સ્વાતંત્ર્યનું પંખી' એ સુંદર સૉનેટ કાવ્ય છે. સ્વાતંત્ર્યની સિદ્ધિ છેવટે તો સ્વાર્પણમાં છે—શહાદતમાં છે એ સુંદર વિચાર આ સમર્થ રૂપકદ્વારા કવિએ રજૂ કર્યો છે. સૉનેટ તરીકે આ કૃતિ ખૂબ સફળ કહી શકાય. સ્વાતંત્ર્યના નીલ પંખીને સડસડાટ નીચે જ્યાં

પડાપડી કરે શહીદ નરનારીઓ રંગમાં

ત્યાં ઊતરીને વહ્નિમાં નિવાસ કરતું પ્રત્યક્ષ કરી શકાય છે. પૃથ્વી છંદની વેગભરી ગતિ કવિને ખૂબ મદદરૂપ થઈ શકી છે. કવિને આવી સ્વાર્પણની, સ્વાર્થત્યાગની, કુરબાનીની ભાવનાઓ ખૂબ આકર્ષે છે એમના જીવનધર્મને અનુકૂળ થાય તેવી એ ભાવનાઓ છે. 'કલ્યાણ વિભૂતિ સાગર', 'ઋણ-

મુક્તિ' વગેરેમા આવી જ ભાવનાઓનુ આલેખન છે 'માર્તંડના સૈનિકો' એ પણ શૌર્યની ભાવના વ્યક્ત કરતુ ખંડકાવ્ય છે જાપાનની સામે યુદ્ધે ચડેલા સૈનિકોની શહીદીનો પ્રસગ કવિએ આમા ગૂથ્યો છે યુદ્ધનો ચિતાર આપી કવિ ચીની સૈનિકોના વીરતાભર્યા મૃત્યુને બિરદાવે છે શત્રુઓ પણ એમને અંજલિ આપે છે

ખરી કદર વીર આત્મ કરી પીછે કેરી જાણે !

એ સૂત્ર ઉપર નિરૂપ આખોય પ્રસગ ટકાવ્યો છે કાવ્યનુ હાર્દ વ્યક્ત કરવા માટે જ પ્રસગ યોજાયો હોય તેવુ લાગે છે આવી ભાવનાઓ કવિને આકર્ષક અને પ્રેરક લાગે છે તે વ્યક્ત કરવાની જોઈતી ગ્રન્થ પ્રતિભા પણ છે કિન્તુ વૈવિધ્ય પણ ને યોજી શકતા છે પણ ભાવ ઘન બની શકતો નથી કાવ્ય કૃત્રિમ લાગે છે સૂત્ર બોધપાઠ જેવુ બની રહે છે રસની ઊણપ દેખાય છે

'રાજર્ષિ શિવાજી' ખંડકાવ્યમ. પરસ્ત્રીને માતા ગણવાની શિવાજીની આર્યભાવના મૂર્ત કાવ્યવિષય છે પણ કવિ ત્યા પણ રસજમાવટ કરી શક્યા નથી કાવ્યમાથી ભાવના વ્યક્ત થવાને બદલે ભાવના વ્યક્ત કરવા માટે કાવ્ય સર્જ્યુ હોય તેમ લાગે છે કેદ પકડાયેલી સુન્દરીને જે રીતે લઈ જવાતી વર્ણવવામા આવે છે તે રસદૃષ્ટિએ આઘાતજનક છે સત્ય ઘટિત હોય તો પણ કાવ્ય માટે અનુચિત છે એ સુન્દરીને જોઈને શિવાજીના હૃદયના ભાવો કવિ વ્યક્ત કરે છે તે પણ પ્રેરક બનવાને બદલે સ્ત્રીસન્માનની ભાવનાનુ ભાષણ બની જાય છે તત્ત્વ વારવાર તેમની કાવ્યકળામા નબળાઈરૂપ બનતુ દેખાય છે આ કાવ્ય તેનો સારો નમૂનો છે

સ્વજનોને શ્રદ્ધાંજલિ આપતાં અસારસિકતા તેમનાં કાવ્યો સારા બની શક્યા છે જ્યા કવિની કોઈક અનુભૂતિ છે, ઉરનો કોઈ વેધક અનુભવ છે ત્યા ઊર્મિની પ્રબળતાને કારણે કાવ્યમા રસતત્ત્વ આપોઆપ

આવે છે. એમનું 'દાદા' કાવ્ય જોઈએ. દાદાના વાત્સલ્યભાવનું, તેમનાં મીઠાં સ્મરણોનું કવિ સુંદર આલેખન કરી શક્યા છે. કાવ્યમાં એક પછી એક સંભારણાં આંખ આગળથી પસાર થતાં જાય છે અને રસતરબોળ કરતાં જાય છે. દાદાનું શબ્દચિત્ર પણ સુરેખ છે. કાવ્યની છેલ્લી પંક્તિઓ ખૂબ સચોટ છે. દાદાઓ હવે દુર્લભ થયા છે કારણ અકાળે ઊપડી જતાં કુસુમકુમળાં બાળકોને દાદા જોઈ શી રીતે શકે ? દાદાના વાત્સલ્યનું અને બાળકોનાં અકાળ મૃત્યુની કઠોર વાસ્તવિકતાનું સુંદર સંમિશ્રણ એ પંક્તિઓમાં થયું છે.

> હવે એ દાદાઓ દુરલભ થયા ! દારુણ સમો !
> અકાળે બાળો જ્યાં કરમાઈ જતાં શી રીત તહીં
> અહિં પામો દાદા !

આ કાવ્ય વિશે વધુ વિવેચનની જરૂર નથી. કવિશક્તિનો પરચો બતાવતું એ એક સુંદર કાવ્ય છે એટલું જ બસ છે. એ કાવ્યનાં ત્રણ ત્રણ વિદ્વાન સાક્ષરોએ ભારોભાર વખાણ કર્યાં છે તે જ તેની કળામયતાનો પુરાવો છે.

'પિતાને શ્રદ્ધાંજલિ' પણ એક સુંદર વિરહકાવ્ય છે. પિતાની હયાતીમાં તેમના પ્રત્યે નિષ્ઠુર બેદરકારી સેવનારા પુત્રના પશ્ચાત્તાપનું વેધક અને વાસ્તવિક ચિત્ર કવિ રજૂ કરી શક્યા છે. તીવ્ર વેદનામાંથી આ કાવ્ય જન્મ્યું છે.

> સેવનીય તણી સેવા પૂજા સંપૂજનીયની
> હતા ત્યારે કરી ના, રે સોનાની પળ ને ડફી.

પિતા પ્રત્યે જે વહાલ પોતીકા પુત્રે ન બતાવ્યું તે પરાયા કાળે બતાવ્યું.

કૃતઘ્ની કલિના ખાલે પરાયા સમ આચર્યું;
પરાયાથી પરાયા ને કાળે વ્હાલ બતાવિયું.

* * *

હવે જ્યારે હયાતી ના પિતાર્થે પ્રાણ ક્રંદતો,
સ્મૃતિઓ ઊભરે આવે વાત્સલ્ય પ્રતિમા તણી.

આ પ્રકારનાં વિરહ કાવ્યો વિષે બળવંતરાય ઠાકોરે નવીન કવિતા વિષેનાં વ્યાખ્યાનોમાં કહ્યું છે તેમ નવીન કવિઓમાં વિરહશોક ગાયો ન હોય તેવો કવિ સુદુર્લભ. કાવ્યો માટે ઘણી વાર તેમને આવા વિષયો વધુ ફાવે છે. નવીન કવિઓનાં જાણીતા વિરહશોકનાં કાવ્યોમાં ઉમાશંકરનું 'સદ્‌ગત મોટાભાઈ,' સુંદરમ્‌નું 'બકિનધન નારદ' વગેરે કહી શકાય. પૂજાલાલનું આ કાવ્ય કવિ ન્હાનાલાલના 'પિતૃતર્પણ'ની ખૂબ યાદ આપે છે. કેટલીક પંક્તિઓ તો 'પિતૃતર્પણ'ના પંક્તિઓ સાથે ખૂબ સામ્ય ધરાવે છે. 'પિતૃતર્પણ'ને જ નજરમાં રાખીને આ કાવ્ય લખાયું હોય તો નવાઈ નહિ. છંદ પણ એ જ અનુષ્ટુપ છે. કવિ પૂજાલાલની કવિતા ઉપર નરસિંહરાવ, બોટાદકર, બળવંતરાય, ન્હાનાલાલ, કલાપી, સુંદરમ્‌ વગેરેનું ખૂબ ઋણ છે. કવિએ એમની કૃતિઓ ખૂબ ખૂબ વાંચીને પચાવી લાગે છે. કવિ પૂજાલાલની ઘણી ખરી કૃતિઓ વાંચતાં તરત જ એમના કોઈને કોઈ પુરોગામી કે સમકાલીન કવિની વધારે હૃદયંગમ કૃતિનું સ્મરણ થાય છે. કેટલીક વાર તો જાણે પૂજાલાલની કૃતિમાં એવી કોઈ વધારે હૃદયંગમ કૃતિનું માત્ર Paraphrase થતું હોય તેમ લાગે છે. 'પિતૃતર્પણ' માંની કેટલીક પંક્તિઓ જુઓ, સુંદરમનું 'રેણુ' કાવ્ય તેમના **ક્રઃ** સાથે સરખાવો; વિધવા વિષેનાં બોટાદકરનાં તેમ જ નરસિંહરાવનાં કાવ્યો તપાસો: 'સૌંદર્યોપયોગ,' કાવ્યમાં સૌંદર્ય વિષેની એમની પંક્તિઓ કલાપીની પંક્તિઓ સાથે સરખાવો, બોટાદકરના 'વાંઝિયાને' 'જનરાગિણી'ને યાદ કરો (જો કે એમાં ભાવના ભલે એ જ હોવા છતાં તેની રજૂઆત તદ્દન નિરાળી છે.) અને ઉપરના વિધાનની સત્યતાની ખાતરી થશે.

'હવે' એ પણ પૂજાલાલનું એક બીજું કાવ્ય છે. સાક્ષર શ્રી. દોલતરાય માંકડે તેને 'માતૃવિરહ'નું કાવ્ય કહ્યું છે. જો કે એ અંગે કાવ્યમાંથી કશી સ્પષ્ટતા મળતી નથી. પણ અહીં આપણે માતૃવિરહના કાવ્ય તરીકે જ તેને જોઈશું. અંગત વિલાપ પણ બહોળા જનસમુદાયને સ્પર્શી શકે તો જ એની સાર્થકતા. આ વિલાપકાવ્યમાં એ શક્તિ છે. કવિની અંજલી ભાવભરી છે. માતાના હૃદયની વત્સલતા અને પુત્રની નઠોરતા સરસ ઉચિત દૃષ્ટાંતદ્વારા વ્યક્ત થઈ છે. કવિના પશ્ચાત્તાપથી જ કાવ્યનો ઉપાડ છે.

હવે તને સ્મરી સ્મરી
ઝરંત નેત્ર નિર્ઝરી
અતીત ભૂતકાળ ભૂલનો સજીવ જાગતો,
વિદારી ધૈર્ય હૈયું વિહ્વળું વલોવી નાખતો !
હતો, હતો હું પ્હાડનો કઠોર
પથ્થરો નર્યો નઠોર
તે પરે તું નેહની હતી નમેલ વેલડી
સુગંધ મંજરી ઝરંત આર્દ્ર કૈં અકેલડી

કાવ્યોમાં આ એક જ પ્રયોગ ગુલબંકીનો થયો છે. કવિએ એની વધુ અજમાયશ કેમ નહિ કરી હોય એ સમજાતું નથી.

'આર્ય વિધવા' કાવ્ય ખૂબ ભાવવાહી છે. બોટાદકરની તેમ જ નરસિંહરાવની ભાવનાની અહીં સહેજે યાદ આવે છે. કવિ એનું ચિત્ર દોરે છે તે ખૂબ કરુણ છે.

કપાલ ચાંલ્લો નવ કુંકુમે રચ્યો,
છે ભાલમાં આડ તપોવિભૂતિની
ન અંગ રંગે રઢિયાળી ચુંદડી
સરી–વિહોણી રજની સમોવડી.

કૃતઘ્ની કલિના આલે પરાયા સમ આશ્ચર્ય;
પરાયાથી પરાયા તે કાજે વ્હાલ અનાવિલ.

* * *

હવે જ્યારે હયાતી ના પિતાથી પ્રાણ ક્રંદતો,
સ્મૃતિઓ ઊભરે આવે વાત્સલ્ય પ્રતિમા તણી.

આ પ્રકારનાં વિરહ કાવ્યો વિષે બલવંતરાય ઠાકોરે નવીન કવિતા વિષેનાં વ્યાખ્યાનોમાં કહ્યું છે તેમ નવીન કવિઓમાં વિરહશોક ગાયો ન હોય તેવો કવિ સુદુર્લભ કાવ્યો મારે ઘણી વાર તેમને આવા વિષયો વધુ ફાવે છે. નવીન કવિઓનાં જાણીતાં વિરહશોકનાં કાવ્યોમાં ઉમાશંકરનું 'સદ્‌ગત મોટાભાઈ,' સુંદરમનું 'ભક્તિધન નારદ' વગેરે કહી શકાય. પૂજાલાલનું આ કાવ્ય કવિ ન્હાનાલાલના 'પિતૃતર્પણ'ની ખૂબ યાદ આપે છે. કેટલીક પંક્તિઓ તો 'પિતૃતર્પણ'ની પંક્તિઓ સાથે ખૂબ સામ્ય ધરાવે છે. 'પિતૃતર્પણ'ને જ નજરમાં રાખીને આ કાવ્ય લખાયું હોય તો નવાઈ નહિ. છંદ પણ એ જ અનુષ્ટુપ છે. કવિ પૂજાલાલની કવિતા ઉપર નરસિંહરાવ, બોટાદકર, બલવંતરાય, ન્હાનાલાલ, કલાપી, સુંદરમ્ વગેરેનું ખૂબ ઋણ છે. કવિએ એમની કૃતિઓ ખૂબ ખૂબ વાંચીને પચાવી લાગે છે. કવિ પૂજાલાલની ઘણી ખરી કૃતિઓ વાંચતાં તરત જ એમના કોઈને કોઈ પુરોગામી કે સમકાલીન કવિની વધારે હૃદયગમ કૃતિનું સ્મરણ થાય છે. કેટલીક વાર તો જાણે પૂજાલાલની કૃતિમાં એવી કોઈ વધારે હૃદયંગમ કૃતિનું માત્ર Paraphrase થતું હોય તેમ લાગે છે. 'પિતૃતર્પણ' માંની કેટલીક પંક્તિઓ જુઓ, સુંદરમનું 'કોણ' કાવ્ય તેમના ક્ષઃ સાથે સરખાવો; વિધવા વિષેનાં બોટાદકરનાં તેમ જ નરસિંહરાવનાં કાવ્યો તપાસો: 'સૌંદર્યોપભોગ,' કાવ્યમાં સૌંદર્ય વિષેની એમની પંક્તિઓ કલાપીની પંક્તિઓ સાથે સરખાવો, લોકપ્રકોપ વાંચીને 'જઠરાગ્નિ'ને યાદ કરો (જો કે એમાં ભાવના ભલે એ જ હોવા છતાં તેની રજૂઆત તદ્દન નિરાળી છે.) અને ઉપરના વિધાનની સત્યતાની ખાતરી થશે.

'હવે' એ પણ પૂજાલાલનું એક બીજું કાવ્ય છે. સાક્ષર શ્રી. રામનારાયણ માંકડે તેને 'માતૃવિરહ'નું કાવ્ય કહ્યું છે. જો કે એ અંગે કાવ્યમાંથી કશી સ્પષ્ટતા મળતી નથી. પણ અહીં આપણે માતૃવિરહના કાવ્ય તરીકે જ તેને જોઈશું. અંગત વિલાપ પણ બહોળા જનસમુદાયને સ્પર્શી શકે તો જ એની સાર્થકતા. આ વિલાપકાવ્યમાં એ શક્તિ છે. કવિની અંજલી ભાવભરી છે. માતાના હૃદયની વત્સલતા અને પુત્રની નઠોરતા સરસ ઉચિત દૃષ્ટાંતદ્વારા વ્યક્ત થઈ છે. કવિના પશ્ચાત્તાપથી જ કાવ્યનો ઉપાડ છે.

હવે તને સ્મરી સ્મરી
ઝરંત નેત્ર નિર્ઝરી
વ્યતીત ભૂતકાળ ભૂલનો સજીવ જાગતો,
વિદારી ધૈર્ય હૈયું વિહ્વળું વલોવી નાખતો !
હતો, હતો હું ર્‌હાડનો કઠોર
પથ્થરો નર્યો નઠોર
તે પરે તું નેહની હતી નમેલ વેલડી
સુગંધ મંજરી ઝરંત આદ્ર કૈં અકેલડી

કાવ્યોમાં આ એક જ પ્રયોગ ગુલબંકીનો થયો છે. કવિએ એની વધુ અજમાયશ કેમ નહિ કરી હોય એ સમજાતું નથી.

'આર્ય વિધવા' કાવ્ય ખૂબ ભાવભીનું છે. બોટાદકરની તેમ જ નરસિંહરાવની ભાવનાની અહીં સહેજે યાદ આવે છે. કવિ એનું ચિત્ર દોરે છે તે ખૂબ કરુણ છે.

કપાલ ચાંલ્લો નવ કુંકુમે રચ્યો,
છે ભાલમાં આડ તપોવિભૂતિની
ન અંગ રંગે રઢિયાળી ચુંદડી
શશી-વિહોણી રજની સમોવડી.

વિધવાના ત્યાગ તપ અને સંયમનું સુંદર નિરૂપણ કરીને કવિએ તેનું ગૌરવ વધાર્યું છે. સમાજની ક્રૂરતા, રૂઢિ વગેરેનું પણ આલેખન કવિએ સુયોગ્ય રીતે કર્યું છે. ત્યાગમૂર્તિમાંનું ગાંધીજીનું ગં. સ્વ. વાસંતી-દેવીનું ચિત્ર સહેજે યાદ આવી જાય છે. કવિએ કલ્પેલો એ વૈધવ્યનો આદર્શ ગં. સ્વરૂપ વાસંતીદેવીમાં મૂર્ત થતો દેખાય છે.

સંસાર વિષયક કાવ્યો સિવાય બીજાં કાવ્યોમાંથી હવે માત્ર બેત્રણ મહત્ત્વનાં કાવ્યોની જ ચર્ચા કરીશું. એમાનું એક કાવ્ય 'માતૃભાષા' છે. માતૃભાષાના ગુણોનું વર્ણન કરતું આ નિબંધકાવ્ય છે.

કવિએ વર્ણવેલો માતભાષાનો મહિમા આજે તો ખૂબ પ્રેરક અને તેમ છે.

કવિ કહે છે :

જન્મપૂર્વ પણ જે ગિરાતણી<br>
અર્થસિદ્ધિ થઈ ગર્ભ–ગહ્‌વરે<br>
તેહ હસ્તગત માતૃવાણીમાં·<br>
થાય સદ્ય, ન પરાઈમાં કદી.

માતૃભાષાનો મહિમા ગાતી આ કવિતા ભલે સૌષ્ઠવયુક્ત રચના-વાળી છે; કવિની માતૃભાષા ભક્તિ પણ એમાં સારી રીતે વ્યક્ત થઈ છે. છતાં કવિએ આખા વિષયની ચર્ચા સ્થૂલ દૃષ્ટિએ કરી છે. નિબંધની સૂત્રાત્મકવાણી અને તેના વિચારભાર તળે આ કાવ્ય કચડાઈ જતું લાગે છે. રસનો અભાવ નડવાથી કાવ્ય નિબંધ જેવું શુષ્ક બનતું દેખાય છે.

પૂજાલાલના પ્રકૃતિ કાવ્યોમાં માત્ર 'ગુરપાગુનો ઘોધ' ધ્યાન ખેંચે તેવું છે. પ્રકૃતિના કોઈ ભવ્ય દર્શને કવિનું ભક્તહૃદય ભાવથી છલકાઈ જાય છે અને એમાંથી પ્રકૃતિની વિરાટ શક્તિ અને એની તુલનામાં માનવીની પામરતાનું ચિંતન સ્ફુરે છે. કવિની કલ્પનાનો ભંડાર આ કાવ્યમાં વળી પાછો ખૂલતો દેખાય છે. ગુરપાગુના ધોધનો દૂર દૂરથી સંભળાતો અવાજ કવિ સુંદર વિવિધ કલ્પનાઓ દ્વારા જાણે કે પ્રત્યક્ષ કરે છે. હરાગુરૂાળે નાસતી

નર્મદાના ચિત્રમાં કવિએ વાસ્તવિક હકીકતનો કાવ્યમય ઉપયોગ કરી લીધો છે. સૂર્યના કિરણોમાં ચળકતા ધોધનાં વર્ણનો ચિત્રાત્મક છે અને છેવટે એ દર્શનમાંથી ઉદ્ભવતું ચિંતન

> ક્યાં સિંધુ, તનુ બિંદુ ક્યાં ! મનુજની મૂર્ખાઈ જાયે ગળી;
> ભક્તિથી શિર નમ્ર શ્રી ભગવતી પાયે પડે છે ઢળી.

કવિના ભક્તહૃદયને અનુરૂપ છે. શાર્દૂલવિક્રીડિત છંદનો ઘેરો ગંભીર ઘુઘવાટ કાવ્યના દર્શને સહાયક નીવડ્યો છે.

હવે એક છેલ્લું કાવ્ય જોઈ લઈએ. એ કાવ્ય છે 'પ્રિય કવિતાને'. એની રસચર્ચા વિના 'પારિજાત'નું વિવેચન અધુરું જ ગણાય. 'પારિજાત'ના નામાભિધાનમાં કવિનો ઉત્સાહ જ દેખાય છે. સંગ્રહમાં સંપૂર્ણ પારિજાત હોય તો તે માત્ર ' પ્રિય કવિતાને ' છે. આ કાવ્યમાં કવિને ઈષ્ટની પ્રાપ્તિ થવાથી સર્વત્ર આનંદ આનંદ વરતાય છે. કવિતા એ આરાધ્યમૂર્તિ છે. એની કૃપાનું એકાદ કિરણ ઝીલવા માટે પણ કવિઓ 'સર્વસમર્પણ કરી નાખવા આતુર હોય છે. છતાં કવિતા દેવી સહેલાઈથી રીઝતી નથી. એના કૃપાકટાક્ષ દુર્લભ છે. સૌંદર્યશ્રીને ઉદ્દેશીને લખેલું કવિ શેલીનું કાવ્ય આ પ્રકારની ભાવના વ્યક્ત કરે છે. કવિતાકૃપાનો પ્રસાદ મળ્યો હોવા છતાં કવિતાનું એકાદ દિવ્ય કિરણ પ્રાપ્ત કરવાની તેની ઝંખના છે એ કિરણ માટે કવિ તલપે છે, તડપે છે, વીનવે છે. વિલમે છે પણ એની પ્રાપ્તિ નહિ થવાનો જાણે કે રંજ તેના કાવ્યમાં દેખાય છે. શેલીનું આત્મસમર્પણ, એની કાવ્યદેવી પ્રત્યેની નિષ્ઠા ભક્તિ વગેરેમાં કશી ઊણપ નથી. છતાં એની પ્રાપ્તિ નહિ થતી હોવાથી એનું કાવ્ય વિલાપમય પ્રાર્થના બન્યું છે. કેવિ શેલીની કવિતા પ્રિયા કવિતા નથી બની શકતી તેનું આ કારણ છે. કવિ માત્ર તેને ભાવનામય વિભૂતિ તરીકે જ આરાધે છે. એ કાવ્યમાં કવિ અને કવિતા વચ્ચેનો સંબંધ ભક્ત અને ભગવતીરૂપે દર્શાવાયો છે.

કવિ પૂજનાવની કાવ્યભાવના છે તો તેવીના જેવી જ એમણે પણ પોતાની આરાધ્યદેવીને રીઝવવામાં કશી કમીના રાખી નથી પોતાનો સ્ફટિક જેવો જીવન આદર્શ તેમણે કવિતા દેવીને ચરણે ધર્યો છે એમના સમર્પણમાં પણ તેની જેમ જરાય મણા નથી. પોતાની ઇષ્ટપ્રાપ્તિ માટે 'તુ પ્રેર, ઊર્ધ્વગતિ આપ' વગેરે દીન પ્રાર્થનાઓથી પોતાનું હૃદય નિચોવ્યું છે આટલા ભવ્ય સમર્પણ અને પ્રાર્થનાઓ પછી કવિને લાગે કે ઇષ્ટપ્રાપ્તિ થઈ છે દુરારાધ્ય કવિતાદેવીના કૃપાકટાક્ષ ઝીલવાનું સદ્ભાગ્ય કવિએ મેળવ્યું છે એમ એમને લાગે છે એટલે અહીં કવિતા ભાવનામૂર્તિ મટીને પ્રિયા કવિતા બની રહી છે કવિ એના પ્રિય સહવાસમાં સૃષ્ટિભ્રમણો કરે છે કવિતા એ આનન્દ વિન આ કાવ્યમાં છે અહીં કવિ ભક્ત નથી કવિતા ભગવતી નથી કવિ અને કવિતા બન્ને વચ્ચેનો સંબંધ પ્રિય અને પ્રેયસીરૂપે વ્યક્ત થયો છે એને લીધે કવિતા Romantic બનતી દેખાય છે પ્રિયા કવિતા સાથેના સંસ્મરણોનું રંગભર્યું આલેખન આ કાવ્યમાં છે કવિએ સાચી નિષ્ઠાથી પોતાનું હૃદય પ્રિયા પાસે વ્યક્ત કર્યું છે પોતાની એકેએક અનુભૂતિ એકેએક પ્રવૃત્તિની કથા વિના સંકોચે કવિએ પ્રિયા કવિતાના હૃદયમાં રેડી છે

તું હિ સકલ અંતરંગ મુજ જાણનારી સખી

× × ×

ભર્યું હૃદય મેં કદી અવર પાસ ના ઠાલવ્યું,
કહે અનુભવો કદીય તુજ પાસ સંકોચ મેં ?

આ પ્રિયા કવિતા કવિના સુખદુઃખમાં એક માત્ર સંગિની છે કવિના હૃદયમાં અમૃતનો મંત્ર ફૂંકનારી પણ તે જ છે અને કવિના વિષાદ વદનચંદિરે ધારનારી પણ તે જ છે કવિના જીવનનું પરમ આશ્વાસન પ્રિયા કવિતા છે કવિના શ્રમ હરી તેમના જીવનમાં તે તાજગી પ્રેરે છે

ટળે શ્રમ સમસ્ત શીઘ્ર તરુ શીળુડી છાયમાં;
મળે અજબ તાઝગી, અણુ અણુ બળે ઊભરે:

કવિ એને પ્રેમથી સમજાવે છે :

પ્રવૃત્તિ મુજ પ્રેમથી હૃદય તારું રેડતો:

× × ×

અપૂર્વ અનુભૂતિઓ સહુ સુણાવતો હું તને,
ધરું તુજ સમીપ દું સ્ફટિક—જીવનાદર્શને.

કવિ અને કવિતા એકબીજામાં એવાં ઓતપ્રોત થઈ ગયાં છે કે કવિને સર્વત્ર કવિતાનું દર્શન થાય છે. કવિ એને ઉષાના સાજમાં જુએ છે, વિહંગોના વાદ્યમાં એનો સૂર સાંભળે છે; તારલાઓ અને ચંદ્રમાં પણ કવિ તેને નીરખે છે; વસંતના વૈભવમાં, વર્ષાના નૃત્યમાં કવિ એનું સામીપ્ય અનુભવે છે. કવિતાની રંગભરી પ્રવૃત્તિઓનું વર્ણન કલાપીના 'કમલિની' કે નરસિંહરાવના 'ચંદા' કાવ્યની યાદ આપે તેવું છે. વસંત, વર્ષા, વગેરેનાં વર્ણનો કવિશક્તિનું સામર્થ્ય બતાવે તેવાં છે. કવિની પ્રિયા કવિતા કવિના હૃદયમાં પ્રકૃતિનાં સૌંદર્યો રેડે છે અને એ સૌંદર્યો પી પીને કવિની કવિતા પાંગરે છે. કવિને નવા સર્જન માટે ઉત્સાહ મળે છે. પરંતુ કવિની કવિતા માત્ર પ્રકૃતિનાં દશ્યોમાં કે જીવનનાં અમુક જ ક્ષેત્રોમાં સીમિત ન થવી જોઇએ. કવિનું જીવનદર્શન સંકુચિત અને એકાંગી ન હોવું જોઇએ. એટલે જ કવિની કવિતા પણ કદી કદી પ્રકૃતિના વૈભવો મૂકીને દલિતોનાં ઘરમાં જાય છે. પીડિતોનાં આંસુ લૂછે છે, તેમનાં દુઃખો પર પ્રેમનું અમૃત છાંટે છે. આમ કવિનો જીવનઅનુભવ વિશાળ બને છે. સમગ્ર સૃષ્ટિ સાથે કવિ હૃદયતાદાત્મ્ય સાધે છે. પ્રિયા કવિતાની સાથેનાં પ્રેમપર્યટનોનું અહીં રંગભર્યું ચિત્ર છે. કવિની કલ્પના આ કાવ્યમાં હિલોળે ચડી છે. સુરભુગંધથી મહેકતી કુસુમમંજરી વડે કવિતાની વેણી ગૂંથતી વસંત, ગુંજનગર્ભથી ઝરમરતી ઝાંયો તળે, પ્રિયનું શિર ઉછંગમાં લઈ તેને સંગીત

ગુણવતી પ્રિયા કવિતા, જીવનના સર્વાંગ સઘ લાગતી વહેંકતી પ્રિયા કવિતાના ફુલે વીંધાતી કવિતા વગેરે કવિની કલ્પનાશક્તિનો સારો ચમત્કાર દર્શાવે છે. સંયમી પ્રતિભાવાળા આ કવિ જ્યારે રંગભરી રમત કરે છે— પ્રેમમસ્તીએ ચડે છે ત્યારે તેમની કવિતાકળા કેવી ખીલી નીકળે છે તેનું આ કાવ્ય સારું દૃષ્ટાંત છે. ભક્તિકાવ્યોમાં ઇષ્ટમૂર્તિને ઝંખતા દીન અને દીન કવિ ઈષ્ટ પ્રાપ્તિ થતાં જ તેની સાથે પ્રણયમસ્તીએ ચડે છે ત્યારે સાનંદાશ્ચર્ય થાય છે જેમ કે શીતળ કુંજમાં

નિરાસમાં નીચિકે પ્રણય લીન દોડી શ્રી
ઉમંગભર ઝૂલતા, મૃદુલ વેણીએ તાડતી
ઉડત અલકલતી, રમતી વાળ શી લટો
કરત પુનકાનના રુચિર ગૈ મને ગુંજનો,
કપોલ સરસા કપોલ ધરતા સમાધિસ્થ વા

આખુંયે ચિત્ર ખૂબ આહ્લાદક છે

છેલ્લે પ્રિયા કવિતા આ જીવનમાં તેમ જ પરજીવનમાં પણ કવિ હૃદય સાથે ઓતપ્રોત રહે એવી કવિની પ્રાર્થના સાથે કાવ્ય પૂરું થાય છે

આખુંય કાવ્ય કવિજીવનનો રંગભર્યો અનુભવ, કલ્પનાના ચમત્કાર, સુંદર અલંકારો, સુંદર વર્ણનો, કવિનું પૃથ્વી છંદ ઉપરનું પ્રભુત્વ, વગેરેને કારણે સંગ્રહનું સર્વોત્તમ કાવ્ય બની શક્યું છે આખીય કવિતા મરકલાટ કરતી એક પછી એક ચિત્રો પ્રત્યક્ષ કરતી વહી જાય છે, કવિની ભાષા શૈલીના ઘણા જ ઉત્તમ લક્ષણો આ કાવ્યમાં જોવા મળે છે કાવ્યના ભાવને અનુરૂપ શબ્દો અને લયપ્રવાહ સતત રીતે વહી જાય છે. પ્રાસ અનુપ્રાસ પણ કવિના પદે પદે ચાલ્યા આવે છે ભાવની મિઠાસ પંક્તિએ પંક્તિએ અનુભવી શકાય છે સંસ્કૃતપ્રચુરતામાં એ પૂજાલાલની શૈલીનું એક લક્ષણ છે સંસ્કૃતપ્રચુરતામાં 'પારિજાત'ના કવિ બોટાદકરથી જરાક જ ઓછા ઊતરે એમ છે કેટલીક વાર તો સંસ્કૃત શબ્દોથી લદી પડતી પંક્તિઓ

એકધારી રીતે કાવ્યમાં વહી આવતી દેખાય છે. 'પ્રિયા કવિતાને' કાવ્યમાં તેનાં સંખ્યાબંધ દૃષ્ટાંતો જોવા મળશે. પૂજાલાલની સમગ્ર કવિતાનું આ લક્ષણ છે. જો કે કવિની ભાવના જ એ પ્રકારની છે એટલે આ સંસ્કૃતમય શૈલી તેમને વિશેષ અનુકૂળ નીવડે એમ તેનો બચાવ કરી શકાય.

આ ઝાંખી કાવ્યગત્યાં પછી 'પ્રિય કવિતાને' વિશે એટલું જ કહેવું બસ થશે કે 'પારિજાત'નું તે સર્વોત્તમ કાવ્ય છે. એક રમણિય ખંડકાવ્ય તરીકે તેનું સ્થાન ખૂબ ઊંચું છે. માત્ર કાવ્યમાં આવતાં કેટલાંક સામાન્ય વિગતો અને વર્ણનોને ટૂંકાવ્યાં હોત તો કાવ્ય હજી વધુ સપ્રમાણ બની શકત.

'પારિજાત'નાં કાવ્યોમાં છંદોવૈવિધ્ય સારું છે. કવિએ અનેક છંદોના અખતરા કર્યા છે તેમાંથી પૃથ્વીછંદ પર તેમની પકડ સારી છે એમ કહી શકાય. 'પ્રિયા કવિતાને'નું લાંબુ ખંડકાવ્ય સતત પૃથ્વી છંદમાં સતત રીતે વહી જાય છે. 'સ્વાતંત્ર્યનું પંખી' 'અગ્નિને આહ્વાન' 'મરકતપ્રિયા' 'અબાધ્ય યૌવન' વગેરે કાવ્યોમાં પણ પૃથ્વી છંદની શક્તિઓ અને તેના ઉપર કવિનો સારો કાબૂ જોવા મળે છે. બળવંતરાય ઠાકોરે પૃથ્વી છંદની અનેક શક્તિઓ પ્રગટાવી તેનો લાભ બીજા કવિઓની જેમ પૂજાલાલે પણ સારી રીતે ઉઠાવ્યો છે. ખાસ કરીને પૃથ્વી છંદની પ્રવાહિતા બધા કવિઓનું આકર્ષણ બની રહી છે. સૉનેટ કાવ્યોમાં પૂજાલાલે શાર્દૂલવિક્રીડિત, અનુષ્ટુપ, શિખરિણી, વસંતતિલકા, વગેરેના પ્રયોગો પણ કર્યા છે. 'કાળીચૌદશ' કાવ્યમાં શાર્દૂલવિક્રીડિતને સફળતા મળી છે. શિખરિણીમાં કવિની સફળતા ઠીક ઠીક કહી શકાય. અનુષ્ટુપ સૉનેટ માટે યોગ્ય ઠર્યો નથી એમ કવિના પ્રયોગો પરથી જોઈ શકાય. અમુક છંદોમાં આવતા દઢ વિરામોથી પૃથ્વી છંદ મુક્ત છે અને તેથી પણ તે બીજા કરતાં વધુ કામયાબ બની શક્યો છે.

કવિએ બંગાળી પયાર તેમ જ ગુર્જર પયારના પ્રયોગો કર્યા છે. આ છંદ ગુજરાતીમાં મનહર છંદને મળતો છે. બળવંતરાય માને છે કે આપણે ત્યાં આ પ્રકારના છંદો આપણી ઉચ્ચારણની અમુક પ્રકૃતિસિદ્ધ

વલણને પ્રતિકૂળ હોવાથી ઝાઝા કામયાબ બનશે નહિ છતાં ગુર્જર પદ્યમાં લખાયેલું 'આવીશ આવીશ' પ્રાસરચનાને કારણે સુગેય બની શક્યું છે

'પારિજાત'ની સમાલોચનાની આ કંઈક વિસ્તૃત ચર્ચા પરથી સમજાશે કે કવિ તરીકે પૂજાલાલની પ્રતિભાશક્તિની અમુક મર્યાદાઓ હોવા છતાં 'પારિજાત'ના કેટલાક કાવ્યો અતીવ સુંદર બની શક્યાં છે પૂજાલાલની પ્રતિભા કલ્પનાનો તેમ જ ચિંતનનો કંઈક વિશેષ ચમત્કાર બતાવે તો એમની કાવ્યકલા ખૂબ ઊંચી ચડી જાય તેવી શક્યતા આ 'પારિજાત'માં જોઈ શકાય છે

*

# 'પારિજાત'ની સૉનેટ સૌરભ

શ્રી. 'પુરંદર'

" નર કે નાર, આજ કોક જ આપણી કવિતા રચતાં હશે જે રાસ નહીં રચતાં હોય " એમ કવિ ન્હાનાલાલે ગુજરાતી કવિ–કવયિત્રીઓની રાસ–ગરબા પ્રત્યે વધતી જતી પ્રીતિને અનુલક્ષીને કહેલું તે અત્યારે આપણા કવિઓની સૉનેટરચના પ્રત્યે વધતી જતી મમતા જોઈ યાદ આવે છે અને તેથી જ પ્રો. સુંદરજી બેટાઈ " નર કે નાર, આજ કોક જ આપણી કવિતા રચતાં હશે જે સૉનેટ નહીં રચતાં હોય " એમ વિધાનને બદલવાની સૂચના કરે છે.

ઈ. સ. ૧૮૮૮માં આ અનોખા કાવ્યપ્રકાર પર પ્રો. બળવંતરાય ઠાકોરે તેમનો હાથ અજમાવ્યો અને પ્રથમ સૉનેટ 'ભણકારા' ગુજરાતને ચરણે ધર્યું. ત્યારપછી તો કાન્તે ઉપહાર, ન્હાનાલાલે તાદાત્મ્ય, નરસિંહરાવે વીણાનું અનુરણન તેમ જ ચંદ્રવદન મહેતા, ખબરદાર, ઉમાશંકર જોષી, મનસુખલાલ ઝવેરી, સ્નેહરશ્મિ, સુંદરજી બેટાઈ, પૂજાલાલ, શ્રીધરાણી, રામપ્રસાદ શુકલ વગેરેએ સફળતાપૂર્વક હાથ અજમાવ્યો. અપવાદરૂપ રહ્યા માત્ર ત્રણ—ત્રિભુવન વ્યાસ, મેઘાણી અને બોટાદકર.

પરંતુ, આ સૌમાં એકસામટાં, ઉત્તમ કોટિનાં સૉનેટ આપનારાઓમાં આપણે બ. ક. ઠાકોર, સુંદરજી બેટાઈ અને રામપ્રસાદ શુકલને ગણાવીએ ત્યારે શ્રી. પૂજાલાલ પણ જરૂર આ ત્રણેની જોડાજોડ આસનના અધિકારી ગણાય.

આજે આપણે આ લઘુલેખમાં પૂજાલાલ જેવા એક સિદ્ધહસ્ત સૉનેટીઅરની ઉરકુંજે પ્રફુલ્લિત 'પારિજાત'ની 'સૉનેટ' સૌરભ માણીએ અને એ સૌરભની મધુરતાને પણ સાથોસાથ ચકાસવાનો એક નમ્ર પ્રયાસ કરીએ.

'પારિજાત'નાં કુલ ૫૪ સૉનેટમાંથી શુદ્ધ શેક્સપિરિયન અન્ત્યયમકવાળાં સૉનેટની સંખ્યા ૨૦ની છે. (દા. ત. રસાયન.) તો મિશ્ર શેક્સપિરિયન અન્ત્યયમકવાળાં સૉનેટની સંખ્યા ૭ની છે. આ પ્રકારમાં પણ ત્રિવિધ પ્રકારે અજમાયશ કરી છે. શુદ્ધ ઇટાલિયન અન્ત્યયમકવાળાં કાવ્યોની સંખ્યા ૧ની જ છે. તો મિશ્ર ઇટાલિયન અન્ત્યયમકયોજના બાકીનાં ૨૦ કાવ્યોમાં દેખા દે છે. અને આ પ્રકારમાં પણ વળી ચતુર્વિધ ફેરફારો આપણું ધ્યાન ખેંચે છે, (દા. ત. અનુક્રમે સૉનેટ નંબર ૨૮, ૫, ૪૩, ૪૮) અને તદ્દન યોજનાવિહીન અન્ત્યયમકવાળાં કાવ્યોની સંખ્યા પણ ૬ની છે. આ આંકડાઓથી જ તેમણે જે પ્રયોગશીલતા સેવી છે તેનો ખ્યાલ આવી જશે. આમ કદાચ પ્રો. માંકડ કહે છે તેમ પ્રયોગશીલતાનો મોહ કવિમાં નહિ હોય પણ વિવિધ પ્રકારે રચનાકૌશલ્ય સાધવા તેમણે પ્રયાસ નથી જ કર્યો એમ તો ન જ કહેવાય. વળી, આટલી બધી વૈવિધ્યપૂર્ણ અન્ત્યયમક યોજનાઓનો વિનિયોગ કરવા જતાં કૃત્રિમતા નથી આવી એ પણ કવિને યશ અપાવનારી હકીકત ગણાય.

કવિએ અર્થાનુસારી વિરામસ્થાન તેમજ ૧૪ પંક્તિઓના સૉનેટના બાહ્યકલેવરનો આગ્રહ કાયમને માટે રાખ્યો છે. તેમના એકેય સૉનેટમાં આ પ્રકારની છૂટ લેવાઈ નથી, તેમ જ કોઈ પણ સૉનેટ સાડાતેર પંક્તિનું કે સાડાચૌદ પંક્તિનું બન્યું હોય તેવું પણ જોવા મળતું નથી. ખરેખર ! બંધારણને ચીટકી રહેવાના આવા સમર્થ આગ્રહ માટે કવિને ધન્યવાદ ઘટે છે.

કવિ જેમ સૉનેટના બાહ્ય અંગને — ૧૪ પંક્તિને — દૃઢ આગ્રહથી વળગી રહ્યા છે તે જ રીતે તેના આંતરતત્ત્વને, આત્માને — અંતર્ગત ભાવવળાંકને — પણ દૃઢ રીતે વળગી રહ્યા છે.

સૉનેટ સર્જનમાં વપરાયેલા છંદો તરફ ધ્યાન જતાં સહેજે જણાઈ આવે છે કે કવિએ છંદપસંદગી તરફ પણ ખૂબ ધ્યાન આપ્યું છે. અગેયતા ને ગાંભીર્ય એ બે સૉનેટસર્જનમાં છંદોપયોગ માટેનાં આવશ્યક

અગેયતા. તે લાવવા માટે તેમણે 'પૃથ્વી છંદ 'ને જ વધુ પ્રમાણમાં અપનાવ્યો છે. માત્ર 'પૃથ્વી છંદ 'માં જ ૩૧ . જેટલી મોટી સંખ્યામાં સૉનેટસર્જન કર્યું છે તે જ 'પૃથ્વી' માટેનો તેમનો પક્ષપાત પુરવાર કરે છે. 'પૃથ્વી' છંદમાં રહેલી અલ્પગેયતાથી સંતોષ ન માનતાં તેમણે અન્ય વૃત્તોમાં પણ અગેયતા સાધવા યત્ન કર્યો. જેને પરિણામે આપણને 'શિખરિણી 'માં ૭, 'શાર્દૂલવિક્રીડિત'માં ૬, 'અનુષ્ટુપ'માં ૩, 'સ્રગ્ધરા'માં ૨, અને 'વસંતતિલકા' તથા 'ઉપજાતિ'માં પણ બબ્બે સૉનેટ મળ્યાં છે. 'દીર્ઘપયાર' જેવા બંગાળી છંદમાં પણ ૬ સૉનેટ રચ્યું છે.

'પૃથ્વીછંદ' પરનો કાબૂ સૉનેટને અનુરૂપ ગાંભીર્ય ને અગેયતા જાળવી રાખવામાં પૂર્ણ મદદરૂપ થઈ પડે છે. 'સ્રગ્ધરા'માં રહેતા અગેયતાના તત્ત્વને જોતાં જ તેમાં સૉનેટ રચવા કવિનું મન દોડી જાય છે. પણ તેના દીર્ઘ સત્રીપણાનું ભાન થતાં માત્ર બે જ સૉનેટ રચી તેને છોડી દે છે. આ હકીકત તેમની સૉનેટકાવ્યસ્વરૂપની ઊંડી સમજના નમૂના રૂપ છે.

આ બધું કહ્યા પછી એમણે જ કાવ્યરૂપે રજૂ કરેલા સૉનેટના સ્વરૂપ સંબંધી વિચારો પર દૃષ્ટિપાત કરવાનું મન થઇ આવે છે. તેમનાં સૉનેટ (૧) 'સૉનેટ'ને (૨) 'પૃથ્વી છંદ'માં સૉનેટસર્જનમાં તેઓ જે નિયમોને અનુસર્યા છે તેનો ઉલ્લેખ જોવા મળે છે. જુઓ,

"કાવ્યશિલ્પી કવિએ ચૌદ મજલી રચ્યું મંદિર;
કવિતા કલા કિશોરી લસી ચિર વસી ત્યાં રુચિર. (સૉનેટ)

'પૃથ્વી છંદ'માં છંદનાં વિશિષ્ટ લક્ષણો પ્રથમ પાંચ પંક્તિમાં દર્શાવી કવિ,

"પ્રસિદ્ધિગત પૃથ્વીછંદ ! બલવંત ભાવક્ષમ,
ધ્વનંત નિધિરાજ ધીરવર હે ! નમસ્તે નમઃ !"

આમ ગંભીર ગતિયુક્ત, પ્રવાહી, અગેય અને વિચારભાવોર્મિ વગેરેનો વિકાસ સંયમપૂર્વક સાધવાની શક્તિ ધરાવતા 'પૃથ્વીછંદ'નો કુશળતાપૂર્વક

વિનિયોગ એ કવિની બીજી આગવી સિદ્ધિ ગણી શકાય. તેનો સુંદર નમૂનો 'અભીપ્સુ કવિને'માંની નીચેની પંક્તિઓમાં સાંપડે છે.

"તને અમર કાવ્યમંદિર રચી મહીં માનસી–
તણી સુભગ સત્ય મૂર્તિ પધરાવવાના, કવિ!
ઉરે સદભિલાષ છે?"

સીધો, સરળ, તીરવેગે ખળખળ વહેતો આવો ઉદ્‌બોધક કાવ્યપ્રવાહ બીજે ક્યાંય જોવા મળશે ખરો? અગેયતાનું તત્ત્વ કેવી સુંદર રીતે જળવાય છે! છતાં કર્ણકટુ પણ નથી લાગતું. લંબાણભયે વધુ ઉદાહરણ નહીં આપું.

બ. ક. ઠાકોરે ઈ. સ. ૧૯૩૮માં 'પારિજાત'ની પ્રસ્તાવના લખતાં અર્થપોષક સંવાદિતા અન્ય વૃત્તોમાં સાધવા સંબંધે એક સુંદર ટીકા કરેલી તેનો આ સ્થળે ઉલ્લેખ કરવાથી મને લાગે છે કે અન્ય છંદમાં અગેયતા સાધવા કુનેહપૂર્વક કરેલા પ્રયોગો અને અગેયતાના તત્ત્વની કવિની ઊંડી સ્હમજ શક્તિનો વાચકોને પરિચય થઈ જશે. બ. ક. ઠાકોર લખે છે "પૃથ્વી છંદ માટે પક્ષપાત વધ્યા પછી એવી અર્થપોષક સંવાદિતા બીજા વૃત્તોમાં સાધવા જનારે તે તે વૃત્તોના બંધારણનો ખ્યાલ પૂરેપૂરો રાખવો જોઈએ. ઘણાં વૃત્તોમાં અમુક વિરામ તો પાળવું જ પડે એવું હોય છે. × × × એવું એવું અવગણો એટલે છંદ ઠોકરાવાનો જ" અને તે દર્શાવવા આ સંગ્રહમાંથી જ શાર્દૂલવિક્રીડિતમાં રચાયેલ પંક્તિઓ ટાંકે છે:

"તજતી ના કાલિમા આ ત્હને
તેથી બાહ્ય ફળે ઉપાય નહીં આ કાર્યે," (કોયલાને)

પરંતુ, શાર્દૂલવિક્રીડિતમાં અર્થપોષક સંવાદિતા સાધવા જતાં ઠોકર ખાનાર આ કવિ તે દોષ બીજી આવૃત્તિ પ્રસંગે ખૂબ કુનેહપૂર્વક સુધારી લે છે અને તેમની લયને સ્હમજવાની કુશળતાનો ઉત્તમ નમૂનો પૂરો પાડે છે. જુઓ,

" ન તરે કાલિમા ડંખ તને
ખાલી બાહ્ય ઉપાયથી નહિ વળે કાંઈ મહાપાતકને." ('કાયલાને')

આમ, કવિ પોતાના દોષો પરત્વે પણ કેટલા સાવધાન છે, તેને સુધારી લેવા, સ્વીકારી લેવા કેવું વિશાળ કવિહૃદય ધરાવે છે તેની પણ આપણને પ્રતીતિ થાય છે.

( ૨ ) વિષય દૃષ્ટિએ 'પારિજાત'નાં સૉનેટ

કવિશ્રીએ માત્ર કાવ્યસ્વરૂપની સાધના પરજ લક્ષ્ય આપ્યું છે એમ પણ નથી. એમણે જે વિષયવૈવિધ્ય જાળવ્યું છે, તે પણ પ્રશંસાને પાત્ર છે. અનુક્રમણી પર નજર નાખતાં જ મારા આ કથનની યથાર્થતા સ્પષ્ટ જણાઈ જશે. ૫૪ સૉનેટમાં પણ ૭–સાત વિષયને તેમણે સ્થાન આપ્યું છે. તેમાં ઈશ્વરભક્તિ અને પ્રભુપ્રાર્થનાનાં, તત્ત્વચિંતનનાં, પ્રકૃતિનાં, રાષ્ટ્રપ્રેમ તથા સ્વાતંત્ર્યપ્રેમનાં, કવિને તેમ જ કવિતાને અનુલક્ષીને લખેલાં, પ્રણયનાં અને કેટલાક શુભ પ્રસંગોને નિરૂપતાં કાવ્યોનો સમાવેશ થાય છે. આ સૌમાં વધુ પ્રમાણમાં કવિએ તેમના ભક્તહૃદયને તથા ચિંતનશીલ માનસને વ્યક્ત કરતાં કાવ્યો લખ્યાં છે. ચિંતન અને ભક્તિમાં ગળાડૂબ રહેનાર કવિ રાષ્ટ્રપ્રેમ કે સ્વાતંત્ર્યપ્રેમની માનવસહજ ઊર્મિઓને પણ અવગણતા નથી. નિર્ભેળ પ્રકૃતિનો આસ્વાદ તો કવિ માત્ર એક જ સૉનેટમાં કરાવે છે, બાકીનાં ચારેક કાવ્યો અન્યોક્તિ પ્રકારનાં છે. કવિતાના સ્વરૂપ વિષયક તથા કવિને સંબોધીને કાવ્યો લખનાર આ કવિએ પ્રણયને પણ આવકાર્યો છે. સાથે સાથે પ્રસંગોપાત્ લખાયેલાં કાવ્યોમાં ઉપર્યુક્ત સૌ વિષયો યથાસ્થાને નિરૂપણ પામ્યા છે.

પ્રાસંગિક કાવ્યો

આ વિભાગનાં કાવ્યોમાં 'ચિતોડ' (૩૩), 'અરવલ્લી' (૩૩), 'પુરાણુ પાટણના અવશેષોમાં' (૩૪), 'શહીદ શ્રદ્ધાનંદ' (૩૬), 'ચિ. બ્હેન અનુને' (૪૦), 'મોતાલીઝા' (૫૨), 'લીઓનાર્દો દા વીન્ચી' (૫૪)ને ગણાવી શકાય.

આ ૧૭ – સ્થાન સૉનેટોમાથી સૌથી વધુ ધ્યાન ખેચે તેવુ સૉનેટ છે 'પુરાણુ પાટણના અવશેષોમા' (૩૪). આ સૉનેટ વાંચતા નરસિંહરાવનુ 'સદ્ગતકવિંગ તલાવ પરથી પાટણ' નામક કાવ્ય યાદ આવી જાય છે. આ કાવ્યમા પણ કવિ તો વતન ગુજરાતની કીર્તિના કળશરૂપ પાટણની કીર્તિગાથાને જ ગાય છે 'અન્વબ્લી' અને 'ચિતોડ' તેમજ 'શહીદ શ્રદ્ધાનંદ' દ્વારા તેઓ માનવ અને સ્વાર્પણની ભાવનાને બિરદાવે છે કવિનો શુચિતાનો આગ્રહ 'ચિ બહેન અનુને'માં વ્યક્ત થાય છે 'પૃથ્વી'મા કવિએ ઉદ્બોધક શૈલીનો કરેલો કુશળ વિનિયોગ 'મોનાલીઝા' કાવ્યમા જોવા મળે છે

## કવિ – કવિતા વિષેનાં કાવ્યો

આ વિભાગમા કવિને અનુલક્ષીને, કવિ–વ્યાપારને અનુલક્ષીને લખાયેલા કાવ્યો 'કલ્પનાને' (૩), 'અભીપ્સુ કવિને' (૭) અને 'ગગનવિહારીને' (૮) તેમજ કવિતાના સ્વરૂપને અનુલક્ષીને સખાયેલા 'સૉનેટ' (૪૯) અને 'પૃથ્વી ૧૬' (૫૦) નો સમાવેશ થાય છે

'ગગનવિહારીને'મા કવિ કલ્પનાપાંખે ચડી ઉડતા કવિને 'દુઃખેદવિત્ત' અવનિની જૂની વેદનાઓ ન ભૂલી 'રસજ્યોતિ'ને 'અમરસૂરતા' આ મર્ત્યલોકમા ઉતારવા વિનવે છે કવિ માત્ર ન્હાનાલાલના કલ્પનોડ્ડયનો કે કલાપીની ઊર્મિલતા કે મ ન દ્વિવેદીની અર્થઘનતામા જ રાચતા નથી પરન્તુ યુગને અનુરૂપ એવી વાસ્તવિક્તાને ઊર્મિ, વિચાર અને કલ્પનાના સમપ્રમાણ સંયોજનથી કાવ્યગત કરે છે તે આ પરથી જોઈ શકાશે

## પ્રકૃતિ કાવ્યો

આ વિભાગનાં કાવ્યોમા માત્ર નિર્ભેળ પ્રકૃતિનું નિરૂપણ એક જ કાવ્યમા જોવા મળે છે. 'પાઁડિચેરીની શરદપૂનમ' (૨૯) એ કાવ્યમાય પ્રકૃતિને કારણરૂપ બનાવી કવિએ પોતાનો વતન પ્રેમ વ્યક્ત તો કર્યો છે જ. આ કાવ્યને વાચતા શ્રી નરસિંહરાવનું 'નથી નિરખવો શશી' યાદ આવે છે.

## અન્યોક્તિ પ્રકારના કાવ્યો

આ પ્રકારના નાગો માં 'કલ્યાણ વિભૂતિ સાગર' (૧૧)માં ઉદાર ને અમિત એવા નિરભિમાની, નમણી નમ્રતા નખશના સાગર દ્વારા કવિ માનવીને પણ સત્કાર્ય આચરવામાં, સેવામાર્ગમાં સાગરના ગુણો અપનાવવાનો બોધ કરે છે આજ પ્રમાણે અન્ય નાગો 'સદ્ગુણવૃત્તિ' (૧૫) 'રજનિને પ્રશ્ન' (૪૬), 'રજનીનો ઉત્તર' (૪૭), અને 'ઝાકળને' (૭૭) મા પ્રકૃતિના કોઈને કોઈ શુભ તત્ત્વને માનવ સમક્ષ અન્ય રૂપે રજૂ કરી તેમાથી બોધ લેવાનુ સૂચવે છે પૂજાલાલના આવા કાવ્યો બોટાદકરના પણ આવા પ્રકારના કાવ્યોની યાદ આપે છે

## રાષ્ટ્રપ્રેમ—સ્વાતંત્ર્યપ્રેમના કાવ્યો

આ વિભાગમા માત્ર ત્રણ કાવ્યો 'વતનપ્રેમ' (૨૮) 'સ્વાતંત્ર્યનુ પખી' (૯૦) અને 'પાંચુની પુત્રને કેની આજ્ઞા' (૩૧) નો સમાવેશ થાય છે

'વતનપ્રેમ' Sir Walter Scott નુ Breathes there the man with soul so dead'નુ ભાવવાહી રૂપાંતર છે જ્યારે ત્યા તત્ર્યનુ પખી'મા સ્વાતંત્ર્ય અને સ્વાર્પણ અન્યોન્યાશ્રયી છે, અવિભાજ્ય છે એવી ભાવના ગૂથી લેવામા આવી છે

આ કાવ્યનો જૂનો પાઠ આ પ્રમાણે છે

"વિહગ તરી સ્વાર્પણાગ્નિ પર નીડ બાધી રહ્યુ
અપૂર્વ સુખશાંતિ સર તાવુ ગન્ય ત્યા વિસ્તર્યુ"

આ પંક્તિઓમા 'સ્વાર્પણાગ્નિ' શબ્દદ્વારા કવિનુ ધ્યવિનવ્ય વધુ સ્પષ્ટ બને છે જ્યારે નવા પાઠમા 'સ્વાપર્ણ'ની ભાવનાનો માત્ર ઇશારો એક આછુ સૂચન જ થાય છે જે જેની એ પંક્તિઓમાથી મેળવી લેવાનુ

રહે છે. જે જરા ઝાંખો ખ્યાલ, અસ્પષ્ટ ભાવ ઊભો કરે છે. સામાન્ય વાચક માટે જો જૂનો પાક રાખ્યો હોત તો જ યોગ્ય ગણાત.

ભકિત – પ્રાર્થના – ચિંતન – કાવ્યો

કવિશ્રીનું ભક્તહૃદય તેમનાં કાવ્યોમાં બીજા વિષયો કરતાં વધુ વ્યક્ત થાય તે સ્વાભાવિક છે. તેમનાં ૫૪ સોનેટમાંથી લગભગ ૨૬ સોનેટમાં તેમની ભકિત, તેમનું ઈશ્વર પ્રાપ્તિ માટેનું મંથન, તેમનું માનસ ખૂબ સ્પષ્ટ રીતે અભિવ્યક્ત થાય છે.

મહર્ષિ શ્રી અરવિંદે વિશ્વસમુત્ક્રાન્તિમાં જે શ્રદ્ધા વ્યક્ત કરી છે તે શ્રદ્ધાનો રણકો કવિનાં આ વિષયનાં કાવ્યોમાં રણકી ઉઠે છે. શ્રી અરવિંદના તત્ત્વજ્ઞાનમાં જે પંચભાવ – અભીપ્સા, શ્રદ્ધા, સમર્પણ, ભકિત અને સત્ય-નિષ્ઠા–સ્વીકારાયા છે તે પંચભાવોને સ્પર્શતાં, વિવિધ ભાવની, અભી-પ્સાની અભિવ્યક્ત કરતાં કાવ્યો પૂજાલાલે લખ્યાં છે. શ્રી અરવિંદના મંતવ્ય મુજબ સ્વર્ગની સુધા ઝંખનાર, બ્રહ્મ પ્રાપ્તિને ઝંખનાર, મનુષ્ય એ પ્રથમ પ્રાણી છે. પ્રકૃતિ ગતિશીલ છે, વિકાસશીલ છે. માનવપ્રકૃતિ પણ એવી જ છે. એક પછી એક એમ અવિરતપણે એ વિવિધ સિદ્ધિઓ હાંસલ કરવા મથે જ જાય છે. જ્યારે માનવમાં રહેલા જડ અચિત્ તત્ત્વનું આરોહણ થશે અને વિશ્વમાં વ્યાપ્ત એવા ઊંચામાં ઊંચા પરમચિતતત્ત્વનું અવતરણ થશે ત્યારે માનવ માનવ મટી અતિમાનવ બનશે. આ પ્રક્રિયા દ્વારા પરમચિતિનો આ જડ પૃથ્વી પર વાસ થશે. આમ એક ચતુર્થ ક્રમણ થશે જે દ્વારા માનવ અત્યારની માનવસ્થિતિ વટાવી, અંતરાત્માની પૂર્ણતાને પામી અતિમાનવતાને વરશે. એ અંતરાત્માની પૂર્ણતા તરફ લઈ જનારા શ્રી અરવિંદ સૂચિત પંચભાવો છે, જેનો આગળ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ ભાવોનો પરિચય શ્રી પૂજાલાલે આપણને આ વિભાગમાં આવેલાં ૨૫ સોનેટ દ્વારા કરાવ્યો છે.

મહર્ષિ શ્રી અરવિંદના તત્ત્વજ્ઞાનને પચાવનાર આ કવિ તેમનાં કાવ્યોમાં ઠેરઠેર તેને જ વ્યક્ત કરે છે. અને વિષ્ણુરૂપી ત્રિવિક્રમના ચતુર્થ-

અને એવી પૃથ્વીમાં મનુના–માનવીના–તે વળી શા હિસાબ ! અનંતમાં તો તે શૂન્ય સમો છે. અને છતાં યે,

"સચરાચર સત્ત્વને તે આત્મવિષે કર્યું વિલીન." અને તેથી જ તો

"દેખાય વામન છતાંય ત્રિલોક કેરો
માપે મહાપટ પદત્રય વિક્રમે એ
ઉદ્દામ મૃત્યુ જલ જીવન સાગરે એ
નર્તાવતો અમૃતનો મહિમા અનેરો."

માટે જ મનુ એ પ્રભુ છે. ભલે તે વિશાળ બ્રહ્માંડમાં એકાદ જંતુ સમો ક્ષુદ્ર હશે. બ. ક. ઠાકોર કાવ્યને મૂલવતાં લખે છે "બ્રહ્માંડ-વ્યાપી વિષયને પોતાના એક ખોબા શબ્દોમાં માપી લેતી કૃતિઓ ગુજરાતી કાવ્યમંદિરે ઘણી નથી, જે ગણતર છે તેમાં આ સારી દીપી ઊઠે છે."ને આમ ભક્તિ તેમજ ચિંતનનું સુભગ સંયોજન જોઈ પ્રૌ. માંકડના "ભક્ત-હૃદયી આ કવિના તત્ત્વચિંતનમાં પણ ભક્તિની સુગુમ્ફિત જાળ પથરાયેલી છે એમ લાગે છે." એ શબ્દો યાદ આવી જાય છે.

'સનાતન કુમારીકાને'માં કવિ

"દયાદાનોમાં દે સ્ફટિક શુચિતા તારી વરદે !
પ્રભાની પાવિત્ર્યો અણુ અણુ મને સુંદર સજે."

સરસ્વતીની પ્રભાવશાળી પવિત્રતા દ્વારા અણુએ અણુને સુંદર રીતે સજવાની અભિપ્સા વ્યક્ત કરે છે. વળી, આ કાવ્યમાં ભક્તિ, શ્રદ્ધા, સત્યનિષ્ઠ, સર્વસમર્પણભાવ વગેરે એકત્રિત કરીને મૂક્યા હોય એમ જણાય છે. જુઓ,

"*દયાનું દુઃખોના અધરે અરપું આ નયનનાં*
નમંતાં મોતીડાં, તવ ચરણની ચિન્મય રજે.
સમર્પું સર્વાત્મા:"

આ કાવ્ય સાથે 'પ્રભો અન્તર્યામી,' 'મગન મંદિર ખોયો,' 'એક જ દે ચિનગારી' અને 'પ્રેમળ જ્યોતિ' જેવા પ્રાર્થના કાવ્યોને સરખાવતા સહજતયા સમજાય છે કે કવિએ એકના એક ભાવને વિશિષ્ટ રીતે, અનોખા કલાનૈપુણ્ય દ્વારા અભિવ્યક્ત કર્યો છે

'નમું તને' કાવ્યમા એ જ શ્રદ્ધા, એ જ નિષ્ઠા, એ જ સર્વસમર્પણ ભાવ ફરીને વ્યક્ત થાય છે "નમું તને, પથ્થર મૂર્તિને? નહીં નહીં' જેવી ભાવનાઓ આ ભૌતિક યુગમા ભેંસાતી હોય ત્યારે શ્રી પૂજાલાલની કાવ્યમા જણાતી 'શિવા – નિવાસી, શિવ – રૂપિણીને, ચિન્મય મૂર્તિને', ન્યાળવાની દૃષ્ટિ જગતને મીઠ જ – કાંઈક નવી જ – દૃષ્ટિ આપે છે

અને આ વિભાગના માત્ર 'કલ્પનાને' (.) બાદ કરતા પ્રથમના ૨૫ સોનેટ આ ને આ જ ભાવો પ્રકારાન્તરે અભિવ્યક્ત થાય છે, જે કાવ્યો જોતા જ જણાશે 'અર્પણ', 'માતજીને,' 'તારો લહિયો', 'અપાનતા', 'પરમચૂ ગ' વગેરે કાવ્યોમા કવિ શ્રદ્ધા, ભક્તિ નિષ્ઠા, અભીપ્સા, સમર્પણ વગેરે ભાવોને એક યા બીજા સ્વરૂપે આપણી સમક્ષ રજૂ કરે છે

અને સમગ્ર દૃષ્ટિએ જોતા વિષયવૈવિધ્ય, છંદોવૈવિધ્ય, અર્થાનુસારી શૈલી વગેરેમા કવિની સિદ્ધિઓ પ્રસશાને પાત્ર છે વિષયવૈવિધ્યનો ખ્યાલ તો ઉપરની ચર્ચા દ્વારા જ આવી જશે છંદોવૈવિધ્ય જોતા જણાય છે કે વિવિધ છંદોને પ્રયોજ્યા હોવા છતા 'પૃથ્વી' તરફ કવિનો પક્ષપાત વધુ છે તેને માટે કવિ જાતે જ લખે છે "સોનેટકૃતિને નાયિકા બનાવીએ તો પૃથ્વી છદને નાયકનુ સ્થાન આપવુ પડે ધીર, ગભીર આંદોલનોની મુક્તાનદી ગૌરવભરી છટાની પરપરાને પગથિયે પગથિયે સોનેટના શિખર – કરો લઈ જવાનુ સામર્થ્ય આ છદમા જેટલુ છે તેટલુ બીજા કોઇમા નથી એવુ મને લાગ્યુ છે" કવિનો આ છદ ઉપરનો કાબૂ તેમના આ વિધાનને ટેકો આપે છે પણ સાથે સાથે 'પૃથ્વી છદ' નામના સોનેટમા જ સવા દિતાની બાબતમા, અલકાર – વિનિયોગની બાબતમા, અને છદની લાક્ષણિક છટાઓ સાધવાની બાબતમા કવિ ઠોકર ખાઈ ગયા છે એ પણ નોધવુ ઘટે

આ સૉનેટગુચ્છ જોતાં લાગે છે કે કવિ અર્થાનુસારી શૈલી પ્રયોજી શકે છે અને તેથી જ ક્વચિત્ સરળ બનતી તો ક્વચિત્ અર્થઘનતામાં સરી જતી કવિની શૈલી વાચકને વિષય અને અર્થને અનુરૂપ સ્હમજ-શક્તિ કેળવવામાં મદદરૂપ થઈ પડે છે. જ્યાં વિષય ગંભીર અને અર્થ ગૂઢ છે, ત્યાં અર્થઘન શૈલી પ્રયોજાય છે. જ્યાં સરલ છે ત્યાં સરલ, વહેતી, રમતિયાળ પ્રવાહી શૈલીએ કાવ્ય લખાયાં છે. સામાન્ય વાચકને પૂજાલાલનાં કાવ્યોમાં ક્યાંક અતિ સંસ્કૃતમયતા કે અર્થદુર્બોધતા લાગે તો દોષ વાચકનો છે, કવિનો નહીં જ.

આ સૉનેટોમાં 'ભરતડિયા,' 'દંડી,' 'ઋણમુક્તિ,' 'કલ્યાણ વિભૂતિ સાગર,' વગેરે કાવ્યોમાં અન્યોક્તિ પ્રકારની કવિની સિદ્ધિ આપણું ધ્યાન ખેંચે છે. આવા પ્રકારનાં કાવ્યોમાં બન્ને અર્થની સુભગ માંડણી, ગૂંથણી એ નોંધવા લાયક સિદ્ધિ છે તો નોપ પક્ષે ક્યાંક છંદશૈથિલ્ય (દા. ત. અર્પણ) તો ક્યાંક ઔચિત્યભંગ પણ જોવા મળે છે. પણ તેમણે સૉનેટરચના કલામાં, વિષયવૈવિધ્યમાં, છંદોવૈવિધ્યમાં અને અર્થાનુસારી શૈલીમાં તેમ ઊર્મિલતાના શાંત અને કરુણ રસયુક્ત, વિચારસભર, અસ્થગિત વહેણમાં સાધેલી સિદ્ધિઓ સમક્ષ આ સૌ દોષો તદ્દન ગૌણ ગણાવી શકાય.

અને એટલે જ પ્રો. માંકડ કહે છે "આ બાવનમાંથી વીશેક કે તેથી પણ વધારે સૉનેટો, સૉનેટરચનાની દરેક કસોટીમાંથી વિજયી બની શકે એટલી સિદ્ધિવાળાં જરૂર માલૂમ પડશે. ભવ્યતા અને ગાંભીર્ય તેમ વળી સુશ્લિષ્ટતા આમાંથી ઘણાં સૉનેટોમાં દેખાશે."

કોણ કહેશે કે આપણા સિદ્ધહસ્ત સૉનેટીઅરોમાં પૂજાલાલનું સ્થાન ગણનાપાત્ર નથી?

*

# 'પારિજાત'—એક દૃષ્ટિપાત

'પ્રજાબંધુ'

સામયિકોમાં વારંવાર પ્રગટતા અને પોતાની વિશિષ્ટ કવિત્વ-રીતિથી ધ્યાન ખેંચતા શ્રી પૂજાલાલનો 'પારિજાત' નામનો કાવ્યસંગ્રહ પહેલી જ વાર પ્રગટ થાય છે એમાં અર્વાચીન કાળે નવી મનાતી કવિતાનો રંગ પહેર્યો છે, એટલે કે, એમાં સોનેટો છે, પૃથ્વી છંદનો વપરાશ છે, ચિંતન છે, નવા કવિઓ લે છે ને લેવાનો દાવો કરે છે એવી છૂટછાટો છે, ગુર્જરપ્રવાહ અને દીર્ઘપ્રવાહ નામના નવા છંદોનો પ્રયોગ કરવા જેટલી પ્રયોગશીલતા છે ને ભાગ્યે જ આ યુગમાં પ્રગટ્યા પામતું દાક્ષિણ્ય પણ છે છતાં, શ્રી પૂજાલાલની કવિતાએ નવો રંગ ધર્યો છે એટલું જ એ રંગ સજનાર નવી કવિતાની ઉચ્છૃંખલતા કે પ્રગલ્ભતાનું એના પર એકકે ચિહ્ન નથી શ્રી પૂજાલાલની કવિતા વાંચીને એમ લાગે છે, કે જાણે કોઈ ધીરગંભીર, સમભાવશીલ ને પ્રભુપરાયણ પ્રૌઢ પિતાએ એના યુવાન પુત્રને રીઝવવા એનો પોશાક પહેરી લીધો છે

ગુજરાતને 'પારિજાત' આપીને શ્રી પૂજાલાલે ભવિષ્ય માટે નવા ચીલા પાડી આપ્યા નથી, તેમની કવિતા એક વિશાળ ચોગાન છે જ્યાં જૂના અને નવા રસ્તા મળે છે ને જેની વચ્ચે ઊભા રહીને નવા અને જૂના રસ્તા સુરેખ દેખાય છે એમની કવિતામાં ભક્તિનું દૈન્ય છે, મોક્ષની આશા છે, નિષ્પાપ પ્રસન્નતા છે, તો સ્વાર્પણના ગીત છે, સ્વાતંત્ર્યની અમર કલ્પના છે ને સૌંદર્યની ઉત્કટ પ્રશંસા છે એ કવિતા બોધ આપે છે, સુધા પ્રેરે છે, ચિંતન પ્રેરે છે ને સંસ્કારે પણ છે પણ કોઈ બીજા કવિમાં નથી દેખાતું તેવું એક તત્ત્વ શ્રી પૂજાલાલની કવિતામાં છે એનું અસ્તિત્વ પ્રશંસનીય છે ને એનો અભાવ ન્યૂનતાસૂચક છે એમ કહેવાનો અમારો આશય નથી, પરંતુ એ અસ્તિત્વ ઉલ્લેખપાત્ર છે એટલું જ કહેવું છે

એ છે એમની કાવ્યરીતિ. એ કાવ્યરીતિ અખંડ ને અભંગ, સ્થિર, સુભગ ને પારદર્શક છે. નવા કવિઓના કાવ્યમાં પ્રસંગ પ્રસંગના મિજાજના પડછાયા પડે છે પણ શ્રી. પૂજાલાલ એમની શૈલીમાં મિજાજને ગાળી નાખે છે ને એને એ શૈલીમાં વહેતો કરે છે. મિજાજ શૈલીના કાંઠા તોડી શકતો નથી. એથી આજના કોઈ કવિમાં નહિ દેખાતી એવી શૈલીની સુરેખતા શ્રી. પૂજાલાલના કાવ્યોમાં પ્રતીત થાય છે. એ શૈલી બ્રહ્માર્પણ કરી ચૂકેલા સાધુપુરુષની પ્રશાન્ત – ગંભીર, સુધામય શૈલી છે. એમાં અસંતોષ હશે ત્યાં પણ ક્લેશ નથી, વ્યથા હશે ત્યાં પણ ચીસ નથી અને પ્રહાર હશે ત્યાં પણ છાલકાપણું નથી.

શ્રી. પૂજાલાલનું ચિંતન પણ અસ્થિર નથી. એમણે અશંક મને જીવનહેતુ સાધ્યો છે ને બોધ્યો છે, એટલે એમનું ચિંતન સુસંગત બને છે ને એમનો બોધ દૃઢતા સાથે છે. રસની રીત નહિ ભૂલવાનો ઉદ્દેશ કરીને કવિ ન્હાનાલાલે ગાયેલું :

' પ્રભુએ બાંધી પાળ રસસાગરની પુણ્યથી '

શ્રી. પૂજાલાલ પણ સૂત્રાત્મક ઢબે એમના 'અલીપ્સુ કવિ'ને કહે છે,

'વૃથા શ્રમ જશે, મળે નહીં જ મંગલા આવશે.'

એમનો શુચિતા પ્રેમ એમને નવા કવિઓથી સહેજ નોખા પાડી દે છે. એનો અર્થ એવો નથી કે નવી કવિતાએ અશુદ્ધિ સાથે સહીપણાં કર્યાં છે, પરંતુ શ્રદ્ધા ભક્તિને ઉખેડીને નવો જીવનાદર્શ સ્થાપવા મથતી 'યુગબુદ્ધિ' શુચિતાને ઉપદેશનો વિષય બનાવતાં અચકાય છે.

નવા કવિઓથી શ્રી. પૂજાલાલ બીજી રીતે પણ જુદા પડે છે. તે માટે 'નમુ તને' નામનું તેમનું સૉનેટ લઈએ. શ્રી. સુન્દરમ્ પત્થરને નમવા માગતા જ નથી, જ્યારે શ્રી. પૂજાલાલ પ્રતીકરૂપી પ્રભુતાને નમવા જાય છે. એમનું ' કર મા સ્મિત ' નામનું બીજું કાવ્ય લઈએ. સ્મિત સંહરવાની એમની વિનંતી કોઈ બાંકા છેલછબીલાની વિનંતી નથી. એ માટેનાં એમનાં કારણો

પણ સૌમ્ય છે. આમ સૌમ્ય શુચિતાને પ્રભુપરાયણતાએ શ્રી. પૂજાલાલ પર એવી અસર જમાવી છે કે ગંભીરતા તેમનાં કાવ્યોનું પ્રધાન લક્ષણ બને છે. એક માત્ર 'સંગીત વેરણ' નામનું કાવ્ય એ ગંભીરતા છેદીને દલપતશાહી રમૂજ કરવા પ્રયાસ કરે છે ખરું.

છતાં સૌમ્યશુચિતા કે પ્રભુપરાયણતાને લીધે નીરસ, એકવિધતા કે શિથિલતા એમની કવિતાને ગળી ગઇ નથી. એમના પૂર્વગ્રહોને લીધે એમનો પ્રદેશ મર્યાદિત તો થયો જ છે. ને 'જીવનદીપ' કે 'વિશ્વદેવ' જેવાં કાવ્યોમાં પ્રૌઢિ છે તોય એ ગમતાં નથી. તો પણ નિરુદ્ધ છતાં એમની ઊર્મિ પ્રવાહિતા સાધે છે. એમનું ચિંતન વિશદ છે ને એમની શબ્દપસંદગી ને છંદપસંદગી બ. ક. ઠાકોરતા જેવો વાપરીએ તો શ્રુતિ વ્યોમ નાદ વાદળની સુંદર જમાવટ કરે છે. 'ભારતનું સ્તવન,' 'પ્રભુતાનું પંખી,' 'અગ્નિનું આવાહન' જેવાં કેટલાંક કાવ્યો વેદની ઋચા ઉચ્ચારાતી હોય એવો અનુભવ કરાવે છે ને 'સનાતન કુમારિકાને,' 'પ્રિયા કવિતાને,' 'પરમ ચુંબક,' 'આવીશ, આવીશ,' 'સ્વાતંત્ર્યનું પંખી,' 'દંડી' અને 'કુંઠિત સ્વભાવને,' વગેરે કાવ્યો તો વારંવાર વાંચીએ તો પણ ધરાઇએ નહી એવાં રચાયાં છે.

ઇન્દ્રિયાતીતની અનુભૂતિ પર શ્રી. પૂજાલાલનું ચિત્ત ચોંટયું છે એટલે, જો કે એ 'ગગનવિહારીને' પૃથ્વી પર ઉતરવાની ભલામણ કરે છે. તો પણ એ પોતે તો ગગનના જ રંગો આલેખે છે. છતાં 'મારા સદ્દગત પિતાજીને શ્રદ્ધાંજલિ' અને 'દાદા' નામના બે કાવ્યો જુદાં ફાંટાંમાં વહી ગયાં છે ને સંસારી સંબંધને ગાતાં એ કાવ્યો ગુજરાતી કવિતા સાહિત્યમાં ચિરંજીવી બનશે. 'પિતાજીને શ્રદ્ધાંજલિ'માંનો નિર્વેદ અને ક્ષમાપન ઊર્મિ દ્વારા અનિરુદ્ધ વહી જાય છે તો 'દાદા' એનાં ચિત્રો ને દાદાના વ્યક્તિત્વને લીધે અમર રહેશે.

છંદ રચનામાં, શબ્દમાધુર્યમાં કવિત્વ – રીતિમાં કે નિરૂપણમાં શ્રી. પૂજાલાલે નિકૃષ્ટતાને કયાંય આવવા દીધી નથી. સૉનેટ રચના અને

પૃથ્વીછંદ પરનું એમનું પ્રભુત્વ પણ પ્રશંસાપાત્ર છે. એમના સૉનેટ ભાગ્યે જ દીઠાં પડે છે ને પૃથ્વી છંદનો એમણે ગરવો ઉપયોગ કર્યો છે. 'ઘનશ્યામ ક્યાં?' કે 'અપાત્રતામાં' જેવી કલ્પનાચમત્કૃતિ છે તેવી જ કલ્પનાચમત્કૃતિ એમનાં કાવ્યોમાં ઝાઝી નથી ને એમની જેવી છે તેવી કલ્પનામાં અમલતા છે, શીળો પ્રકાશ છે પણ પ્રખર મૌલિકતા નથી; પણ ક્રાન્તદર્શી મહાકવિ આપણે હજી હવે પામવાનો છે, ને શ્રી. પૂજાલાલ આપણા ઉત્તમ કવિઓની હરોળમાં આ સંગ્રહને લીધે સહેજે જઇને બેસે છે આ સંગ્રહના શિરોમણિ જેવું 'પ્રિયા કવિતાને' કવિની ને પૃથ્વી છંદની મંગલ આશાઓ વ્યક્ત કરે છે. ને જો કે 'વાડોલિયા'ને ખરી જવાનું કહીને પછી તરનાં સજેલાં વંદનની લાલચ આપવા સરખી ત્રુટિ કે એમની 'પ્રિયા કવિતા' દિવસનાથને મનાવવા પ્રભાકરની પાછળ પડીને કવિનું મહત્ત્વ ઓછું કરીને વાચકને સહેજ ક્લેશ કરાવે છે. એ નાજુક ત્રુટિ મન પર ન લઇએ ને અર્થઘન છતાં દુર્બોધ સંસ્કૃતમયતાને ચલાવી લઇએ તો અવિચ્છિન્ન અને વિશુદ્ધ એમની કાવ્યધારામાં નાહીને આપણાં નેન પણ,

'કૃતાર્થસમ ઉજ્વળે ગગન તારલા શાં શુચિ!'

*

# 'પારિજાત'—એક સમાલોચના

'ગુજરાતી'

ગુજરાતી કાવ્યપ્રેમી જનતાને શ્રી પૂજાલાલના કાવ્યોનો વિસ્તૃત પરિચય આપવાની હવે ભાગ્યે જ કશી જરૂર હોય. છેલ્લાં પાંચેક વર્ષોથી આપણાં અગ્રગણ્ય સામયિકોમાં અવારનવાર પ્રગટ થતાં એમનાં કાવ્યો આપણા અર્વાચીન કાવ્યસાહિત્યમાં કંઈ અનોખી જ ભાત પાડી રહ્યાં છે.

આશ્રમજીવનમાંથી બીજા પ્રકારની પ્રવૃત્તિ માટે વખત મેળવવાની લગભગ અશક્યતા, સ્વભાવની ઉદાસીનતા અને મન્દતા આદિ કારણોને લીધે ઊંઘના નિયત સમયમાંથી સમય ચોરી કરીને લખેલાં આ કાવ્યોમાં ભક્તહૃદયના નિર્મળા ભક્તિભાવો, વિરહવ્યાકુળ અંતરની આરઝૂ, દિવ્ય કૃષ્ણપ્રેમના ભાવનીતરતા કરુણ મધુર સ્મરણકાવ્યો, શ્રદ્ધાંજલિઓ, દિવ્યસમુત્ક્રાન્તિ, સર્વસમર્પણ, પ્રલોભન, પરાજય, સ્વાતંત્ર્ય, ટેક, વાદાદત, ઔદાર્ય, દેશદાઝ ઈત્યાદિ ભાવોને આલેખતાં સુરેખ સૉનેટો, ઊર્મિગીતો ખંડકાવ્યો, ઉદ્બોધનો, મુક્તક, સુભાષિતો અને પ્રકૃતિવર્ણનના કાવ્યો ઉપરાંત બોધપ્રધાન અને સમારંભની કવિતાનોય સમાવેશ થાય છે. આમ, 'પારિજાત'માં વિષયો, છંદો, રસો અને રચનાવિધિનું વૈવિધ્ય એકદમ દીઠે લાગે છે. વર્ણમાધુર્ય અને પદલાલિત્ય સાથે વિચારપ્રભાવ અને કલ્પના ચમત્કૃતિનો વિરલ સુમેળ સધાતાં 'પારિજાત' સૌને એક સરખાં આકર્ષી રહે છે, મન હરી લે છે.

'પારિજાત'નું અર્પણ પણ અત્યાર સુધીનાં આપણાં અર્પણ કાવ્યોથી કંઈ નિરાળું તરી આવે છે. મા ભગવતીને ચરણકમળે 'નંદન વનનાં સુમનોની કલગી' સમર્પતાં કવિ વિનીત ભાવે કહે છે :

પારિજાત— હૈયાના મોહે સમર્પવા ચહું
—અર્પણ વણ આનંદ અધૂરા, વ્હાલુડાં ભણી

ક્ષણનો જોઈને રાગ, કો ગૂઢે શ્રુતિમાં કહ્યું
'જે સ્નેહે સર્વ આ દીધું કૈં ન તને સમર્પણી !'
મમત્વે મૂઢનાં ઊણાં અર્પણો ને અનર્પણો :
મોડાં મોડાં ય લે માડી ! સ્વીકારી · શિશુસર્જનો !

કેટલું વિનમ્ર, કેટલું નિખાલસ !

આ સિવાય 'સનાતન કુમારિકાને,' 'અભીપ્સુ કવિને,' 'અપાત્રતા,' 'કોયલાને', 'દૂર દેશમાં ગુજરાતની શરદપૂનમની સ્મૃતિ', 'સ્વાતંત્ર્યનું પંખી', 'ઊર્ધ્વપંથના યાત્રીને' ઈત્યાદિ સોનેટો કવિની નવનવોન્મેષશાલિની પ્રતિભાનો અચ્છો ખ્યાલ આપી રહે છે.

બીજી કૃતિઓમાં 'પ્રિયા કવિતાને' આપણું ખાસ ધ્યાન ખેંચે છે –

તું અંધ મુજ નૈનની વિમલ દેખતી તારકા

સૌંદર્યશ્રીએ પ્રાપ્ત થતા હર્ષોલ્લાસ ધીરગંભીર આંદોલનોની મુક્તાનંદી ગૌરવભરી છટાવાળા 'પૃથ્વી'માં કેવી અપૂર્વ આસાનીથી બંધલાવાયા છે !

'कः' વાચતાં – વારને 'પુષ્પ તણી પાંખડીએ બેસી હસતું કોણ ચિરંતન હાસ ?' થી શરૂ થતું શ્રી. સુન્દરમ્‌નું 'કોણ ?' કાવ્ય સાંભરી આવે છે. 'મારા સદ્‌ગત પિતાજીને શ્રદ્ધાંજલિ' કવિ શ્રી. ન્હાનાલાલ અને શ્રી. ઉમાશંકરનાં એજ ભાવનાં કાવ્યોની યાદ આપે છે. ભાવ અને વિધાનનાં આ સામ્ય, આ સંસ્મરણ કાવ્યાનંદમાં કોઈ અનેરી ઝલક લાવે છે.

'આવીશ, આવીશ,' એકવાર હોઠે ચડ્યું કે સદાય હૈયે રમી રહેવાનું.

આવીશ આવીશ તને શોધતો આવીશ હું
સુદૂર સોનેરી તારા ધામમાં :
વેદનાના પારાવાર ભેટમાં લાવીશ હું
છલકાતા જીવનના જામમાં :

અંતરની આરઝૂ કોને ન સ્પર્શે ? 'નાવિક' 'મેઘા વડે', 'ઘનશ્યામ કાં ?', 'સંતોના બે પ્રકાર', 'હવે', 'આર્ય વિધવા', 'હું શું આપું ?' જેવાં કાવ્ય કુસુમો સુંઘવા કાવ્યરસિયા ભાગ્યે જ ચૂકશે

આમાંય સંગ્રહ સાવ અ – દોષ છે એમ તો ન જ કહેવાય. રમાડત, હસત, જગાડત જેવા શબ્દોનો અતિવપરાશ કવિતાના મૂળ અર્થને ઘણીવાર હાનિ કરે છે: સ્વાભાવિક રીતે-'રમાડત'નો અર્થ રમાડતે એવો થાય. જ્યારે કાવ્યમાં એનો અર્થ 'રમાડતી' થતો હોય ! અતિસંસ્કૃતના એ બીજો દોષ 'એમના વિષયો અને એમની માંડણીને જ એમની શૈલી આભારી છે. એમની સૂક્ષ્મ ભાવનાભોગી ઉડ્ડયનશીલ કલ્પનાને આ પ્રકારની રચના જ કુદરતી છે'. એવો બચાવ કરી શકાય ખરો, પરંતુ 'સુવાભિમુખ ધાવશે' ( શ્રદ્ધોત્સાહ ) જેવા પ્રયોગોનો બચાવ નહિ કરી શકાય. 'ધાવશે' નો ગુજરાતી અર્થ એક થશે. સંસ્કૃત અર્થ સાવ જુદો જ. હા, એમની અતિસંસ્કૃતતા કે દુર્બોધતામાં કૃત્રિમતા કે અજ્ઞાનનો પાશ મુદ્દલે નથી, એ સ્વીકારવું જોઈએ.

એકંદરે એમ કહી શકાય કે નરસિંહરાવથી માંડીને આપણા કવિતા પ્રદેશમાં જે નવકવિઓનો પ્રાદુર્ભાવ થયો છે, તેમાંથી નરસિંહરાવ, કાન્ત, ન્હાનાલાલ, બોટાદકર, બળવંતરાય ઠાકોરનાં કાવ્યોમાં જે જે વિશિષ્ટ તત્ત્વો ગુજરાતને પહેલીવાર મળ્યાં તેમાંથી ઘણાંખરાંનાં સમૂહગત અને કંઈક અંશે પૂર્ણ વિકાસ શ્રી. પૂજાલાલનાં કાવ્યોમાં અનુભવાય છે. નરસિંહરાવે આપણને પ્રકૃતિકાવ્યો આપ્યાં, કંઈક અગમ્યવાદમાં ઢળતું એવું ભક્તહૃદય પણ બતાવ્યું; કાન્તે આપણી કવિતાને કોમળ ભાવ અને મૃદુ અલંકરણો આપ્યાં; કલાપીએ કરુણાચ્છાદિત ઊર્મિઓ તેમજ પ્રેમોન્માદ આપ્યાં; બોટાદકરે ગૃહજીવનના આર્યપાવિત્ર્યભૂષિત ભાવોને આપણી કવિતામાં મૂર્ત કર્યા : બ. ક. ઠાકોરે આપણી કવિતાને અર્થઘન ભાષાશૈલી તથા મુક્તછંદસ્ત્વ આપ્યાં; ન્હાનાલાલે ગગનગામી કલ્પનાવિહાર અને શબ્દવૈભવથી આપણી કવિતાને સમૃદ્ધ કરી... આટલું છતાં આમાં

# 'પારિજાત'—એક અવલોકન

પ્રા. ચંદ્રકાન્ત મહેતા

'પ્રસ્થાન'ના વાચકો, અને વિશેષે કરીને ગુજરાતી કાવ્યસાહિત્યના અભ્યાસીઓ શ્રી. પૂજાલાલના આ કાવ્યસંગ્રહને જરૂર વધાવી લેશે. પચીક વર્ષ પૂર્વે જ્યારે શ્રી. પૂજાલાલનાં કાવ્યો ગુજરાતી સામયિકોમાં પ્રગટ થવા માંડ્યાં ત્યારથી જ અમે એ નવા કવિ વિષે ઉજ્જ્વળ આશાઓ બાંધી હતી, અને આ પ્રકાશન તથા એની શરૂઆતમાંનો પ્રો. ઠાકોરનો પ્રવેશક અમારી આશાઓ પૂર્ણાંશે ફળી છે તેની પ્રતીતિ કરાવને

આ સંગ્રહ જોતાં પ્રથમ દષ્ટિએ આપણને આકર્ષે એવું તત્ત્વ વૈવિધ્ય છે. એમની કવિતાનો પટ અત્યંત વિશાળ છે અને તેથી આત્મભોગની ગાથા ગાવા તેઓ ઈશુ પાસે જાય છે, સૌંદર્યને પિછાનવા તેઓ મોના લીસા પાસે જાય છે, અને અરવિંદબાબુના અધ્યાત્મવાદથી રંગાયેલા હોવા છતાં તેઓ 'વિજ્ઞાનમૂર્ત્યને' જેવાં કાવ્યો સર્જે છે.

શ્રી અરવિંદબાબુના અધ્યાત્મવાદની અસરને લીધે એમની કવિતામાં ત્રણ તત્ત્વો પ્રવેશ પામેલાં જણાશે. તેમાંનું પ્રથમ લક્ષણ ચિન્તન છે. પણ આ ચિન્તનનું વૈશિષ્ટ્ય એ છે કે એ ચિન્તન ભક્તિજન્ય છે. એમનું

વિહંગમ ' વગેરે કાવ્યો એમની કવિતામાં જેમ છે, થનગનતું ચૈતન્ય છે તેની પ્રતીતિ કરાવે છે. એઓ કલ્પનાના પૂજારી છે, અને એઓ કલ્પનાને વિનન્તિ કરે છે કે:

' સરી ન જતી કલ્પના ત્વરિત આમ ત્યાગી મ્હને
..., ... ... ... મા અધીરી જવા
થતી; હજુ અતૃપ્ત માનસ કવિત્વ ઝંખી રહ્યું.'
વિમુખ કરી કલ્પના, લસન લોકની અપ્સરા
અલોપ થઈ જાન, મુક્ત કર કાવ્ય કેરા ઝરા.'

કલ્પનાના આવા ભક્ત હોવા છતાં, કલ્પના વાસ્તવિક પરિસ્થિતિને વિસરાવી દે છે. એવો ભય જે આજના કવિઓ અને વિવેચકો સેવે છે, તેનો ઉત્તર શ્રી. પૂજાલાલની કવિને સંબોધાયેલી નીચેની પંક્તિઓ આપે છે :

' પરન્તુ ગગનોપરે' રસસમાધિમાં ઝૂલતો
રખે તું નિજ માત આ અવનીની જૂની વેદના
દુઃખે દલિત મૂક સ્નેહ ઉર... ... .. '

શ્રી. પૂજાલાલ ગુજરાતથી દૂર પોંડીચેરીમાં વસતા હોવા છતાં અર્વાચીન ગુજરાતી કાવ્યસાહિત્યથી એઓ સુપરિચિત છે. ' હું શું આપું ' કાવ્ય માટે શ્રી. સુન્દરજી બેટાઈનું, અને ' નમું ત્હને 'માં શ્રી. સુન્દરમ્‌નું ઋણ તેઓ સ્વીકારે છે. પરન્તુ તદુપરાંત ' સદ્‌ગત પિતાજીને શ્રદ્ધાંજલિ ' કાવ્યને કવિશ્રી ન્હાનાલાલના ' પિતૃતર્પણ ' સાથે, ' સૌંદર્યોપભોગ ' શ્રી. રસિકલાલ પરીખના ' કહો હું શું શોધું ' સાથે, ' મૃગમુકુન્દે ' સ્વ. કલાપીકૃત ' શિકારીને ' તથા સ્વ. બોટાદકરકૃત ' મૃગ અને ઉદ્યાન ' સાથે, ' મ્હારે હૈયે આવ 'ને શ્રી. સુન્દરમ્ કૃત ' જાહ્નવી ' સાથે, ' क : 'ને શ્રી. સુન્દરમ્ કૃત ' કોણ ' સાથે સરખાવવા જેવાં છે.

એની સાથે ૫૪ સોનેટો આપણને પ્રથમ વેળા શ્રી. પૂજાલાલ જ આપે છે. આ સોનેટોમાં એમને ઠીક સફળતા મળી છે, એમ નિઃસંકોચ

# 'પારિજાત'—એક અવલોકન

પ્રા. ચન્દ્રકાન્ત મહેતા

'પ્રસ્થાન'ના વાચકો, અને વિશેષે કરીને ગુજરાતી કાવ્યસાહિત્યના અભ્યાસીઓ શ્રી પૂજાલાલના આ કાવ્યસંગ્રહને જરૂર વધાવી લેશે. પાંચેક વર્ષ પૂર્વે જ્યારે શ્રી પૂજાલાલનાં કાવ્યો ગુજરાતી સામયિકોમાં પ્રગટ થવા માંડ્યાં ત્યારથી જ અમે એ નવા કવિ વિશે ઉજ્જવળ આશાઓ બાંધી હતી, અને આ પ્રકાશન તથા એની શરૂઆતમાંનો પ્રો. ઠાકોરનો પ્રવેશક અમારી આશાઓ પૂર્ણ રીતે ફળી છે તેની પ્રતીતિ કરાવે

આ સંગ્રહ જોતાં પ્રથમ દૃષ્ટિએ આપણને આકર્ષે એવું તત્ત્વ વૈવિધ્ય છે. એમની કવિતાનો પટ અનંત વિશાળ છે અને તેથી આત્મભોગની ગાથા ગાતાં તેઓ ઈશુ પાસે જાય છે, સૌંદર્યને પિછાનતાં તેઓ મોનાલીસા પાસે જાય છે, અને અરવિંદાશ્રમના અધ્યાત્મવાદથી રંગાયેલા હોવા છતાં તેઓ 'વિજ્ઞાનસૂર્યને' જેવાં કાવ્યો સર્જે છે.

શ્રી અરવિંદાશ્રમના અધ્યાત્મવાદની અસરને લીધે એમની કવિતામાં જે ત્રણ તત્ત્વો પ્રવેશ પામેલાં જણાય છે તેમાંનું પ્રથમ લક્ષણ ચિન્તન છે પણ આ ચિન્તનનું વૈશિષ્ટ્ય એ છે કે એ ચિન્તન ભક્તિજન્ય છે. એમનું માનસ ચિન્તનપ્રધાન હોવા છતાં એમનું હૃદય તો, પ્રવેશક-લેખક પ્રો. ઠાકોર કહે છે તેમ, ભક્તનું જ છે. જૂની ભક્તપ્રધાન કવિતામાં હતું તેમ, શ્રી પૂજાલાલની ભક્તિપ્રધાન કવિતામાં પણ, માનવની અલ્પતા તથા પંગુતા, 'વિશ્વદેવ,' 'અપાત્રતા' વગેરે કાવ્યોમાં દૃષ્ટિએ પડે છે પરન્તુ એમની કવિતામાં મધ્યકાલીન કવિતાની જેમ માત્ર માનવની અલ્પતાની કરુણગાથા કે દીનવચનો જ નથી, પરંતુ, માનવની મહત્તા અને શક્તિનો પરિચય એઓ 'મનુપ્રભુ,' 'હીનની પ્રાર્થના,' 'મરજીવિયા' વગેરે કાવ્યોમાં કરાવે છે, એટલું જ નહિ કિન્તુ 'કુપિત સ્વભાવને,' 'અગ્નિનું આવાહન,' 'આત્મ

વિહંગમ' વગેરે કાવ્યો એમની કવિતામાં જેમ છે, થનગનતુ ચેતન્ય છે તેની પ્રતીતિ કરાવે છે. એઓ કલ્પનાના પૂજારી છે, અને એઓ કલ્પનાને વિનન્તિ કરે છે કે:

> ' સરી મ જતી કલ્પના ત્વરિત આમ ત્યાગી મ્હને
> ..., ... ... ... મા અધીરી જવા
> થતી; હજુ અતૃપ્ત માનસ કવિત્વ ઝંખી રહ્યું.'
> વિમુગ્ધ કરી કલ્પના, લસત લોકની અપ્સરા
> અલોપ થઇ જાન, મુક્ત કર કાવ્ય કેરા ઝરા.'

કલ્પનાના આવા ભક્ત હોવા છતાં, કલ્પના વાસ્તવિક પરિસ્થિતિને વિસરાવી દે છે. એવો ભય જે આજના કવિઓ અને વિવેચકો સેવે છે, તેનો ઉત્તર શ્રી. પૂજાલાલની કવિતે સંબોધાયેલી નીચેની પંક્તિઓ આપે છે:

> ' પરન્તુ ગગનોપરે રસસમાધિમાં ભૂલતો
> રખે તું નિજ ભાન આ અવનીની જૂની વેદના
> દુઃખે દલિત મૂક સ્નેહ ઉર... ... ...'

શ્રી. પૂજાલાલ ગુજરાતથી દૂર પૉંડીચેરીમાં વસતા હોવા છતાં અર્વાચીન ગુજરાતી કાવ્યસાહિત્યથી એઓ સુપરિચિત છે. ' હું શું આપું ' કાવ્ય માટે શ્રી. સુન્દરજી બેટાઈનું, અને ' નમું ત્હને 'માં શ્રી. સુન્દરમ્‌નું ઋણ તેઓ સ્વીકારે છે. પરન્તુ તદુપરાંત ' સદ્‌ગત પિતાજીને શ્રદ્ધાંજલિ ' કાવ્યને કવિશ્રી ન્હાનાલાલના ' પિતૃતર્પણ ' સાથે, ' સૌંદર્યોપભોગ ' શ્રી. રસિકલાલ પરીખના ' કહો હું શું શોધું ' સાથે, ' મૃગમુંદ્રુને ' સ્વ. કલાપીકૃત ' શિકારીને ' તથા સ્વ. બોટાદકરકૃત ' મૃગ અને ઉદ્યાન ' સાથે, ' મ્હારે હૈયે આવ 'ને શ્રી. સુન્દરમ્ કૃત ' જૂનાંઈ ' સાથે, ' क: 'ને શ્રી. સુન્દરમ્ કૃત ' કોણ ' સાથે સરખાવવા જેવાં છે.

એકી સાથે ૫૪ સૉનેટો આપણને પ્રથમ વેળા શ્રી. પૂજાલાલ જ આપે છે. આ સૉનેટોમાં એમને ઠીક સફળતા મળી છે, એમ નિઃસંકોચ

કહી શકાય, પરન્તુ કેટલીક વેળા કાવ્યના ભાવ સ્વયમેવ સ્ફુર્યા હોય એમ લાગવાને બદલે, જાણે યાંત્રિક રીતે કાવ્યમાં આવ્યા હોય એવું લાગે છે. 'અરવલ્લી' કે 'પુરાણ પાટણના અવશેષોમાં' કે 'ચિતોડને' કાવ્યને જોઇને જે શૌર્ય અને મહત્તાનાં એ સ્થાનો પ્રતીક છે તે ભૂતકાલીન મહત્તા તથા શૌર્ય અને વીરત્વનું સ્મરણ, અને આજે એ સર્વ ભૂંસાઈ ગયું છે. મારે શોક, એ બધું, ઊર્મિજન્ય તો નથી જ લાગતું. આ સાથે એ પણ કહેવું જોઇએ કે સંસ્કૃતપ્રચુરતા તથા પ્રવાહીતાના આગ્રહથી, અત્યંત લાંબી વાક્યરચનાથી, ભાષા વધુ ભારેખમ બની ગઈ છે. કંઈક અંશે અર્થ-દુર્બોધતા પણ આવી છે અને શબ્દબાહુલ્ય પણ પોષાયું છે. જેમકેઃ

'અલૌકિક સ્વરૂપિણી, ઘુતિહારિણી માનસી!
કલા શરદ્ચન્દ્રની, અમલ આત્મલાવણ્યમાં
પ્રફુલ્લ પમરાવતી, અમરગંગના વ્હેનમાં
થતાં સ્નપિત ફેનશીકર વડે રહેલાં હસી
સુપદ્મ કિરણાંગુલિ પર રમાડતી ઉલ્લસી' (માનસીને)

'પ્રણયરૂપિની' કાવ્યમાં પણ પ્રથમ આઠ પંક્તિમાં માત્ર નકારોક્તિ જ છે. આમ છતાં એમના કાવ્યમાં પ્રસાદ છે, અને શબ્દમાધુર્ય પણ છે, અનુપ્રાસ અને યમક તો એમને સ્વતઃસિદ્ધ છે. એકાદ દૃષ્ટાંત જ બસ થશે.

'ઉતારી મલિનામાયા મર્ત્ય માનવકાયની'

વા,

'નિર્બન્ધ, નિર્વસન, નીરવ, નિર્વિકલ્પ
નિત્યપ્રભાવ પુરુષ પ્રભુ પ્રાણ પારે.'

ઉપમા અને અલંકારો પણ એમની કવિતામાં સમુચિત સ્થાને હોવાથી, એમની કવિતાને માધુર્ય અર્પે છે છતાં જ્યારે એકની એક ઉપમા વા એકનું એક રૂપક પુનઃ પુનઃ દૃષ્ટિએ પડે છે, જેમકે, 'આત્મવિહંગમ,'

'કાવ્યનું દિવ્ય પંખડું', 'સ્વાતંત્ર્યનું પંખી', 'પ્રભુતાનું પંખી' ત્યારે આપણને એ ઉપમા વા રૂપક ખૂંચવાનું જ.

એમનાં કુદરતવિષયક કાવ્યો કવિશ્રી બોટાદકરનાં કાવ્યોની જેમ બોધપ્રધાન બની જાય છે. કુદરતનાં તત્વો પરથી બોધ લેવાની વૃત્તિ વા કુદરતનું અવલંબન લઈને કુદરતમાંથી માનવજીવન સંક્રમણ કરવાની વૃત્તિ —જે સ્વ. કલાપીથી શરૂ થયેલી છે—નવી કવિતામાં બિમ્નભિન્ન સ્વરૂપે દૃષ્ટિએ પડે છે, તેનુ દર્શન શ્રી પૂજાલાલનાં પ્રકૃતિ કાવ્યોમા પણ થાય છે.

એમનાં લાંબાં કાવ્યો વિષે એટલું કહી શકાય કે, સોનેટ વા ઊર્મિગીતો જેવા નાના કાવ્યપ્રકારોમાં એમને જેટલી સિદ્ધિ મળી છે, તેટલી લાંબાં કાવ્યોમાં મળી નથી. 'જન્મદિન', 'માતૃભાષા' જેવા કાવ્યો નિબંધ જેવાં જ લાગે છે. 'રાજર્ષિ શિવાજી' કાવ્યમાં કથાનું તત્ત્વ હોવાથી એમાં કવિને સફળતા મળી છે. લાંબાં કાવ્યોમાં કા તો કથાનુ તત્ત્વ હોય વા અનન્ય પ્રતિભાયુક્ત જોમદાર કથન હોય તો જ કાવ્યનો રસ જળવાઈ રહે ને કાવ્ય સુબદ્ધ વા સશ્લિષ્ટ બની રહે

જૂના સંતોનાં ભજનોની લઢણ એમની કાવ્યપ્રતિભાને અનુકૂળ છે. અને 'લાંબી વાટે' જેવાં કાવ્યો ભવિષ્ય માટે સારી આશા આપે છે.

શ્રી. સુન્દરમ્, ઉમાશંકર વગેરેનાં કાવ્યોદ્વારા, આપણા કાવ્યસાહિત્યમાં ગાંધીવાદ તથા સમાજવાદની અસર પ્રતિબિંબિત થઇ. શ્રી. સ્નેહરશ્મિ અને શ્રી. શ્રીધરાણીએ કવિવર ટાગોરના અગમ્યવાદની આપણને ઝાંખી કરાવી. તો શ્રી. પૂજાલાલ 'પારિજાત' દ્વારા શ્રી અરવિંદબાબુના અધ્યાત્મવાદની અસર ગુજરાતી કવિતામાં લાવે છે.

*

# 'આરાધિકા'—એક અવલોકન

શ્રી શાન્તિલાલ ઠ.॰

શ્રી અરવિંદના આશ્રમમા રહેનાર ભ ત વિ શ્રી પૂજાલાલને હવે ગુજરાતની સાહિત્યરસિ જનતાને ઓળખાવવાના ન હોય ! 'પારિજાત'ની પવિત્ર સુગધને વહાવનાર આ કવિનુ સ્થાન ગુજરાતના ભક્તકવિઓમા નિશ્ચિત છે હમણા એમણે પૂજ્ય શ્રી માતાજીની સિત્તેરી નિમિત્તે ૭૦ શ્લોકનુ એક સુદર સ્તવન રચ્યુ છે અને તે જ આ લઘુકૃતિ 'આરાધિકા' આમ તો આરાધિકા મા માત્ર ૭૦ જ છે પણ તેમા કવિતાસમૃદ્ધિ વિશાળ છે કવિનો ૭૦ પગનો ખૂ આશ્ચર્ય કર છે બહુનુ તો પણ સ્પષ્ટ નથી જાણે કોઈ ઊર્ધ્વ ભૂમિકા પરથી શબ્દોની સરસ્વતી સ્વયભૂ પ્રગટીને કવિના હૃદયમા વહી આવે છે ! રચના સમ્રા ગ ભીર, ગા આરોહનોમા વેદની ઋચાઓની મ હાદિત રહેલો જણાય છે કવિનો ૭૦ અને ભાવવૈભવ અસ્ખલિત રીતે, એમના ભાવ ભક્તિને અનુરૂપ બની વિરાટ રૂપમા લહેરાય છે, પ્રતિધ્વનિત થાય છે અને લાખો ગળે સુધી ભાવુક વાચકના હૃદયમા ઊંડેવા પ રા શમતા નથી આ શ્રી માતાજીનુ સ્તોત્ર અનેક જગાએ કાવ્યશક્તિમા પ્રસાદમા અને ગગનવિહારી ઉત્પ્રેક્ષાઓમા શ્રીમદ્ શકરાચાર્યને નામે ચડેલા 'આનંદલહરી' નામના ભગવતીના સ્તોત્રને યાદ દેવરાવે છે અને ભાવની સચ્ચાઈમા અને ભાવોચિત સરળતામા તો તે અચૂક ચડી જાય છે કવિ પ્રાર્થે છે

'લીના મા ! તવ પ્રેમની અમ ઉરે નિત્યે મચેલી રહો !'

શ્રી માતાજીના આ સ્તોત્રમા જરૂર તેમના પ્રેમની લીના વિ હૃદયમા નિરતર મચેલી રહી માતાજી પ્રત્યેની કવિની અપાર ભક્તિ અને સમર્પણભાવના શ દે શબ્દે ટપકે છે જો કે તેમા બાળકોનો માતા પ્રતે પરમ પરિચયમાથી પ્રગટતો મમતાભાવ પણ હાજર રહે છે જ જે

સાધકો આશ્રમમાં ગયા છે, રહ્યા છે, તેઓ તો જરૂર અમુક લીટીઓમાં પ્રત્યક્ષ આશ્રમનું વર્ણન પકડશે અને 'સચ્ચિદાનંદ' શબ્દથી શ્રી અરવિંદનો થતો ઉલ્લેખ નહિ ચૂકે :

'તે દેવોના દુલારા દ્યુતિલ અમર ધામે અમી અંબિકાનાં
પીવાને પ્રેમકેરું મુખ મધુર ધરી બાળ ભોળાં ભરાયે.'

ઉપલી લીટીઓમાં સાક્ષાત્ આશ્રમનું જ વર્ણન છે. શ્રી માતાજીમાં અપાર શ્રદ્ધા, તેમનું નામ, તેમની ભક્તકવિના જીવનને દિવ્ય ઘાટ આપી તેમાં 'સચ્ચિદાનંદ'ને વસાવવાની શક્તિ : આ સઘળું કવિને મન નક્કર હકીકત છે.

'માયાના અબ્ધિમાં આ અતુળ મળી મને નાવ 'મા' નામ કેરી,
બેસી જેમાં હવે હું સુખભર સરતો બ્રહ્મ—આરે જવાનો.'

'મા' મંત્રની અજબ માધુરી કવિના આંતરબાહ્ય જીવનમાં વ્યાપી રહી છે. કવિને આ જગતના વૈભવોની કે સ્વર્ગનાં સુખોની નથી પડી. એમને તો શ્રી માતાજી સર્વસ્વ છે.

'. . . . .મુજ બધી ત્યાં રિદ્ધિઓ સિદ્ધિઓ.'

શ્રી માતાજી એમના જીવનમાં એટલાં બધાં ઓતપ્રોત થઈ ગયાં છે કે તે આંખો મીંચીને તેમનું દર્શન એક ક્ષણમાં – અરે, હરેક ક્ષણે કરી શકે છે. એ જાદુ પણ કવિ જાદુગરોની રાણી – માતાજીને ચરણે બેસીને જ શીખ્યા છે :

'શીખ્યો છું જાદુ હું યે તવ ચરણરજે બેસી, જાદુગરોની
રાણી, હે માત મારી, ત્રિભુવનભરમાં આણ વર્તાવનારી;'

'મીંચી રાખેલ આંખે પણ મધુમધુરી મૂર્તિ મા ! દિવ્ય તારી
દેખું સર્વે દિશાએ, સ્મિતમુખ મુજને આશિષો સ્નિગ્ધ દેતી.'

કાવ્યની દરેક લીટી, જેને અમે આ લેખમાં ઉદ્ધૃત કરીશું તેમાં પ્રાસની રમણીયતા, કલ્પનાની અદ્‌ભુતતા અને વિચારની ચમત્કૃતિ નજરે પડશે જ. એ પરથી કહી દેવું ઉચિત લાગે છે. કવિસાધનાની નેતા શ્રી માતાજી કવિજીવનને કેવો ઘાટ આપે? કવિ પ્રાર્થે છે.

'પાયો આ પિંજરા મુજ સુદૃઢ કરી અગ્નિના! તે પરે તું
આત્માનો ઊર્ધ્વ ઊભા કર ઝગમગતા સચ્ચિદાનંદ મારે'

*　　　*　　　*

''એવો સુન્દર સત્ય ને શિવ શિખા! દે ધાર તું એદંતે
કે જેના જ વિમુગ્ધચિત્ત રમવા આવે ચિદાનંદ ત્યાં'

સાધનામાં પાર્થિવ ભૂમિકામાંથી પ્રાણમય, ત્યાંથી મનોમય અને ત્યાંથી વિજ્ઞાનમય ભૂમિકામાં આરોહણ કર્યા પછી તે વિજ્ઞાનમય જ્યોતિને મનોમય તથા પ્રાણમય ભૂમિકામાં ઊતારી, છેવટે પાર્થિવ ભૂમિકામાં અવરોહણ કરાવાનું છે. આ આગ્રહ, આ ઝોક શ્રી અરવિંદની યોગસાધનાની વિશિષ્ટતા છે. શ્રી અરવિંદની યોગસાધનાની વિચારપ્રણાલી અને તેમના તત્ત્વદર્શનનાં પ્રધાન લક્ષણો — સમર્પણની ભાવના, અવરોહણ, વિજ્ઞાનના અવતરણ પર ઝોક, શ્રી માતાજીની કૃપાની અગત્ય, સમર્પણની ભક્તિમાં પણ વીરતાનો રંગ વગેરે — કવિની કવિતામાં પણ અનેક જગ્યાએ આપણી નજરે પડે છે. પરમ વિજ્ઞાનમય સત્યને નીચે આણવા કવિ 'મા' ને પ્રાર્થે છે.

'તેને માયાંધકારે અવશ ભમતી નિમ્ન આ ભૂમિકામાં
નીચે મા! આણ, મારી મનુજમનતણી મૂઢતા પ્રજાળો'

કવિની ભક્તિ મર્દની ભક્તિ છે, નિર્બળની નહિ. તેમાં ક્યાંય લાગણીવેડા કે પોચટપણું નથી. ભાવની શુદ્ધિ અને સ્થિરતાની સાથે સાથે એમની ભક્તિમાં તેજ છે, મરણિયાપણું છે, સર્વ સમર્પણ કરી નાખવાની

સાહ્સવૃત્તિની પરમ સીમા છે, ખપી જવાની, કેસરિયાં કરવાની ક્ષાત્રતેજથી ભરેલી અજવરંગી વીરતા છે. આનો પરચો તો આપણને 'પારિજાત' માનાં એમનાં કેટલાંક કાવ્યોમાં થયેલો જ છે. આમાં પણ,

'પ્રગટ થા જ્વાલા બની જીવને,'
'જ્વલિત બને ચડે એ તને અર્ચવાને.'

કવિ શ્રી માતાજીને પોતાના જીવનમાં જ્વાલા બનીને આવવાનું પ્રાર્થે છે. એ દિવ્ય જ્વાલા તે દિવ્ય અભીપ્સાનો નિરંતર પ્રજ્વલતો અગ્નિ. એમાં કામ, ક્રોધ, લોભ, મોહ, દ્વેષ, અગન ઇચ્છાઓ, સ્વાર્થી કામનાઓ, સઘળી અશુદ્ધિઓ બળીને ખાખ થઈ જાય કવિને મૂળથી આશ સાથે ખેલવાનો શોખ છે. તે એક એવો વીર આત્મા છે કે જ્યારે જીવનનું બધું દિવ્ય અગ્નિમાં ભડભડ બળી રહ્યુ હોય ત્યારે તે અજબ આનંદ અને ખુમારીથી 'મા તરફ મીટ માંડી' ખડખડ અટ્ટહાસ્ય હસે!

કવિ કોઈક વાર અદ્દભુત રૂપકો દ્વારા, અદ્દભુત અર્થસિદ્ધિ કરી જાય છે. સામાન્ય લોકો અંદર અશુદ્ધિઓ સંઘરે છે, મનમાં કામનાઓ રાખે છે અને પછી જ્યારે શ્રી માતાજી તેમની બાહ્ય દૃષ્ટિએ ફળવેલી પ્રાર્થનાઓનો જવાબ નથી આપતાં ત્યારે તેઓ વ્યર્થ બકવાટ કરે છે. પણ કવિ ચમત્કારિક રીતે તેમની પ્રાર્થનાની નિષ્ફળતાનું કારણ આપી દે છે.

'આત્મમુખની મા પ્રાર્થના થતી!'

બાકી શ્રી માતાજીની 'વત્સલ ગંગધારા' તો પોતાના બાળક તરફ સતત વહેતી જ હોય છે. કવિ આ બાબતમાં ચમત્કૃતિ ભરેલી રીતે અને છતાંય બાળકની નિર્વ્યાજતાથી પૂછે છેઃ

'એવું શું અમમાં દીઠું જનની! તેં...
તેઓના સહુ દાદ શીઘ્ર દરશા વાત્સલ્ય તારું વહે?'

કવિ પોતાનો જ દાખલો આપી શ્રી માતાજીની સતત વહેતી કૃપાની ખાતરી આપે છે કે એ 'વત્સલ ગંગધારા' માં ડૂબકી દીધી કે

'......ધવલ કમલ શા પ્રાણ મારા પ્રફુલ્યા.'

શ્રી માતાજીની કૃપા એટલી પાવનકારી, અગાધ અને સતત છે કે કવિ તો રાજયોગની અટપટી ધ્યાન ધારણાઓની પ્રક્રિયાઓમાં, જ્ઞાનયોગની તીક્ષ્ણ "બુદ્ધિ દ્વારા જ પ્રાપ્ય એવી સિદ્ધાન્તકોટિઓમાં કે હઠયોગના જડ પ્રાણાયમ કે આસનસિદ્ધિના પ્રપંચમાં પડવા માગતા જ નથી. તેમને મન તો શ્રી માતાજીની સતત સેવા અને તેમના મુખમયંકનું નિર્નિમેષ દર્શન—એ જ સહેલામાં સહેલી સિદ્ધિપ્રદાયિકા સાધના છે.

'તેનું સેવન રાત ને દિન બનો મારી સુખી સાધના!
પૃથ્વી ઉપર પાય પાવન અડી ને સીપ ત્યાં શાશ્વતે
શોભે, તે પર મીટ મા! મુજ રહો મંડાયલી મીઠડી!

તેને નિર્નિદ્ર નેત્રે નિશદિન અવ હું ક્યાં નિરખ્યા કરું ના?'

શ્રી માતાજીની માધુરી એટલી બધી અસરકારક અને કાર્યસાધિની છે કે પુરાણોમાં જે કથાઓ આવે છે કે શુંભ નિશુંભ ઇત્યાદિ અસુરોને માએ ખડ્ગથી હણ્યા, તે માનવાની કવિ ના પાડે છે. કવિ તો ચમત્કૃતિવાળી એક ઉત્પ્રેક્ષા રજૂ કરે છે કે,

'તારી અદ્‌ભુત માધુરી મહીં જ સૌ એ તો જતા ઓગળી!'

કેટલીકવાર કવિ સરસ રીતે વેદના શબ્દગુચ્છોને પોતાના માતૃસ્તોત્રમાં વણી લે છે. દા. ત.

કે ઓથું લઈએ શિશુસ્મિત તણું પ્રત્ના પુરાણી સ્થિતા?

આમાં 'પ્રત્ના પુરાણી સ્થિતા' એ વેદનો શબ્દગુચ્છ ચમત્કારિક રીતે અને મંત્રરહસ્યની દ્યોતકતાથી કવિ વાપરી ગયા છે. તેવી જ રીતે 'ઉષ્મા જ્યોતિઃ પ્રજાતા' શબ્દસમૂહ વૈદિક છે.

શ્રી માતાજીનો એક કૃપાકટાક્ષ સાધકોને સિદ્ધિ અપાવવા બસ છે. કવિ કહે છે:

'મોંઘેરું મધુ બિંદુ તો જગતમાં છે ઝેર ગ્રાસ્યાં છતાં
આત્માઓ અમૃતત્વની અવધિએ આરોહશે ઉલ્લસી.'

* * *

કે એના સ્પર્શ માત્રે જલદ જગતનાં ઝેરથી મૃત્યુ જેવી
મૂર્છામાં પેંશુ આત્મા પતિત મુજ પુનઃ ઊઠતો ઓજવંતો.

શ્રી માતાજીની પ્રજ્ઞાનું શ્રી અરવિંદની પરિભાષામાં કાવ્યમય વર્ણન જુઓ,

'પ્રજ્ઞા જ્યાં અતિ માનસી, પ્રભુ તણા પ્રાકટ્યથી પ્રોજ્જ્વલા,
મા ! તારી સહજ સ્ફુર્યા જ કરતી.........'

કવિની ભાષા આટલી માધુરી હોવા છતાં, જરૂર પડ્યે અર્થવ્યંજના કરવા માટે તે કઠોર વ્યંજનોનો અને જોડાક્ષરોનો કોઈ અજબ ઉપયોગ કરી જાય છે. જુઓ –

'કૌટિલ્યે ભર ક્રૂર કંટકવને ભૂલા પડ્યા રે અમે !'
'જામી'તી કૈં જુગોથી તિમિર ઘનઘટા ઘોરઘોરાવધારી'

આવા ભયંકર અવિદ્યામય અંધકારમાં પણ કવિ હિંમત ગુમાવતા નથી. તેઓ તો શ્રી માતાજીને પ્રાર્થે છે કે,

'શૃંગેથી શુભ્ર તારા કરુણ કિરણની કેડીઓ લાં ઉતાર'

અને સચ્ચિદાનંદની ભૂમિકા પર શ્રી માતાજી પોતે જે દિવ્યતાની અનુભૂતિમાં રમમાણ છે.

'તેની આ આત્મબાગે વિમલ - વિલસતી વૈભવી દે વસંતો'

ઉપર જે જે લીટીઓ ટાંકી છે તેમાં શબ્દવૈભવ, પ્રાસની રમણીયતા, અર્થવ્યંજકતા અને માધુરી તો છે જ તે બાબત પર અમે ફરી વાચકોનું ધ્યાન દોરીએ છીએ.

હવે આપણે કવિતા કેટલાક સુંદર ચમત્કારિક શ્લોકોનું અવલોકન કરીએ ૨૭મા શ્લોકમાં કવિએ એક સુંદર, મનોહર રૂપક આપ્યું છે અને તેના અર્થગર્ભમાં ભક્તિભાવ, સમર્પણ અને નમ્રતા છે આ રહ્યો તે સુંદર શ્લોક

'તારા પ્રેમલ બાગમાં પ્રભુ તને પ્રાર્થું આ વેલડી
મારા જીવનની નઈ પ્રણયથી મા ! રોપજે, ને મા
પીયૂષે તર પોષજે, પ્રભુમુખી ઐક્યતણા ભાવ સૌ,
મારા પુષ્પિત રૂપ સુંદર ધરે તારા પદે પૂજવા'

હવે આપણે કવિતાની એક ઉત્પ્રેક્ષાનો નમૂનો જોઈએ તેમ બીજી લીટીમાં વેદાન્તની અને તત્ત્વશાસ્ત્રની પરિભાષાનો પ્રયોગ છે, અને ઉત્પ્રેક્ષાની પીઠમાં ભાવ આનંદલહરીની એક ઉત્પ્રેક્ષા રહેલી છે

'પહોંચે ના માનવીના મન તણી ગતિ જે ઊર્ધ્વથી ઊર્ધ્વ ધામે
ત્યાં અત્યાદ્વૈત ભાવે પરમ પુરુષના યોગમાં નિત્યયુક્તા,
મોટી મોટી મુગ્ધાઓ મનસ મન- તું ભાગતી ને સમાતા
વ્યોમે વેરાતા જે સ્મિત, ગગનતણા તારા તે જ શું ? મા !'

એવો જ ચમત્કારિક એક શ્લોક છે, જેમાં કવિની મર્દાનગીભરી ભક્તિ, અવતરણની ભાવના, સમર્પણનો સિદ્ધાન્ત, શ્રી અરવિંદના સિદ્ધાંતો અને અતિશય ઊંડી યોગાનુભૂતિની મનોરમ કલ્પનાનું સુભગ સંમિશ્રણ થયું છે

'ઊંચે ઊંચે હજુ જા, પ્રમાણતમ ગની ઝંખના ! મારી,
ને શાશ્વત શુભ્રના શિવ શિખર પરે થીજી શૈત્યે ગયું જે
હોયે આનન્દીનું અમૃતમય તહીં હૈયું જો અર્થી એને
પીગાળી આણ નીચે, પ્રણયમય ધરી પાત્ર ઝીલી લઉં એ'

આ શ્લોકમાં તો પદાર્થવિજ્ઞાનની એક સામાન્ય હકીકત કલ્પના, યોગાનુભૂતિ અને વીરતાના રંગે રંગાયેલા ભક્તિભાવની સાથે ભેળવી લે છે

હવે એક બીજો શ્લોક લઈએ. શ્રી માતાજી ભુવનફલક પર નૃત્ય કરે છે, મધુર હાસ્ય કરે છે, તે કલ્પનામાં કળા અને કવિતા બને છે. તે છંદછંદથી – દિવ્ય આંદોલનોથી – ભુવનો પુલકિત બને છે, અને ભાન ભૂલે છે. તેમાં શ્રી અરવિંદની વિચારસરણી પ્રમાણે કવિતા અને કલા બંનેની અપેક્ષાઓ પૂરી પડે છે. અને આકાશના સૂર્યચન્દ્રાદિક ગોળા પર શ્રી માતાજીના પગની નૃત્ય સમયે ઠેક વાગે છે તે તો વિરાટ કલ્પના અને વિરાટ દર્શન છે. પણ એ અદ્‌ભૂત લાસ્યલીલાથી વેદાન્તીઓનું નિર્ગુણ, નિષ્ક્રિય, પરબ્રહ્મ સ્તિમિતમનવાળું અને નિઃસ્પંદ બની ગયું છે. એમ કહેવામાં તો કવિ ઉત્પ્રેક્ષા રત્નોના એક શ્રેષ્ઠ રત્નનું સર્જન કરે છે. અને વેદાન્તીઓની પરિભાષામાં જ તેમના મતનું કાવ્યમય રીતે ખંડન કરે છે.

'આનંદોન્મત્ત ભાવે બૃહદપર ગમ્યું લાસ્ય તારું અનેરું,
ગોળાથી દીપ્ત ગોળા ઉપર ઠમકતી ઠેક તારા પદોની,
મા ! તારા છંદયોગે પુલકિત ભવનો દિવ્ય આંદોલનોએ
આરોહી ભાન ભૂલ્યાં, સ્તિમિતમન પરબ્રહ્મ નિઃસ્પંદ પોતે !'

શ્રી માતાજી મનુજ બાળકો પર કૃપા કરીને દિવ્ય આનંદના આવાસ ત્યજી, અહીં મર્ત્યલોકનાં બંધનોમાં આવ્યાં છે. કવિની મુંઝણ કોઈ અજબ જાતની છે. શ્રી માતાજીની આ નિઃસીમ કરુણા કવિ એમને એમ સ્વીકારવા નથી માગતા, તે કરુણાના બદલામાં કવિ પોતાનું જે કંઈ છે તે ન્યોછાવર કરી નાખવા માગે છે. બધુ સમર્પણ કરી દેવા માગે છે. પોતે ખાલી થઈ જવા માગે છે. જેથી વિરાટ આકાશ ત્યાગીને આવેલી 'મા'ને અહીં પણ કવિનું હૃદયાકાશ મળે, તેમને આકાશની ખોટ ના સાલે ! વાહ ! કવિ, વાહ ! ધન્ય છે તારી વીર ભક્તને !

'મા ! તારો પ્રેમ જોને મુજ હૃદય વિષે નિત્યનો વાસ ચાહી
આવ્યો છે ઊર્ધ્વ કેરા અગમ ગગનના ગુંબજો ભવ્ય ત્યાગી;
તેના સત્કારમાં આ મુજ સકલતણું અર્ધ્ય આત્માસમેત
અર્પી આકાશ જેવું હૃદય મુજ કરી નાખવા દે મને તું.'

આ કાવ્યમાં કવિ માત્ર શ્રી અરવિંદ આશ્રમની અને ત્યાંના શ્રી માતાજીની જ વાત નથી કરી ગયા. ત્યાંના અનુભવીઓને તો ચોખ્ખું લાગશે કે આ કાવ્યની પીઠમાં કવિનો ત્યાંનો અનુભવ અને ત્યાંની પ્રેરણા છે પણ જેઓ શ્રી અરવિંદ આશ્રમના પરિચયીઓ નથી, તેમને માટે પણ આ કાવ્ય એક દિવ્ય ભગવતી ચૈતન્યશક્તિના મહામહિમ્નસ્તોત્રની ગરજ જરૂર સારવાનું! માતૃભક્તોને સામાન્ય સત્ય રૂપે પણ આ કાવ્ય તેના ચમત્કારિક કાવ્યગુણથી, અર્થની અભિવ્યક્તિથી, ભાષાના વૈભવથી મંત્રી ગહન ગવેષી શક્તિથી અને છંદના અસ્ખલિત રીતે આંતર ગગનગુંજનમાં પ્રતિધ્વનિત થવાથી અને અનુરણિત થવાથી, અદ્ભુત લાગશે જ તેવી એમને શ્રદ્ધા છે. 'આરાધિકા' દ્વારા કવિએ ખરેજ પરમચૈતન્ય સ્વરૂપિણી દેવીનું આરાધન કર્યું છે જે પ્રાણીમાત્રમાં દ્યુતિરૂપે, વિદ્યારૂપે, શ્રીરૂપે, હ્રીરૂપે, કીર્તિરૂપે — એમ અનેક રૂપે સ્થિત હોવાનું ચંડીપાઠમાં વર્ણવાયું છે, પણ સાથેસાથે સરસ્વતીદેવીનું અને ગુર્જરી કવિતાનું પણ સુભગ અને સફળ આરાધન કર્યું છે, એમ અત્રે નિ:સંકોચ કહીએ છીએ.

# ‘ પારિજાત ’

શ્રી. વિવિત્સુ

“ કવિઓ ખરેખર સ્વાનુભવમાં સર્વાનુભવ કવે છે” એ મન્ત્રાનુસાર શ્રી અરવિંદની પવિત્ર છાયામાં સર્વતોભદ્ર અને સર્વતોમુખી વિકાસ સાધતું એમનું માનસ એમની કેટલીક સુંદરતમ કૃતિઓને ચરણે ચરણે પ્રતિબિંબિત થતું માલૂમ પડે છે. આધ્યાત્મિકતાના રંગથી રંગાએલું એમનું માનસ કવિતાને માટે એમણે પસંદ કરેલા વિષયોમાં તથા એમની ભાવોની તેમ જ ઉપમાઓની પસંદગીમાં આપણે સ્પષ્ટ રીતે જોઇ શકીએ છીએ; અને તે ઉપરથી જ અમે તો માનીએ છીએ કે સર્વથા પવિત્ર અને સ્વર્ગીય વાતાવરણ જમાવવામાં ભાઇ પૂજાલાલ અજોડ છે એમ કહીએ તો તેમાં જરાયે અત્યુક્તિ નથી.

‘ ચિતારો,’ ‘ અતિથિ,’ ‘ તારું નામ,’ ‘ મ્હારે હૈયે આવ ’ અને એવાં ઘણાં કાવ્યો પરમ આરાધ્ય જગદીશ્વર તરફની તેમની અખંડિત, અચલા ભક્તિનાં દ્યોતક છે અને એ વાંચતાં આપણને, નરસિંહ, મીરાં અને દયારામનું આપોઆપ સ્મરણ થઈ જાય છે. કીર્તિલોલુપતાથી અને દ્રવ્યપ્રાપ્તિની આશાથી રહિત વૃત્તિને લઇને જ તેઓ આવું સુંદર અને મંગલ સ્વરૂપ પરમાત્માની વીણાના સૂરો સાથે સંવાદિ સર્જન કરવા સમર્થ થઈ શક્યા છે, અને માનવજાતિને ઇશ્વરાભિમુખ કરવા સફળ પ્રયાસ કરી શક્યા છે.

એમના આ સંગ્રહમાં સુરુચિનો ભંગ થાય એવું કશુંય નથી, જો કે ‘ કુવિવેચકને ’ એ કાવ્ય લખવાને બદલે તેવાઓ તરફ તેમણે મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા પૈકીની ઉપેક્ષા જ દર્શાવી હોત તો તે વધારે ઠીક થઈ પડત.

વૃત્તોનું નાવીન્ય પણ તેમણે ઠીક ઠીક સાધ્યું છે. ગુર્જરપચાર, દીર્ઘપચાર, પૃથ્વીતિલક, ચાર પંક્તિઓને બદલે પાંચ પંક્તિઓની કડીઓ

વગેરેમાં નવીનતાના પ્રયાસો આપણે જોઈ શકીએ છીએ પરંતુ તે કેટલે અંશે સફળ થયા છે તે કહેવું કઠિન છે; છતાં એટલું તો અમને લાગે જ છે કે શ્રી. ઠાકોરનો પૃથ્વીતિલક રચવામાં અને અત્યંત અર્થઘન શૈલી સાધવામાં કદાચ કિલષ્ટતા નહિ છતાં કલેશગમ્યતા અથવા કહો કે દુર્બોધતા તો આવી જવા પામી જ છે. તેમણે સ્વેચ્છાએ રચેલાં પદો અને ' નાવિક ' જેવાં ગીતો તેમનાં કલેશગમ્ય સૉનેટો કરતાં વધારે પ્રવાહી અને સામાન્ય જનતાને ઉપકારી છે. તેમની કવિતામાં યતિભંગ મોટા પ્રમાણમાં જોવામાં આવે છે. અહીં સ્થાલીપુલાકન્યાયે બે ત્રણ નમૂના ઊતારીશ :

" કાં આંખો સુ । હાય ત્હારી ન ખોલે ? "

" ખુલ્લાં છે સુ । વે શિશા એ સદાનાં "

" મૈત્રીના બ્હા । ના તળે લ્હાણ થાયે "

ભાઈ પૂંજાલાલની ભાષા પ્રૌઢ છે છતાં વર્ણવિકૃતિ પણ પ્રસંગોપાત નજરે પડે છે:–

" લઈ કુસુમ મંજરી, ગૂંથત વેણી તારી શિરે !

સુરંગિત સુગંધી પુષ્પરજ છાંટી તારે મુખે "

૬૦મું કાવ્ય ' વિશ્વદેવ ' તેમાં વસંતતિલકામાં ત્રીજી ઉપજાતિની પંકિત મૂકવાથી કંઇ પણ સવિશેષ અર્થ સધાતો હોય એમ માનવાને અમે તૈયાર નથી.

આશા છે કે અમારાં આ નમ્ર સૂચનો ઉપર ભાઇ પૂંજાલાલ થોડોક વિચાર કરશે; અને જો તેમની ખાતરી થાય તો ભવિષ્યમાં એવી ત્રુટિઓથી દૂર રહેવા પ્રયાસ કરશે.

કવિએ કેટલાંક કાવ્યો ચિત્રો જોઇને રચેલાં છે, એ પ્રયાસ અનુકરણીય છે. તેમનાં ' પ્રિયા કવિતાને ' તથા ' કવનાતુર ' કાવ્યો તો અત્યંત હૃદયગમ હોઇ મનનને યોગ્ય છે. તેમની વિશાળ સ્વદેશભાવના અને ધર્મભાવનાના પુરાવા રૂપે ' ઈસુ જન્મ મહોત્સવ ' કાવ્ય પ્રતિ અંગુલિનિર્દેશ કરી શકાય અંતમાં, કવિ પૂંજાલાલની કાવ્યશકિત ગાઢતમ બને અને તેમની કવિતા ગુજરાતને ગૌરવ લેવા જેવી થાય એજ આશા.

# પત્રવ્યક્તિત્વ

...........

પૂજ્ય અંબુભાઈ પુરાણી પરના પત્રો ........
શ્રી. મૂળજીભાઈ તલાટી પરના પત્રો ........
શ્રી. જયકૃષ્ણ પુરાણી પરના પત્રો ........
શ્રી. કાન્તિલાલ ૨. શેઠ પરના પત્રો ........
શ્રી. 'પુરંદર' દેસાઈ પરના પત્રો ........
શ્રી ગિરધરભાઈ દલવાડી પરના પત્રો .......

.

+

# પૂજ્ય અણુભાઇ પુરાણી પરના પત્રો

(૧)

પૂજ્ય અણુભાઈ,

નવા વરસનો વિચાર આપના હૃદયસાગર ક્ષુભિત થઈને ઉછળી રહ્યો છે અને ઊંડાણમાં આવેલા અશ્રુસરોવરની પાળ તૂટી પૂજ્યચરણ પખાળવા જળ વહી રહ્યું છે શૂન્ય અન્તઃકરણે વિવશતાની પળ વખાણું છે કોણ જાણે શા માટે પણ સૂક્ષ્મ સ્થૂળરૂપે પ્રગટ થવા યત્ન કરી રહ્યું છે, સ્થૂળ જન્મદાતા માતાપિતાના સ્થૂળ સંબંધનો મહિમા જાણું છું પરંતુ સૂક્ષ્મદેહની જન્મદાત્રી શક્તિની પ્રબળતા અમાપ જ છે, એમ નાના કાળથી અનુભવી રહ્યો છું ગુરુ, માતાપિતા, બંધુ, સખા જે કહું તે સર્વ તમારામાંથી પામ્યો છું અને તેથી મંજુલ નિર્મિત ભાવપૂજાની સત્કારવંદનનો થાળ લઈ રહ્યો છું જે વંદન – અભિનંદન – પૂર્ણ આપને પહોંચો એવી અભિલાષા

(૨)

× × × મારું હૃદય ઘણા વખતથી ગમગીન રહ્યા કરે છે, તથા એક વખતની અંતર્વ્યથા પીડ્યા કરે છે I have rather sensitive and impulsive nature now a days અંતર્દશા મંજ ખળભળાટવાળી રહ્યા કરતી હોવાથી હું ઘણીવાર દોષપાત્ર વર્તન રાખતો માલૂમ પડું છું એક તરફ બાપુજી (શ્રી અરવિંદ)ની આપેલી સાધના ચાલે છે ત્યારે બીજી તરફ આ તોફાન મચ્યા કરે છે આવી સ્થિતિ હોવાને લીધે મને અસંતોષની લાગણી તથા પ્રાણના ઉછાળા ખમવા પડે છે આ સ્થિતિ શાથી થઈ તે બરાબર ખાત્રીપૂર્વક ( ) કહી શકતો નથી અને અંદર બળતરા થયા કરે છે તમારા જોડેનો મારો સંબંધ બહુ ઊંડો છે, છતાં પણ પહેલાના જેવો સ્નેહપૂર્ણ રહ્યો નથી એવો મને સંશય થાય છે મારું હૃદય ઘણી વખત કોઈ એવા પ્રેમને માટે તલસી

રહે છે કે જે પ્રેમમાં તે શાન્તિમય થઈ જાય. હજી સુધી એવો પ્રેમ કોઈએ મને ચખાડ્યો નથી. પૉંડિચેરીમાં એની આશા હતી, પણ ત્યાં એનું મન સંતોષાયું છે, હૃદયનો ભાગ હજુ તેને મળ્યો નથી. આવી સ્થિતિનો લાભ લઈ પ્રાણ અનેક વિચિત્ર પગલાં લેવડાવવા તોફાન કરે છે અને ફાવવાની અણી સુધી આવી જઈ પાછો પડે છે.

(૩)

× × × હમણા હું ધ્યાનનો અભ્યાસ કરું છું અને તેથી માલૂમ પડે છે કે તેના વડે આત્મશુદ્ધિ અને સમત્વ રાખવામાં ઉત્તમ મદદ થાય છે. સ્વભાવ અને પ્રકૃતિ ઉપર વિજય મેળવવાનો માર્ગ સરળ થાય છે. એક વખત એમ બેસતાં ડાબી તરફ જાણે ફરતો હોઉં તેમ થયું હતું. તે શું હશે? × × ×

તા. ૯-૯-૧૯૨૩
ભરૂચ

(૪)

× × × ૭ દિવસથી હું ખાસ વખત કાઢીને સાધના માટે પ્રયત્ન કરું છું. પ્રકૃતિમય આધારથી છૂટા પડવું ઝાઝો વખત ટકતું નથી. આધારની અપૂર્ણતાઓ એકાગ્રતામાં આડે આવે છે. પરમાત્માનું એક જાતનું ભાન રહે છે. પરંતુ આધાર એકાગ્ર થઈ જઈ તેને જોતામાં ધરાવી શકતો નથી. હવે હું ધીરજ નહીં ખોઉં. અધીરાઈ મારા મનની કોઈ કોઈ વખતની ક્ષણિક નિર્બળતા છે પણ તે અધીરાઇ અજ્ઞાનને લીધે થાય છે તે સમજાયું છે. × × ×

(૫)

× × × ગઈકાલે ઊંઘ દરમિયાન નીચેનો અનુભવ થયો હતો. શરીરમાંથી કંઇ ઊંચે બળપૂર્વક ખેંચવામાં આવતું હોય તેમ થયું. તે વખતે શરીરની નસો વગેરેની સ્થિતિ ઇલેક્ટ્રીક શાવરને કંઇક મળતી હતી.

અનિચ્છાએ પણ આમ કેટલીક વખત ચાલુ રહ્યું. પછીથી જાણે હું પોતે ઊંચે ખેંચાઈ ગયો હોઉં તેમ થયું. આ બધો વખત Physical Conciousness માં ન હતો અને આવી પણ શકતો ન હતો. પછી શું થયું તે બરાબર યાદ નથી. પણ હું ક્યાંક ઊડી આવ્યો હોઉં એમ કંઈક ભાસ થાય છે. બીજું કાંઈક થયું. પણ યાદ નથી. આ અનુભવ શો છે, શા માટે થાય છે વ. લખશો. પોંડિચેરીમાં પણ આના જેવો અનુભવ એક બે વાર થયો હતો પણ આ અનુભવ વધારે વાર ટક્યો હતો. × × ×

× × ×

## શ્રી. મુળજીભાઇ તલાટી પરના પત્રો

(૧)

ભાઇશ્રી મૂળજીભાઈ,

૧–૨–૧૯૨૬

× × × જે માણસ યોગ – પરમાત્મા જોડે યોગ – કરવા માગતો હોય તેણે અજ્ઞાનપૂર્ણ પ્રકૃતિને આત્મસમર્પણ કરવાને બદલે, પ્રકૃતિના પ્રભુને, નિત્ય, આનંદમય, ચૈતન્યઘન વિભુને આત્મસમર્પણ કરવાનું છે. આમ થતાં પ્રભુના દૈવી સ્વભાવને પ્રાપ્ત કરી ભોગવી શકાય. પ્રકૃતિમાંથી પુરુષરૂપ આત્માની અનુમતિ–એકતાનતા–સંકેલી લઈ, પ્રકૃતિનાં બંધનથી પર થઇ—મુક્ત થઇ—પ્રભુમાં આત્માને અર્પી દેવો એ જ આત્મસમર્પણ. સમર્પણ અને ત્યાગ જોડે જોડે જ જાય છે. મૂઠી બંધ રાખી હોય ત્યારે હાથમાં બીજું વિશાળ શું આવી શકે ? મૂઠીમાં જે ક્ષુદ્ર વસ્તુ હોય તે જ આપણી જોડે રહે. મૂઠી છોડી દઇએ એટલે વિશાળ વસ્તુને ઝીલી શકીએ. તેવી જ રીતે જીવનની અજ્ઞાનમય ક્ષુદ્રતાને ત્યાગી દઇએ અને હૃદયમાંથી ભેદી અંતરને ઉઘાડી દઇએ તો તેમાં અનંત પ્રભુ અવતાર લે. × × × અનંતકાળથી પ્રભુ આપણે બારણે ધૈર્યધરી ઊભો રહેલો છે.

તેને જો અંગ પ્રવેશ કરાવી તેનું નિત્ય પૂજન કરવું હોય તો એ નિત્ય અતિથિને માટે દ્વાર ખુલ્લાં મૂકવાં જોઈએ. પૂર્ણયોગમાં જેને ખુલ્લું થવું—Open— કહે છે તે બીજું કાંઈ નહિ પણ મન, શરીર, પ્રાણની અજ્ઞાનતાનો અસ્વીકાર કરી, તેનો ત્યાગ—Reject—કરી અંતઃકરણનાં દ્વારોને ખુલ્લાં રાખવાં તે. આમ ખુલ્લા થઈએ એટલે પ્રભુનો પ્રકાશ, શક્તિ અને આનંદ સ્વયં આપણામાં ધસી આવશે અને આપણને દિવ્ય પ્રકૃતિના સ્વામી બનાવી દેશે × × ×

(૨)

૨૯–૩–૧૯૩૪

× × × મારે પણ અહીં ઠીક ચાલે છે. યુદ્ધો પર યુદ્ધો પગલે પગલે રમવાં પડે છે. હામ નથી હારી જવાતી એ તો શ્રી માતાજીની કૃપાથી જ. એમનો પ્રેમ અને એમની અપાર કરુણા એ જ મારો અચલ આશરો બન્યાં છે. બાકી તો વગરનો હું હારીને બેહાલ થઈ ગયો હોત. મારી સાધના એમને કરવી પડે છે એવું મને તો લાગે છે. એમના વગરનો હું કશું જ ન કરી શકું એવું મને વારંવાર અનુભવમાં આવ્યું છે. આ યોગ માતાજી અને શ્રી અરવિંદની મહાન મદદ વગર સિદ્ધ થાય તેવો નથી. એમાં હવે મને તો શંકા રહી નથી × × ×

(૩)

૧૬–૮–૧૯૩૮

× × × તમારે હાથે થયેલાં પ્રકાશનોમાં 'પારિજાત' અનોખું દીપી ઊઠે છે, એવું તટસ્થ રીતે જોનાર ગમે તેને ય લાગશે. માતાજીને એ ઘણું સારું લાગ્યું છે × × × ચિત્ર પણ સૌને ખૂબ ગમી ગયું છે × × × આજરોજ ભાવનગરથી રૂા. ૧૮૩૮૦નો ચેક આવી ગયો છે × × ×

(૪)

૮–૨–૧૯૪૦

× × × 'બાલમિત્ર'ના તંત્રીને કંઈક કહેવાનું છે એટલે એ તકનો લાભ લઈ તમારો સમાગમ સાધું છું × × × 'બાલમિત્ર'ના આ

તંત્રી પણ લખાણોમાં ફેરફાર કરતા હોય એમ લાગે છે. તો એમને મારી વિનંતી પહોંચાડી દેશો કે એ મને મુદ્દલે પસંદ નથી. જે રૂપે હું મોકલું તે રૂપમાં જ મોકલેલું લખાણ એમને રુચે તો પ્રકટ કરે. એમની પાસેનાં લખાણોમાં એમને જેની જરૂર ન હોય તે તમે લઇ મને પાછું મોકલજો. ×××

(૫)

૬–૭–૧૯૪૨

××× 'બાલમિત્ર' માટે શ્રી અરવિંદ, શ્રી રામકૃષ્ણ, શ્રી લોકમાન્ય તિલક,' અને શ્રી. કવિવર ટાગોર સંબંધી ચાર ચાર અનુષ્ટુપની પંક્તિઓ લખવાની સૂચના તમારા તરફથી થયેલી તેનો અમલ કરવા જતાં ધાર્યું પરિણામ આવ્યું નથી. દરેક માટે એક એક ઝૂમો લખ્યો છે. પરંતુ બાળકો માટે એ અઘરી વસ્તુ છે એમ લાગવાથી એ મોકલતો નથી. સરળ ચાર ચાર લીટીમાં એ ચાર મહાપુરુષ સંબંધી કહેવાના કામમાં હું સફળ નહિ થઇ શકું એમ લાગે છે તો એની આશા ન રાખશો. × × ×

(૬)

૩૧–૭–૧૯૪૨

××× 'પરમશોધ' વિષે તમે લખ્યું હતું તેમાં માઠું લગાડવાનું શું હોય ? ટીકામાંથી સત્ય જણાય તો સ્વીકારી લેવું જ સદા સુજનયોગ્ય ગણાય. માણસ ભૂલને પાત્ર છે. વળી પૂર્ણમાં પૂર્ણ જેને ગણીએ તે પણ ક્યાં ટીકાપાત્ર નથી બન્યા ? તેમાં તમે તો મિત્રભાવથી તમારો અભિપ્રાય આપ્યો, આવા મિત્રધર્મથી થતું સર્વ કાર્ય સ્નેહાદરને પાત્ર છે. આવી દૃષ્ટિથી જ મેં તે જોયું છે.

(૭)

૨૫–૩–૧૯૪૪

××× 'માતાજીનાં મોતી' તમને ગમ્યાં છે એ જાણી પ્રયત્નની સાર્થકતા અનુભવું છું, મૂળના હાર્દની જોડે અંતરનું અનુસંધાન કરીને

(૧૨)

૨૨-૬-૧૯૪૮

× × × ઉત્તમ કાવ્યભાવો હૃદયના ઊંડાણમાંથી અનુભવવાના હોય છે. તાર્કિક બુદ્ધિ ને સ્થૂલ મનની સપાટીમાંથી કાવ્યમર્મનાનો સાચો પરિચય પમાતો નથી. હૃદયના ગહનમાં જે ચૈતન્ય છે તેના વડે તન્મયતા સાધીને અધ્યાત્મભાવનાઓનો આનંદ લઇ શકાય છે. 'આરાધિકા'માં અટપટું કે અઘરું તત્ત્વ નિરૂપાયેલુ છે, એવું મારું માનવું નથી. વેદો, ઉપનિષદો, આદિ અધ્યાત્મશાસ્ત્રોમાં જે વાતો કરવામાં આવી છે તે મારા ભાવાનુભાવ મારફત કાવ્યકૃતિઓને રૂપે અભિવ્યક્તિ પામી છે. × × ×

(૧૩)

૪-૨-૧૯૫૧

× × × ત્યાં સાધના થાળે પડી હશે બધો આધાર આપણા પોતાના જીવન અને જીવનના પ્રભુ પ્રતિના આંતરવલણ ઉપર રહેલો છે. આપણે આપણી આંતરચેતનાને પ્રભુમાં પ્રતિષ્ઠિત બનાવીએ, આપણા જીવનના સાચા કેન્દ્રરૂપ અંતરાત્મામાં નિવાસ કરીએ, આપણા ઊંડાણમાંથી પ્રભુ અને પ્રભુમય જીવન માટેની અભીપ્સાને વધારે ને વધારે જાગ્રત અને જ્વલંત બનાવતા રહીએ તથા ધ્યેય વસ્તુના માર્ગમાં અંતરાયરૂપ બનનાર સર્વનો પરિત્યાગ કરવાને તત્પર રહીએ તો ત્રણે લોકમાં એવું કશું જ નથી જે આપણી અને ભગવાનની વચ્ચે વિચ્છેદ પાડી શકે. × × ×

(૧૪)

૧૨-૨-૧૯૫૧

× × × સ્તોત્રો પ્રેસમાં આપ્યાં છે. 'બાલમિત્ર' માટેની સળંગ વાર્તા 'આપઓળિયો' આરંભી છે. પહેલો હપ્તો બે ચાર દિવસમાં બનશે તો રવાના કરીશ. × × ×

(૧૫)

૨૪-૯-૧૯૫૧

× × × શ્રી ‘ અરવિન્દવંદના ’ ઊંડા ઉતરીને અને શ્રી અરવિંદની સંનિધિને આત્મા સમક્ષ રાખીને વાંચશે. શ્રી અરવિંદનો દિવ્ય મહિમા અંતરાત્માએ જેવો જાણ્યો છે તેવો તેમાં આલેખ્યો છે. પરંતુ વાણી પાંગળી હોવાને લીધે તે પૂર્ણપણે કથાયો નથી. છેવટે તો મૌનભરી આત્માંજલિ જ એમને ચરણે નિવેદિત કરી સંતોષ માનવાનો રહ્યો. × × ×

(૧૬)

૨૬-૭-૧૯૫૬

× × × Moods — ચિત્તની અવસ્થાઓ — સ્થાયી નથી હોતાં. વિધવિધ સંજોગોમાં, કાર્યપ્રતિકાર્યની અસરને લીધે તે બદલાતાં રહે છે. સાધકે આ પ્રકાર થતી ચિત્તાવસ્થાઓ પાછળ અંતરાત્માની સ્થાયી ભૂમિકામાં સ્થિત થઇ, સાક્ષી ભાવે તટસ્થતાથી પ્રકૃતિનાં કાર્યોનું અવલોકન કરવાનું અને અંતરાત્માના અને વિશુદ્ધ બુદ્ધિના વિમળ વિવેક દ્વારા સદ્‌સતનો નિર્ણય કરી અસદ્ વસ્તુની સામે શાંત ને સજ્ઞાન સંકલ્પબળ યોજવાનું હોય છે. આપણી સંમતિ ઉપર શંકા, અનાસ્થા, નિરુત્સાહ, તમસ્ આદિ અવરોધક વસ્તુઓનું બળ બંધાય છે. આત્મભાવે એ સર્વ અધોમુખી યા અજ્ઞાન પ્રકૃતિનાં કાર્યોના ઉછાળાઓથી અંતરને અળગું રાખી પરમાત્માની પ્રતિ પ્રવાહિત કરવું શ્રેયસ્કર છે. બાકી જ્યાં સુધી આપણે આપણી પ્રકૃતિમાં જ રમમાણ રહીએ, સ્થૂલ સ્વભાવમાં દેહભાવે રાચ્યા કરીએ ને અંતરનાં ઊંડાણોમાં સત્યજ્યોતિ સાથે સીધો સંપર્ક રાખનાર આપણા અંતરાત્મા તરફ ન વળીએ ત્યાં સુધી ઉપર્યુક્ત બધી વિક્ષેપરૂપ મુશ્કેલીઓ નડવાની જ. ચિત્તને બાહ્યભાવના તરંગોને વશ રાખી વર્તવાથી બાહ્ય સિવાય બીજું કશું જ જોવાતું નથી; પણ એનો અર્થ એવો ન થાય કે બાહ્ય જ કેવળ અસ્તિત્વ ધરાવે છે ને અંતરની ઊંડી ચીજો નથી. આપણી અંદર — ભીતરથી ભીતરમાં — અંતર્યામી વિરાજ

માન છે, સર્વ જ્યોતિર્મય, સર્વ મંગળમય, સર્વ જ્ઞાન, પ્રેમ અને આનંદમય, સનાતન પ્રભુ જળહળ જ્યોતે પ્રકાશી રહેલા છે. આપણે એમની પ્રતિ સર્વભાવે, સર્વપ્રેમ વડે, સર્વશક્તિવડે, શાંત, સ્થિર, શ્રદ્ધાપૂર્વક વળવાનું છે અને આપણે જેટલા પ્રમાણમાં એકનિષ્ઠાપૂર્વક, ભાવની સચ્ચાઈપૂર્વક એમનું નિવેદન કરવામાં રત રહીએ તેટલા પ્રમાણમાં એમનો પ્રભાવ જોવા, જાણવા, અનુભવવા અને જીવનમાં જીવંત બનાવવાને શક્તિમાન થઇએ. ગુરુમાં, ગુરુવચનમાં, અંતરાત્મામા, અંતર્યામીમાં, ઊંડી અચળ શ્રદ્ધા રાખી વર્તવાથી અને જાતને સંભારવાની ને જાત માટેની ભાવના રાખવાની ટેવને બદલે જાત ભગવાનમાં જતી કરી દેવાની, ભગવાનની સાથે સર્વભાવે તાદાત્મ્ય પામવાની, અભીપ્સાને જ્વલંત બનાવતા રહેવાની નવી ટેવ – અભ્યાસ – પાડવી જોઇએ. આપણને જે સત્યનું ભાન થયું છે તે સત્યની દિશામાં શ્રદ્ધાપૂર્વક પગલાં માંડતાં રહેવામા જ આપણુ કર્તવ્ય સમાયેલુ છે. આપણે નિષ્કામ ભાવે તે બજાવતા રહીએ અને બીજું બધું ભગવાન પર છોડી દઇએ તો કેવુ સારુ ! × × ×

(૧૭)

૩૦-૬-૧૯૫૪

× × × અનુભવો માટે વલખાં મારવાં એ અનુભવોની ભૂમિકાથી દૂર સરવા જેવું છે. આપણે પ્રભુનું નામ અંતરના ઊંડા ને સાચા ભાવથી લીધું છે, પ્રભુને આપણા જીવનસર્વસ્વના માલિક બનાવવાની ભાવના રાખી છે ને પ્રભુના પ્રેમની વેદીમાં આત્મા ને આત્મસર્વસ્વનુ સમર્પણ કરવાનો સંકલ્પ સેવ્યો છે, એટલે બીજી બધી સાધનાની કે સિદ્ધિની ચિંતા છોડી દઈ મૂળ વસ્તુમાં જ રત રહેવું ને પ્રભુ તરફનું આપણું સર્વાંગી વલણુ સત્ય પ્રકારનું રાખવું એ જ આપણું કર્તવ્ય છે. બાકીનું બધું પ્રભુ પોતે જ પોતાની કલ્યાણકારિણી શક્તિ દ્વારા અવશ્ય કરશે જ એવી શુભ શ્રદ્ધા આપણે માટે સહજ બની જવી જોઇએ. જે સમયે જે જરૂરનું

ફરી, જે જ્ઞાન, શક્તિ કે પ્રેરણા આવશ્યક હશે તે ઈશ્વર આપશે જ એવો દૃઢ વિશ્વાસ આપણો પરમ આશ્રય બની જવો જોઈએ. ટૂંકામાં, જાતના વિચારને સર્વસ્વ બનાવી, પ્રેમ, શ્રેય, ધ્યેય બનાવી, સાધનાને સિદ્ધિ બનાવી નિશ્ચિંત ચિત્તે ને પ્રસન્ન અંતઃકરણપૂર્વક તન્મયતા વધારવામાં જ રસલીન બની જવું જોઈએ. × × ×

(૧૮)

૧૦-૪-૧૯૫૪

× × × ભૂમિકા, ભૂમિકાના અનુભવો હોય છે આપણા સામાન્ય ચૈતન્યની ને ગૂઢ ભૂમિકાની વચ્ચેનો પડદો કે દિવાલ જ્યારે ખસે કે પડે ત્યારે તે ભૂમિકાનો અનુભવ થવા માંડે છે. સૌથી પહેલાં તો આપણે સર્વ આસક્તિઓનો, બંધનોનો અને સ્વીકૃત સંકુચિતતાઓનો ત્યાગ કરી વિશાળતર મુક્ત ચૈતન્યની અવસ્થા પ્રાપ્ત કરીએ અને આપણી ઊર્ધ્વમુખી અભીપ્સા દ્વારા પ્રભુના પ્રભાવ સાથે સંપર્ક સાધીએ એ મહત્ત્વનું છે, આપણી આસક્તિઓ ઓછી થાય, માનસ પ્રકાશિત બને, આધ્યાત્મિક ઊર્મિઓ અંતરમાં જાગવા માંડે, પ્રભુ ઉપર અનુરાગ વધે, સામાન્ય વસ્તુઓ તરફ રસબુદ્ધિ વધે, વિવેક, શાંતિ, સ્થિરતા, સમતા, સતત સ્મરણ, સતત ઈશ્વરમાં આત્માને એકનિષ્ઠ રાખવાની ભાવના વધે — આ બધું અનુભવ નહીં તો બીજું શું? આત્મવિકાસ સાધવાનો પ્રયાસ કરતા સાધકનું ચૈતન્ય — મન, પ્રાણ, શરીર ને અંતરઆત્માનું ચૈતન્ય વધારે ને વધારે જાગૃત થાય એ પ્રગતિની જ નિશાની છે. અંતર્મુખતા કે અંતર્મુખ રહેવાની વૃત્તિ વધે, અદિવ્ય અને વિપરીત વસ્તુઓ તરફનું આકર્ષણ ને રાગ ઘટતાં જાય એ પ્રગતિની જ નિશાની છે; સાક્ષાત્કાર માટે તમન્ના વધે, આત્મા ભગવાનનો બનાવી દેવાની સહજ પ્રવૃત્તિ થાય, જીવન ઈશ્વરને આધીન રહી, દિવ્યતાના ધર્મને સ્વીકારી અનુસરવાને તત્પર બને એ પ્રગતિની જ નિશાનીછે. × × ×

(૧૯)

૨-૯-૧૯૫૬

× × × વિજ્ઞાન શક્તિનું અવતરણ થાય ત્યારે પ જેઓ એની પ્રતિ અભીપ્સાપૂર્વક ખુલ્લા થાય છે અને એને માટે તત્પર રહે છે, **તેમનામાં જ એનું કાર્ય** યથાવત્ થવાનું. આ રહ્યો આતરચેતનાનો પ્રશ્ન એટલે બાહ્ય દષ્ટિએ અને અંતરંગદ્વારા એના પ્રતિ આત્મિક વલણ ગખવું એ જ આપણે માટે ઉચિત. બાકીનું બધું નિશ્ચિન્તભાવે જોયા કરવાનું ને વધાવી લેતાં શિખવાનું. × × ×

## શ્રી. જયકૃષ્ણ પુરાણી પરના પત્રો

(૧)

૨-૭-૧૯૨૩

પ્રિય ભાઈ,

ભરૂચ

× × × આપણી ..ની સંસ્થામાં બુદ્ધિવાદના જાળામાં વ્યાયામની પ્રખરભાવના અને યજ્ઞની પવિત્ર ભાવના ગૂંચવાઇ ગયેલી હોય એમ મને લાગે છે અને બાકીનું કામ લહેરી સ્વભાવને લીધે વંઠી જાય છે. આપણા જીવનના કાર્યનું સ્વરૂપ આપણને દીવા જેવું દેખાવું જોઇએ અને એને માટે આપણે સતત જાગ્રત રહી મંડયા રહેવું જોઇએ. ૭ ડઝનેક ચંપલો પસંદ કરીને તરત જ રવાના કરી દેજે. × × ×

(૨)

૪-૮-૧૯૨૩

ભરૂચ

× × × ચંપલો આણી દીધા છે. આ વેપાર આપણા તરફથી જ છે. અખાડા તરફથી નથી. મારે અહીં પોષણને માટે તથા ઘરખર્ચને માટે જોઇએ તેટલા માટે જ એ વિચાર અંગત શરૂ કર્યો છે. અને 'એને

વધારવાને માટે ઉપાયો લેવાનો વિચાર કર્યા કરું છું. મેં એક રૂ. ૧૦નું ટયુશન ગખ્યું છે અને ચંપલની આવક. એટલે હવે ખરખર્ચ નભાવી શકાશે. વળી ફરીને — ગામડાંમાં જઈને — ચંપલ ખપાવવાનો વિચાર છે, પણ સમય અનુકૂળ નથી પડતો. ખુદ ભરૂચમાં તેનાં પગલાં લેવાનો સખત વિચાર કરું છું. કેન્વાસના ચંપલો ખપતા નથી, માટે મોકલવા નહિ. ચામડાના — પૉલિશ્ડ ચામડાના — એક ડઝન તથા બીજા રબરના ટાયરના ૬ ડઝન ચંપલો તૈયાર રાખવા. કજોડાં અને તૂટી ગયેલા ન આવે તે જોશો. કાળજીપૂર્વક તૈયાર થયેલા ચંપલો અનુકૂળ સમયે ફરીથી રવાના કરશો. × × × એક ડઝન પેલાં ચપ્પુ પણ જરૂર મોકલવાનાં છે. એનો શો ભાવ લેવાનો છે તે પણ લખી દેવું. પૈસાનો હું સોમવારે મ. ઓ. કરીશ. વળી, મારો એક જુદો જ પૈસા કમાવાનો પ્લાન છે. જેટલી બની શકે તેટલી સ્કૂલોને પરીક્ષા પછી Text Book પૂરી પાડવાનો વિચાર છે. સારે કમીશને ચોપડીઓ કાર્યાલય તરફથી મેળવી શકાશે. એટલે એ થોડા દિવસની મહેનતને અંગે ઝાઝો લાભ થવાનો ખૂબ સંભવ છે આપણાં જુદાં જુદાં સેન્ટરોના માણસોને એજન્ટો બનાવીશું. અને તેમની સહાયતાથી કામ કરીશું. થોડા ટકા એજન્ટો પાછળ ખરચીશું. × × × આપણા લોકોને Dignity of labour શું છે તેનું બરાબર ભાન નથી કરીને બતાવવું પડશે. × × ×

(૩)

૧૨–૧૨–૧૯૨૩
પૉંડિચેરી

× × × ...... નો પત્ર આવ્યો છે. તેઓ લખે છે કે ......... ને ખોટો આક્ષેપ મૂકી ધામ્ની લાગે તેવો માર્યો હતો. .. ..ની છાપ ખોટી પડી છે તે ખરું છે. પરંતુ, દરેક વખતે તે જ ચોરી કરે એ વિચારવા જેવું તો છે જ. પત્ર ઉપરથી તમે કોઈ જરાપણ ખોટું લગાડશો નહિ એવા વિશ્વાસ સાથે એ બાબતને લગતા મારા વિચારો દર્શાવું છું. × × × દરેક

માણસને હૃદય પણ હોય છે અને ભૂલ સુધારવા માટે બધા કરતાં પ્રેમની વર્તણૂક વધારે અસરકારક છે એ જાણવાની જરૂર છે. મેં પણ એને મારેલો, ઉકળી જઈને. પણ મારો અંતરાત્મા એનાથી કેટલો બધો દુભાયો હતો તે હું જ જાણું છું. એનો માર મને પોતાને જ વાગ્યો હતો. ××× આપણામાં કામ કરનારે મનુષ્ય સ્વભાવના ઊંડા અભ્યાસી થવું જોઈએ અને સુધારવાની કળામાં એ વડે પ્રગતિ કરવી જોઈએ. આ લખાણને તમે એક અભિપ્રાય જ ગણશો. એનો અવળો અર્થ કરી ખોટું લગાડશો નહીં. ×××

## શ્રી. કાન્તિલાલ ર. શેઠ પરના પત્ર

(૧)

શ્રી અરવિંદ આશ્રમ

સ્નેહી ભાઈશ્રી કાન્તિલાલ, પોંડિચેરી, ૩૦-૧૧-૧૯૫૧

તમારા બન્ને પત્રો મળ્યા છે. જે કંઈ બન્યું છે તે સંબંધી જાણ્યું. તમારી બાબતનો આ કિસ્સો એક કોયડા જેવો જણાય છે. એનાં મૂળ ઊંડાં હોવાં જોઈએ. જે હોય તે, સાચા ને શુદ્ધ ભાવથી ભગવાન તરફ વળેલા રહેશો. ચડપડ, સુખદુઃખ આવે છે ને જાય છે. તે બધાં વચ્ચે આપણે સ્થિરભાવથી પ્રભુના દિવ્યજીવનના જ્યોતિર્મય પથે પગલાં ધરીએ અને સ્થિરતાથી આગળ વધતા રહીએ એ મહત્ત્વનું છે, ક્ષુદ્ર ઉદ્દેશો, તુચ્છ સાંસારિક સ્વાર્થો આપણા માર્ગમાં આડા ન પડે એ ડગલે ને પગલે સંભાળતા રહી, હૃદયમાં પરમાત્માની મંગલમૂર્તિની પધરામણી કરી ઉચ્ચજીવનને માર્ગે, પ્રભુને ચરણે પહોંચાડનાર જ્યોતિ પંથે લક્ષ્ય સામે મીટ માંડી નીડરતાથી આગળ ચાલતા જ રહીએ એટલે પત્યું. પ્રભુને વિચારીને જતાં જ્યાં જશું ત્યાં સામે આફતો જ આવવાની, પ્રભુને હૃદયમાં વિરાજમાન રાખી જ્યાં જશું ત્યાં આપણે માટે મંગલો જ સામાં આવવાનાં ×××

(૨)

૧૯–૧૨–૧૯૫૧

× × × તમે અને તમારું બધું ભગવાનનું બનાવી દેવાની સાચી અભિલાષા હશે તો તે નિષ્ફળ નથી જવાની. પરંતુ ઇશ્વરને સર્વસમર્પણનો ભાવ રાખી, એની ઇચ્છાને આધીન વર્તવાનું રાખી, આળસ, પ્રમાદ, નિરુત્સાહિતાદિ અંતરાયોને આડે ન આવવા દઈ પુરુષાર્થ તો આદરવાનો છે. હૃદયમાં પ્રભુ પધરાવ્યા હશે, પ્રભુની જ્યોતિથી માર્ગ મેળવ્યો હશે, પ્રભુને ખાતર જીવન જીવવાનું વ્રત સેવાયું હશે તો અવશ્ય એનું દિવ્ય ફળ મળવાનું. પરંતુ આપણે ફળનો વિચાર કરવાને બદલે પ્રભુનો વિચાર વધારે કરવાનો હોય. × × ×

(૩)

૨૧–૩–૧૯૫૧

× × × તમારે આફતવશ બધું ગુમાવવું પડ્યું. સાધુસન્યાસીઓ ચાહીને બધું છોડી દઈ તમારા જેવી તો શું તે કરતાં પણ વધારે કંગાલ દશાને અપનાવી લઇ મોજમાં રહે છે. વાત એમ છે કે અહંભાવી જીવનદૃષ્ટિમાંથી ને તૃષ્ણામાંથી છૂટવું જોઇએ. ઇશ્વર જેમ રાખે તેમ રહેવામાં જ કલ્યાણ સમજવું. ભગવાનમાંની સાચી શ્રદ્ધા માગે છે કે આપણું ધાર્યું નહિ પણ ઇશ્વરનું ધાર્યું જ વધાવી લેવું જોઈએ. સર્વ સ્થિતિઓમાં પ્રસન્ન મુખ, પ્રફુલ્લ પ્રેમભાવ ને ભરપૂર ભક્તિ આપણું ધન બની જવાં જોઇએ.×××

(૪)

× × × તપસ્યા માણસોને પાવન કરે છે ને દિવ્યતામાં અમૃતમીઠડાં ફળનો અધિકારી બનાવે છે. હા, એ તપસ્યા કેવળ ભગવાન માટેનીજ હોવી જોઇએ. પ્રભુ સિવાયનો બીજો કોઈ ક્ષુદ્ર ઉદ્દેશ રાખીને કરેલાં તપો અંતે તપાવનારાં જ નીવડે છે. એક પ્રભુને ખાતર, પ્રભુની સેવાને નિમિત્તે, પ્રભુના પ્રેમને કારણે કરેલું તપ જ કલ્યાણકારી નીવડે છે ને માનવઆત્માને ઊર્ધ્વગતિ આપી ઊંચે ચઢાવે છે. × × ×

(૫)

૧૯-૧-૧૯૫૬

× × × નવી દુકાન શરૂ કરો ત્યારે પ્રભુ પ્રીત્યર્થે જ બધું કરવાનું છે એવી ભાવના જેવું બીજું કશું જ ઉત્તમ નથી. શાન્ત, ગંભીર, ધર્મભાવપૂર્વક હૃદયમાં ને આસપાસ પ્રભુનું સાન્નિધ્ય અનુભવતા રહી, વિશાળ ને લાંબી દૃષ્ટિ રાખી કાર્ય આરંભવું. તાત્કાલિક લાભનો મોહ ન રાખતાં લાંબે ગાળે જે લાભકારક હોય તે કરવું. હૃદય ઉદાર રાખવું, ભાવના ઊંચી રાખવી, મમતા જતી કરી, પ્રભુના પ્રતિનિધિરૂપ રહી બધી કામગીરી કરવી. સૌનું શુભ થાય એવો ભાવ અંતરમાં અખંડ જાગ્રત રાખી ન્યાયમાર્ગે મેળવવામાં જ મક્કમ રહેવું. × × ×

(૬)

૧૭-૭-૧૯૫૬

× × × સાંસારિક દૃષ્ટિથી તમને જન્મદિનનાં ખાસ અભિનંદન આપવાનો ઉત્સાહ ન થાય એવી તમારી પરિસ્થિતિ છે તે હું જાણું છું. પરંતુ એ જ એક માત્ર દૃષ્ટિ નથી. આત્મિક દૃષ્ટિ પણ છે અને એ દૃષ્ટિથી જોતાં તમને અનેકાનેક અભિનન્દન આપતાં આનંદ થાય છે. દુનિયાની જાહોજલાલી તો આજે છે ને કાલ નથી. લાખો દૃષ્ટાન્તો આ સત્યની સાક્ષી પૂરી પાડે છે. અને આપણે જોતા આવ્યા છીએ કે આ દુનિયાની સમૃદ્ધિને લાત મારી અનેક આત્માઓ પ્રભુની શોધમાં નીકળી પડે છે. પરમાત્માની દિવ્ય સમૃદ્ધિ આવા આત્માઓ મેળવી ધનભાગી બને છે અને બીજા અનેકને બનાવે છે. એટલે તમારી બાબતમાં તમે સાચા ધનવાન છો અને વધુ ધનવાન બની રહ્યા છો એ જાણી સંતુષ્ટ થાઉં છું. તમારા આ જન્મદિને પ્રભુને પ્રાર્થના કરીશ કે તે તમને દિવ્યતાની રિદ્ધિસિદ્ધિઓએ સમૃદ્ધ બનાવવાનું ચાલુ રાખે અને પોતાના પ્રેમપાત્ર બનાવી આલમનૂર અનંતાનંત આશિષો તમારે મસ્તકે ઉતારે ! ×××

*

# શ્રી. 'પુરંદર' દેસાઇ પરના પત્રો

(૧)

શ્રી. અરવિંદ આશ્રમ
પોંડિચેરી, ૨૭-૩-૧૯૫૬

સદ્‌ભાવશીલ ભાઇશ્રી 'પુરંદર,'

× × × 'સ્વાતંત્ર્યનું પંખી' આ કાવ્યની અંતની બે કડીઓમાં મેં પાઠાન્તરનો પ્રવેશ કરાવ્યો છે. એક દૃષ્ટિએ તમારું કહેવું બરાબર છે. જૂનો પાઠ ભાવના વેગને લીધે પૂર્વ પંક્તિઓ સાથે મેળ સાધવામાં વધારે સફળ થયેલો છે. નવા પાઠમાં એક નવા જ ભાવનું સૂજન થાય છે. સ્વાતંત્ર્યના પંખીને છેવટે પોતાને જોઇતું-સુયોગ્ય સ્થાન મળી રહે છે અને એને લીધે તે એક પ્રકારનો નિરાંતભર્યો સંતોષ અનુભવે છે. એ સ્વસ્થ, શાંત અને ગંભીર ભાવ નવા પાઠમાં એને અનુરૂપ શબ્દોદ્વારા પ્રગટ કરવાનો મારો ઉદ્દેશ હતો. પૃથ્વીછંદ વિષેના કાવ્યથી તો મને પણ અસંતોષ જ છે. એ પ્રયત્ન કર્યા છતાંય કિલષ્ટતામાંથી મુક્ત થયું નથી; કદાચ નવેસર લખું તો થાય ખરું × × × કાવ્યના હાર્દમાં જેમ વધારે ઊંડું ઉતરાય ને કવિની ભાવનાસૃષ્ટિનો કલ્પનાદ્વારા જેટલો તાદશ પરિચય સધાય તેટલું વધારે તે કાવ્યની સમ્યક્ સમીક્ષા માટે સરળ બને.× × × મારાં કાવ્યોને મારા અન્તરે વિવિધ પ્રસંગો ને અવસ્થાઓમાં અનુભવેલા ભાવોની સ્વાભાવિક અભિવ્યક્તિરૂપ કહેવાની ધૃષ્ટતા કરું તો ક્ષન્તવ્ય ગણશો. કૃત્રિમતાનો હું કટ્ટર વિરોધી છું. સહજ સ્વાભાવિક અને સ્વયં પ્રેરણામાંથી આવેલી કવિતા જ સાચી કવિતા છે. જેને માટે બૌદ્ધિક શ્રમનો પરસેવો ઉતારવો પડે તે કવિતામાં સાચું કવિત્વ ભાગ્યે જ પ્રગટ થાય એવું મારું અનુભવસિદ્ધ માનવું છે. × × ×

(૨)

૫-૩-૧૯૫૭

× × × એક ગેરસમજૂતી કેટલાક જણના મનમાં હોય એમ...... મારા 'પારિજાત' પરના તાજેતરના એક વિવેચન પરથી જણાય છે.

ગુજરાતના કે ગુજરાત બહારના કોઈપણ કવિ કે લેખકે મારા કાવ્યસર્જનમાં મારી પર અસર કરી નથી. કારણ કે મેં ભાગ્યે જ કોઈ વાંચ્યો છે. મને વિદ્યાર્થી અવસ્થામાં પાઠ્યપુસ્તકો જે કાંઈ શીખવાડ્યા છે તે ઉપરાંત મેં ઓછા જ માત્ર વાંચવામાં આવ્યા છે. પોંડિચેરીમાં આવ્યા પહેલાં મને સાક્ષરતા ઉપર કટાક્ષ હતો અને વાંચવાની ટેવ જ નહોતી. અહીં આવ્યા પછી મારી બધી શક્તિઓ અને સમય આત્મઉન્નતિની આરાધનામાં યોજાયાં અને તેથી અહીં વાંચનમાંથી પણ નહોતી. અને સદ્‌ભાગ્યે મને જે કાંઈ વ્યક્ત થયું મળી તે મારી જીવનસાધનાએ જગાડેલા અંતઃચૈતન્યમાંથી જ મળી. શ્રી અરવિંદનો ગૂઢ પ્રભાવ, શ્રી માતાજીની કૃપાદૃષ્ટિ મારા આત્મા પર જે કાર્ય કરતા આવ્યા છે તેને પરિણામે જ મારી ચિત્તશક્તિ આપોઆપ બહારની—કોઈપણ મદદ વગર—વિકસતી ગઈ છે એ અત્રે સ્પષ્ટ કરવું જરૂરી છે × × × એક વાત યાદ આવે છે કે કેટલાંનું માનવું એમ છે કે મેં મારી કવિતામાં શ્રી અરવિંદની ફિલસૂફી રજૂ કરવા પ્રયત્ન કર્યો છે, પણ આ સત્યથી સો કોસ દૂર છે. મેં કાવ્ય દ્વારા જે વ્યક્ત કરવા પ્રયત્ન કર્યો છે તે મારા આંતરચૈતન્યમાં જાગેલી ઊર્મિઓ, મારા જીવનરૂપ બની ગયેલા ભાવો, ધન્યક્ષણોએ થયેલા દર્શનો, મારા સ્વભાવમાં સ્થાયીભાવ પામેલી વસ્તુઓ અને તજ્જન્ય અનુભવો. કૃત્રિમતાનો હું કટ્ટર શત્રુ છું. સહજ, સ્વાભાવિક, સહૃદય ભાવથી ગુંજન હોય તે જ મને આકર્ષે છે અને તેમાં જ મારું હૃદય રમે છે × × ×

## શ્રી ગિરધરભાઈ દલવાડી પરના પત્રો

(૧)

૨૨-૯-૧૯૪૩
પૉંડિચેરી

વહાલા ભાઈ ગિરધર,

× × × ઊંચી વસ્તુથી જેનું હૃદય આનંદિત થાય તેના ભાગ્યનો શુભ ઉદય થઈ ચૂક્યો જ છે, તેના અંતરાત્માએ પ્રભુની કૃપાનો અમૃતપ્રસાદ ચાખવા માંડ્યો છે, તેના જીવનમાં દિવ્ય પનરો શરૂ થઈ ગયો છે ઊંચી

પરતુને પિછાનની, પિછાન્યા પછી તેની ઉપર પ્રીત બાંધવી અને પ્રીત બાંધ્યા પછી તેને ખાતર તેની ઉપર કુરબાન થઈ જવું, એ સદ્‌ભાગ્ય યોગે ભગવાનની કૃપાના અધિકારને પ્રાપ્ત થયેલા, જાગૃતિને પામેલ ધન્ય આત્માની સ્વાભાવિક પ્રવૃત્તિ છે. તમને માતાજીના આશીર્વાદ એવી ધન્યતાની પરંપરાનું વરદાન આપશે, માત્ર ભક્તિભાવથી પ્રફુલ્લિત હૃદયે અંતર ઉઘાડીને એ દિવ્ય વરદાનને અપનાવી લેવાને શ્રદ્ધાપૂર્વક તત્પર–નિરંતર તત્પર – રહેજો.

' માતાજીનો પરિચય Lotus petals આપશે. એ કાવ્યોમાં મારા અંતરાત્માએ જે ભાવો પ્રગટ કર્યા છે તે ભાવોના નૈવેદ્યને દિવ્ય મમતાપૂર્વક સ્વીકારનાર અને મને અમૃતવર્ષણથી નવડાવનાર જગદંબા – સચ્ચિદાનંદમયી ભગવતી – નું વ્યક્તિસ્વરૂપ તે માતાજી. પૃથ્વી ઉપર તેના પાર્થિવ જીવનને પ્રભુમય જીવનમાં ફેરવી નાખવાના અભૂતપૂર્વ દુષ્કર કાર્યને સિદ્ધ કરવા માટે, પરમેશ્વરે દયાર્દ્ર હૃદયે માનવતામાં ઊતરી આવવાનુ સ્વીકાર્યું અને એ રીતે જેમના યોગસિદ્ધ શરીરમાં પ્રગટ થયા તે અમારાં, તમારાં, જે સ્વીકારે તે સૌનાં માતાજી—ભગવતી વિજ્ઞાનશકિત સ્વરૂપ માતાજી. માનવીઓમાં માનવના જેવાં દેખાતાં છતાં જેમના દેહાણુઓમાં કોઈ ન્યારું નિગૂઢ દિવ્ય તેજ વિલસી રહ્યું છે, જેમના હૃદયમાં પરાત્પર પ્રભુનું સનાતન ચૈતન્યસ્વરૂપ અંતરાત્મા રૂપે સ્મિત વડે સર્વનાં અંતરને આનંદિત કરી રહ્યું છે, જેમની કૃપા પ્રભુનાં – પરમેશ્વરીનાં – બાળકોને શોધી રહી છે તે દયામયી, કૃપામયી, આનંદમયી જગત્તારિણી જગદંબા. જે માનવમૂર્તિ અમને અમારી દિવ્ય મા રૂપે પ્રાપ્ત થયાં છે તે માતાજી. માતાજી કોણ છે, કેવાં છે, વગેરે શબ્દોથી શી રીતે સમજાવી શકાય? હૃદયના ઊંડાણમાં માતાજીનો શિશુ, આપણો અંતરાત્મા એમને સદાકાળ ઓળખતો હોય છે. તે અંતરાત્માને બોલવા દો અને એની પાસેથી માતાજી કોણ છે તે પઢી લો.

ફ્રાન્સના અમીરી કુટુંબમાં જન્મેલાં, બાળપણથી જ અંતર્યામીને આરાધનારાં, મોટી ઉંમરે કોઈ ઇજિપ્શ્યન ગુરુ પાસે ગૂઢ સાધના માર્ગે

ગુજરાતના કે ગુજરાત બહારના કોઈપણ કવિ કે લેખકે મારા કાવ્ય-સર્જનમાં મારી પર અસર કરી નથી. કારણ કે મેં ભાગ્યેજ કોઈને વાંચ્યો છે. મને વિદ્યાર્થી અવસ્થામાં પાઠ્યપુસ્તકે જે કાવ્યો શીખવાડ્યાં છે તે ઉપરાંત બહુ ઓછાં મારા વાંચવામાં આવ્યા છે. પૉંડિચેરીમાં આવ્યા પહેલાં મને સાક્ષરતા ઉપર કંટાળો હતો અને વાંચવાની ટેવ જ નહોતી. અહીં આવ્યા પછી મારી બધી શક્તિઓ અને સમય આશ્રમજીવનની આરાધનામાં યોજાયાં અને વળી અહીં વાચનસામગ્રી પણ નહોતી અને સદ્‌ભાગ્યે મને જે કાંઈ કાવ્યપ્રેરણા મળી તે મારી જીવનસાધનાએ જગાડેલા નવચૈતન્યમાંથી જ મળી. શ્રી અરવિંદનો ગૂઢ પ્રભાવ, શ્રી માતાજીની કૃપા-દૃષ્ટિ મારા આત્મા પર જે કાર્ય કરતાં આવ્યા છે તેને પરિણામે જ મારી કવિત્વશક્તિ આપોઆપ બહારની—કોઈપણ સહાય વગર—વિકસતી ગઈ છે એ અત્રે સ્પષ્ટ કરવું જરૂરી છે. × × × એક વાત યાદ આવે છે. કેટલાકનું માનવું એમ છે કે મેં મારી કવિતામાં શ્રી અરવિંદની ફિલસૂફી રજૂ કરવા પ્રયત્ન કર્યો છે, પણ આ સત્યથી સો કોસ દૂર છે. મેં કાવ્ય દ્વારા જે વ્યક્ત કરવા પ્રયત્ન કર્યો છે તે મારા આંતરચૈતન્યમાં જાગેલી ઊર્મિઓ, મારા જીવનરૂપ બની ગયેલા ભાવો, ધન્યક્ષણોએ થયેલાં દર્શનો, મારા સ્વભાવમાં સ્થાયીભાવ પામેલી ઘટનાઓ અને તજ્જન્ય સંવેદનો. કૃત્રિમતાનો હું કટ્ટર શત્રુ છું. સહજ, સ્વાભાવિક, સહૃદય ભાવથી સુભગ હોય તે જ મને આકર્ષે છે અને તેમાં જ મારું હૃદય રમે છે. × × ×

## શ્રી. ગિરધરભાઈ દલવાડી પરના પત્રો

(૧)

૨૨-૯-૧૯૪૩
પૉંડિચેરી

વહાલા ભાઈ ગિરધર,

× × × ઊંચી વસ્તુથી જેનું હૃદય આનંદિત થાય તેના ભાગ્યનો શુભ ઉદય થઈ ચૂક્યો જ છે; તેના અંતરાત્માએ પ્રભુની કૃપાનો અમૃતપ્રસાદ ચાખવા માંડ્યો છે; તેના જીવનમાં દિવ્ય પલટો શરૂ થઈ ગયો છે. ઊંચી

વસ્તુને પિછાનવી, પિછાન્યા પછી તેની ઉપર પ્રીત બાંધવી અને પ્રીત બાંધ્યા પછી તેને ખાતર તેની ઉપર કુરબાન થઈ જવું, એ સદ્ભાગ્ય યોગે ભગવાનની કૃપાના અધિકારને પ્રાપ્ત થયેલા, જાગૃતિને પામેલ ધન્ય આત્માની સ્વાભાવિક પ્રવૃત્તિ છે. તમને માતાજીના આશીર્વાદ એવી ધન્યતાની પરંપરાનું વરદાન આપશે, માત્ર ભક્તિભાવથી પ્રફુલ્લિત હૃદયે અંતર ઉઘાડીને એ દિવ્ય વરદાનને અપનાવી લેવાને શ્રદ્ધાપૂર્વક તત્પર–નિરંતર તત્પર – રહેજો.

માતાજીનો પરિચય Lotus petals આપશે. એ કાવ્યોમાં જાગ અંતરાત્માએ જે ભાવો પ્રગટ કર્યા છે તે ભાવોના નૈવેદ્યને દિવ્ય મમતાપૂર્વક સ્વીકારનાર અને મને અમૃતવર્ષણથી નવરાવનાર જગદંબા – સચ્ચિદાનંદમયી ભગવતી – નું વ્યક્તિસ્વરૂપ તે માતાજી. પૃથ્વી ઉપર તેના પાર્થિવ જીવનને પ્રભુમય જીવનમાં ફેરવી નાખવાના અભૂતપૂર્વ દુષ્કર કાર્યને સિદ્ધ કરવા માટે, પરમેશ્વરે દયાર્દ્ર હૃદયે માનવતામાં ઊતરી આવવાનું સ્વીકાર્યું અને એ રીતે જેમના યોગસિદ્ધ શરીરમાં પ્રગટ થયાં તે અમારાં, તમારાં, જે સ્વીકારે તે સૌનાં માતાજી—ભગવતી વિજ્ઞાનશક્તિ સ્વરૂપ માતાજી. માનવીઓમાં માનવના જેવાં દેખાતાં છતાં જેમના દેહાણુઓમાં કોઈ ન્યારું નિગૂઢ દિવ્ય તેજ વિલસી રહ્યું છે, જેમના હૃદયમાં પરાત્પર પ્રભુનું સનાતન ચૈતન્યસ્વરૂપ અંતરાત્મા રૂપે સ્મિત વડે સર્વનાં અંતરને આનંદિત કરી રહ્યું છે, જેમની કૃપા પ્રભુનાં – પરમેશ્વરીનાં – બાળકોને શોધી રહી છે તે દયામયી, કૃપામયી, આનંદમયી જગત્તારિણી જગદંબા. જે માનવમૂર્તિ અમને અમારી દિવ્ય મા રૂપે પ્રાપ્ત થયાં છે તે માતાજી. માતાજી કોણ છે, કેવાં છે, વગેરે શબ્દોથી શી રીતે સમજાવી શકાય ? હૃદયના ઊંડાણમાં માતાજીનો શિશુ, આપણો અંતરાત્મા એમને સદાકાળ ઓળખતો હોય છે. તે અંતરાત્માને બોલવા દો અને એની પાસેથી માતાજી કોણ છે તે પૂછી લો.

ફ્રાન્સના અમીરી કુટુંબમાં જન્મેલાં, બાળપણથી જ અંતર્યામીને આરાધનારાં, મોટી ઉંમરે કોઈ ઇજિપ્શ્યન ગુરુ પાસે ગૂઢ સાધના માર્ગે

અદ્ભુતવેગે આગળ વધેલા અને સાધનાની પૂર્ણાહુતિ કરાવનાર મહાગુરુ હિંદમા મળશે એવા ગુરુવાકયને અનુસરી ચાલ, જાપાન થઈ હિંદમા — પોન્ડિચેરીમા શ્રી અરવિંદનો મેળાપ થતા તેમને ઓળખી લઈ એમને પોતાના પરમ ગુરુ, પ્રભુરૂપે એમણે સ્વીકાર્યા લગભગ ત્રિસ વર્ષ ઉપર (૧૯૨૮મા જ ઘણુ કરીને) ત્યાર પછી પોતે ફરીથી જાપાન વગેરે ગયેલા તે ગઈ લડાઈ પૂરી થતા ફરી હિંદ આવેલા અને શ્રી અરવિંદ ચરણે આત્મસમર્પણપૂર્વક અહીં જ રહેલા ૧૯૨૬માં નવેમ્બરની ૨૪મી તારીખે શ્રી અરવિંદમા પૂર્ણપણે ભગવાનનો આવિર્ભાવ થયો અને એમની યોગસિદ્ધિની વિશ્વોદ્ધારક મહાશક્તિ માતાજીમા મૂર્તિમંત થઈ તે દિવસથી આશ્રમની (હાલના રૂપમા) શરૂઆત તે દિવસથી અમારે મન માતાજી અને શ્રી અરવિંદ માનવતામા અતિમાનવની સિદ્ધિના વિશ્વકેન્દ્રો બની ગયા, માનવ શરીર દ્વારા પરમેશ્વર અને પરમેશ્વરીની વિજ્ઞાનમય ચેતનાની નિસરણી વિશ્વરૂપ ઉપર ઉતારનારા શિવપાર્વતી સમા બની ગયા એમના વિષે વિશેષ શુ લખુ ? મન, વાણી જ્યા પહોંચી શકતા નથી તે પરમતત્ત્વને પૃથ્વી ઉપર માનવજીવનમા મૂર્ત થયેલુ જોવું હોય તો તે માતાજીના અને શ્રી અરવિંદના સ્વરૂપોમા જડશે

યુગે યુગે જે સત્ય ધર્મની સ્થાપના અર્થે (ધર્મ સામાન્ય અર્થમા નહીં પણ ઉત્ક્રાન્તિનો નિયમ એવા અર્થમા) જે પૃથ્વી ઉપર અનેકરૂપે પધારતા આવી ગયા છે તે વિજ્ઞાન ચૈતન્ય અને તદનુસારી પ્રકૃતિનુ રૂપાંતર પૃથ્વી ઉપર માનવજીવનમા સિદ્ધ કરી બતાવવા અને પૃથ્વીના બાળકોને તેનુ વરદાન આપવા અત્રે પધારેલા છે એમના શિવ સ્વરૂપના દર્શન શ્રી અરવિંદમા થશે તો એમનુ શક્તિ સ્વરૂપ માતાજીમા મૂર્ત થયેલુ દેખાશે આ મારો અનુભવ તમને અંગત માની તમારી આગળ પ્રગટ કરુ છુ તમારો અંતરાત્મા ખૂલતા તમને પણ આવો જ અનુભવ થશે એની ખાત્રી આપુ છુ તે દરમ્યાન માતાજીને અને શ્રી અરવિંદને અદ્ભુત યોગસિદ્ધ પરમાત્મ જ્યોતિઓ રૂપે તમે શ્રદ્ધાપૂર્વક સ્વીકારી એમની સેવામા જે કાંઈ બને તે કરતા રહેશો તો એ પણ અપૂર્વ આત્મલાભ છે પરમ ભાગ્યવંત

પુણ્યશાળી જીવોને જ એવું કરવાનું સૂઝે છે અને એ રીતે તેઓ ઉત્તરોત્તર વધારે ને વધારે દિવ્યમાર્ગે ભગવત્કૃપાનુસાર આગળ વધે છે. × × ×

(૨)

૯–૧૦–૧૯૪૨

પૉંડિચેરી

× × × તમારો પત્ર અને જોડે બીડેલો ચેક મળી ચૂક્યા છે × × × ભગવાનને ચરણે ભાવપૂર્વક અપાયેલી એક નાનકડી કણી હોય તો પણ શું? આપણી ઉદારતાના પ્રમાણમાં આપણે પ્રભુને પદે જે ધર્યું હોય તેના બદલામાં પ્રભુ પોતાની ઉદારતાના પ્રમાણમાં દિવ્યનાના દાન–વરદાન રૂપે પોતાની કૃપા વરસાવે છે. અને ક્યાં આપણી કૃપણના કહેવાય એવી નામની ઉદારતા અને ક્યાં પ્રભુની અનંત ઉદાર દિવ્ય દિલાવરી! એટલે પ્રભુને કરેલું અર્પણ કેટલા મહાન પ્રત્યર્પણમાં પામે તે તો કલ્પી જ લેવું.

તમે પ્રભુકૃપાના અધિકારી બની ચૂક્યા છો. ભગવતી માતાજી તમારી પર સાચે જ પ્રસન્ન થયાં છે. એમની દિવ્ય આશિષો તમારી મહેમાનગીરી માગતી તમારે ઘેર બારણું ઠોકતી આવી છે. તમારા અંતરના દરવાજા ઉઘાડી દેજો અને પ્રેમની મીઠાશથી એમને તમારા આત્મમંદિરમાં પધરાવી હૃદયની ભાવભક્તિથી એમની પૂજાનો પરમાનંદ માણજો; ભગવાન શ્રી અરવિંદ અને ભગવતી માતાજી તમારાં થવા અને તમને પોતાનાં બનાવવા તમારી શોધ કરતાં તમારે મંદિરે આવે છે. જીવનની અમૂલ્ય તક રખે વેડફાઈ જતી.

× × × શ્રી માતાજી અને શ્રી અરવિંદ જે સત્યલોકના ભાગવત જીવનનું પૃથ્વીને વરદાન આપવા માટે પધાર્યાં છે અને દિનરાત ગૂઢ કાર્ય

કરી રહ્યાં છે તે જીવનને આપણે અપનાવી લઈએ. તેને માટે ખુબ સંઘ-ભાવના સહકારપૂર્વક પ્રવૃત્ત થઈએ. અને એ કાર્યની સેવામાં તન, મન, ધન, માત્ર નહીં પણ સર્વાત્મા સર્વભાવે યોજવાની અભિલાષામાં એકાગ્ર બનીએ એજ આપણે માટે આપણી કૃતજ્ઞતા પ્રગટ કરવાનો માર્ગ છે. x x x



# શુદ્ધિ – વૃદ્ધિ

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧ | મુણ્યુ | સુણ્યું |

**જીવનયાત્રા**

| | | | |
|---|---|---|---|
| ૫ | ૧૦ | ચિત્રવાળા | ચિત્તવાળા |
| ૧૫ | ૧૮ | ર્વ | પૂર્વ |
| ૨૦ | ૧૪ | બનીજાય | બની જાય |
| ૨૧ | છેલ્લી લીટી | નોધ | નોંધ |
| ૨૨ | ૨ | ‘ સૌગંધ્ય લહરી ’ | ‘ સૌગન્ધ્યલહરી’ |
| | ૧૭ | શ્રી. અરવિંદ | શ્રી અરવિંદ |
| ૨૮ | ૧૨ | હકિકત | હકીકત |
| ૨૯ | ૭, ૯, ૧૩ ને ૧૧ | સાધનમાર્ગ | સાધનામાર્ગમાં |
| ૩૧ | ૧ | માતજી | માતાજી |
| | ૧૪ | પરીણામે | પરિણામે |
| ૩૬ | ૨૩ | પરેદેશી | પરદેશી |
| ૩૭ | ૧ | મૃત્યું | મૃત્યુ |
| ૪૦ | ૮ | Rossary | Rosary |
| ૪૪ | ૦૪ | પાડીચેરી | પૉંડિચેરી |
| ૪૫ | ૧ | ,, | ,, |
| | ૪ | ભારતિય | ભારતીય |
| | ૧૦ | અનુરુપ | અનુરૂપ |
| ૪૬ | ૧૭ | પીયુષો | પીયૂષો |
| ૫૧ | ૧૪ | તપ્તરતાનો | તત્પરતાનો |
| | ૧૪ | પૉંડીચેરી | પૉંડિચેરી |
| | ૨૨ | અગત્યતા | અગત્ય |
| ૫૨ | ૧૮ | સામાયિકોમાં | સામયિકોમાં |
| ૫૫ | ૯ | ગીતાગુંજરી | ગીતગુંજરી |

| | | | |
|---|---|---|---|
| ૧૭૪ | ૮ | પ્રિય કવિતાને | પ્રિયા કવિતાને |
| | ૯ | અધુરું | અધૂરું |
| | ૧૧ | પ્રિય કવિતાને | પ્રિયા, કવિતાને |
| | ૧૮ | વીનવે | વિનવે |
| ૧૭૫ | ૬ | નિચોવ્યું | નીચોવ્યું |
| ૧૭૭ | ૫ | સાઉં | સારૂં |
| [illegible] | ૨૨ | મિઠાશ | મીઠાશ |
| ૧૭૮ | ૫ | પ્રિય કવિતાને | પ્રિયા કવિતાને |
| | ૬ | રમણિય | રમણીય |
| | છેલ્લી લીટી | અમૂક | અમુક |
| ૧૩૧ | ૧૩ | ક્વચિત | ક્વચિત્ |
| ૧૩૫ | ૨૩ | (૩૩) | (૩૨) |
| ૧૩૯ | ૧૨ | જગનનાં | જગતનાં |
| ૧૪૦ | ૯ | શુદ્ર | ક્ષુદ્ર |
| | ૧૯ | અભિપ્સા | અભીપ્સા |
| ૧૪૧ | ૬ | નહીં | નહીં |
| ૧૪૨ | ૧૨ | છંદૌચિત્ય | છંદૌચિત્ય |
| ૧૪૩ | ૧૬ | ભક્તિનું | ભક્તિનું |
| ૧૪૫ | ૧૦ | બ્દો | શબ્દો |
| ૧૫૩ | ૧૦ | યુતિહારિણી | દ્યુતિવિહારિણી |
| ૧૫૫ | ૨૧ | રહી | રહી છે |
| ૧૫૯ | ૧ | પ્રફુલ્યા | પ્રફુલ્લા |
| ૧૬૩ | ૧૦ | એમને | અમને |

**પત્રવ્યક્તિત્વ**

| | | | |
|---|---|---|---|
| ૩ | ૧૧ | તારવંદનનો | સંસ્કારવંદનનો |
| ૫ | ૯ | મુળજીભાઇ | મૂળજીભાઇ |
| ૨૨ | ૧૯ | તદનુસારીપ્ર કૃતિ | તદનુસારી પ્રકૃતિ |